# બરજેનામું.

## દફતર ૧૩ મું આખું.

અસલ હાથનાં લખેલાં પુસતક ઊપરથી વાક
યોની રચના સુધારીઆમાં આવી છે,
અને તેની અસલી લંબાણ રાહ-
રાગાત કાયમ રાખી છે.

મુંબઈ,
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ છાપીઓ છે
સને ૧૨૪૬ યજદેજરદી-સને ૧૮૭૭ ઇસવી

કીંમત રૂ ૩.

# ખોલાસો.

બરજો નામાનાં નહી છપાયલાં દફતરો છાપી પરગટ કરવાનું કામ જે હમોએ ચાલું કરીઊં છે, તે મુજબ તેનું બારમું આખું દફતર ગયા સાલના સપટેમબર માસમાં બાહેર પાડીઊં હતું, અને હાલમાં આ તેરમું દફતર તઈઆર કરીને આખું બાહેર પાડીઊંછે; અને બાકીનાં બીજાં દફતરો જેમ જેમ પુરાં થતાં જશે, તેમ તેમ હમોએ તેમને આખાં દફતરમાંજ બાહેર મેલતા જવાનો એરાદો રાખીઓ છે.

માણેકજી બરજોરજી મીનોચેહર હોમજી,

મુંબઇ સમાચારનો માલેક.

માસ જાનેવારી ૧૮૭૭.

# સાંકલીઉં.

## દફતર ૧૩ માંનું.

# બરજો નામું

## દફતર ૧૩મું.

### હેકાયત લખીછે કે, આવીઓ નાપેકાર આજર દેવ, ગરદનફરાજ કરીમાનની દરગાહમાં.

જેવારે બદકેરદાર અલવંદ દેવ શકલાબશાહાની નજદીક આવીઓ, તેવારે શકલાબશાહે તેનો હાથ પકડીને પોતાની પાસે બેસાડયો. પછે શકલાબે તે દેવને ખેર આફીઅત પુછી, ને પોતાના દીદા પાણી ભરેલા કરીને કેહેવા લાગો કે, "બરજોનો બેટો કરીમાન કેરશાસપના નરીમાનની મીસાલ મારી ઊપર લશકર સાથે આવયોછે; અને તે બેહુદા મગજના છોકરાએ મારી ઊપર લડાઈનો પેગામ મોકલીઓછે. તે છોકરો હજુ નાદાન છે, તેથી આપણી કદર જાણતો નથી. ને હરવખત બોલેછે કે, 'હું દરીઆવના મગરમછની મીશાલ જોશ કરતો એ તરફ એટલા વાસતે આવયોછું કે, નાપેકાર અલવંદ દેવની બેહુ બાજુ બાંધું.' વાસતે અય નામના ઊઠાવનાર દેવ, કરીમાન તારી સાથે લડવાની ઘણી ખાહેશ રાખેછે. પણ એ બદગોહરના જબુલીએ લડાઈની વખત તારી મરદાનગીનો દબદબો દીઠો નથી તેથી, એવડી દમજની કરેછે, તથા બીજું એ કે મારો ખાશ ખેદમતગાર જે શોહેરોય નામનો હતો તેભી મારી સાથે ના ફરમાન થયો ને જઈને કરીમાનને મલયો. તે કરીમાને તેને, પોતાના પેહેલવાનોમાં સરફરાજી આપીને નવાજેશથી તેનું નામ સરહંગ કરી રાખીઊં છે. તે બદકેરદાર સરહંગે કરીમાનની હીમા

યતથી મારી દરગાહમા આવીને, મારા કાહાર પેહેલવાનનું સર પંજરે ફરી કાપીને, ગાજાનેની સાથે ખુશી થતો કરીમાનની દરગાહમાં તે પેહેલવાનનું સર લઈ ગયો, પણ તેણે મારી કસી મુરૂઅત કીધી નહી. મારી ઊમરમાં એક સામે સવાર સીવાય કોઇબી બીજો ઇરાની પેહેલવાન એ શકલાબના મોલકમાં આવયો હતો નહી. જાલ, રૂસતમ તથા ફરામરજ એ પેહેવાનો તમામ જેહાનમાં ફરી વલીઆ, પણ તેઓભી એકાએક કોઇ એ તરફ આવી શકીઆ નહી હતા, મગર આ એક છોકરો પોતા શેહેરની તરફથી એ રવેશ અતરે આવીઓછે ખરે, પણ ખતા ખાવા વગર રહેશે નહી. એ કરીમાન પોતાની સાથે એક હજાર સવાર સીવાય બીજું કાંઈ લશકર લાવયો નથી, ને એવી કમ જમઇએત સાથે આવીને એવડો બહરમાય છે, ને કોઇથી ડરતો નથી; વાસતે હું નથી જાણતો કે એ ભેદ શું છે." એ તમામ હકીકત સાંભલીને અલવંદ દેવ હસીઓ, ને શકલાબને કહીઊં કે, "અય તાજ અને તખતના પાદશાહા, એવી કાહાનીની વાતો મારી નજદીક ના કર. તું જો કે હવે હું એ નાદાન છોકરાના રોશન રોજને મારા તનની મીસાલ કેમ સીહા કરી નાખું છું. એને જરી લગામના ઘોડાની પીઠ ઊપરથી ઊઠાવીને એવો તો જમીન ઊપર પછાડું કે, જેથી એનાં તમામ હાડકાં સુરમાની મીસાલ બારીક થઈ જાય, અને એનું નામ જેહાનમાંથી એકદમ ગુમ થઈ જાય." એટલું કહીને અવલ શરાબ મંગાવીને ગમ દફે કરવાને વાસતે થોડોએક પીધો, ને મજલેસ સમારી બેઠા. આ મજલસમાં ખુબસુરત રામસગરોએ ખુશ આવાજે સરોદ ગાવા માંડીઆ. મજલેસના તમામ લોકોએ હાથમાં જામો પકડી તથા હર તરફ શરાબના દોર ફરવા લાગા.

એમ કરતાં જેવારે નાપાક અલવંદ દેવ શરાબથી મસત થયો તેવારે લડાઇના બાબમાં એવું કેહેવા લાગો કે "અગર મારી લડાઇના મેદાનમાં આ ફરેતો આસમાનબી આવે તો તેનેભી ઊઠાવીને બરહમ મારૂં. મેં અરસેવન પેહેલવાનનાં તનને જે રવેશ ઊઠાવી લીધું હતું તેજ મીસાલે એ પોરીઆનેભી જીન ઊપરથી ઊઠાવી લઇશ. તે તમાસો જોઇને તમો સરવે કોઇ અજબ રેહેશો." એટલું કહી પોતાનાં લશકર-

ના બીજા દેવો જે મજલેસમાં બેઠેલા હતા, તેની તરફ નેગાહ કરીને એક આજર નામનો દેવ જે લડાઇને વખત નર અજદાહાની મીસાલનો હતો તેને, અલવંદ દેવે બાંગે બુલંદ કહીઉં કે, "અય નરે દેવ, હવડાં તારૂં કામ પડીઉં છે, વાસતે શેતાબ ઊઠી, તેજ વાની મીસાલ શહા માપતો બદગુમાન કરીમાનના દેહેરામાં જા, ને તેને હલુસે જગો ઊપરથી ઊઠાવી લાવ કે તે બે બુનીઆદના સગજી બચાની બેહુ બાજુ બાંધું. અને તેમ બાંધેલો ચરાણુમની તરફ લઇ જાઇ જાબુલી રૂસતમ, જાલ તથા બરજોને, તેના ગમથી રડતા કરૂં." જેવારે તે લેયાનત ભરેલા આજર દેવે પોતાના પાદશાહા અલવંદ દેવનો એવો હોકમ સાંભલીઓ તેવારે શેતાબ ઊઠીને કરીમાનના દેહેરાની તરફ ચાલીઓ. એમ કરતાં જેવારે તે લડાયક પેહેલવાનની દરગાહમાં જઇ પોહોંચીઓ; તેવારે નામદાર કરીમાન મજલેસ કરી બેઠો હતો. તેની આસપાસ સીપાઈ લોકો નેજા પકડીને ઊભેલા હતા. તથા પેહેલવાન ગાજાને, પેલો સરહંગ તથા તે વગેરે બીજા પેહેલવાનો, કરીમાનની સાથે મજલેસમાં બેઠા હતા. આ વેલા કરીમાન પોતાના દેલેરો સાથે લડાઈની વાત કરતો હતો કે, "આપણે દુશમન લોકો સાથે શી રવેશ લડાઇ કરીએ, ને તે નાપાક રીમન દેવની બાજુ કેવા હોનરે બાંધીએ? હું તે નાપાક દેવને પકડીને બાંધી ઇરાન જમીનની તરફ મોબારક ફાલના પાદશાહાની નજદીક લેઇ જાઇ, તે પાક દીનના પાદશાહાની દરગાહની જમીનને બોસા દેઉં. એ પાદશાહા કેખોસરો પોતે હકતાલાના પેગમબરનો મીસાલનો છે; એનું દેલ પાક સરોશની મીસાલ સાફ તથા તે યજદાનો ફરમાબરદાર છે; એના કાન હકતાલાની વાત સાંભલવા ઊપર હમેશે ખોલા રહે છે. એવી સઘલી વાતે તે પાદશાહા નેક બખત છે. તેની નજદીક એ તમામ બંદીવાનોને લઇ જવશ."



## હેકાયત લખી છે કે, જખમ ખાધો આજર દેવે, ગાજનેના હાથથી નામદાર પેહેલવાન કરીમાનની દરગાહમાં અને પકડાયો ગયો જંગી સરહંગ આજર દેવના હાથ ઊપર.

એ રવેશ તે નામનો ઊઠાવનાર કરીમાન વાત કરતો હતો એવામાં, એકાએક એક દેવ આવીને તે મજલેસની હજુર ઊભો. તેનું સર અજદાહાની મીસાલનું હતું. તું કહે ગોયા તેની બદસુરતી આગલ એબલીસભી ખુબસુરત નજર આવતો. તે દેવ કદમાં સો વામ ઊંચો તથા તેનું સર ગોયા પાહાડની મીસાલનું હતું. જેવારે તે કાંઈ બોલતો તેવારે તેના મોહોમાંથી આતશના શોલા નીકલતા હતા. તે નાપેકાર દેવે પોકાર મારીને કરીમાનને કહીઊં કે, "અય દુધના પીનારા છોકરા, તેં પોતાની નાદાનીથી અમારા પાદશાહા અલવંદ દેવ સાથે લડાઇ ઊઠાવી છે, અને શેહેરેયના કહ્યાથી મગજ પવન ભરેલું કરીને તેને શકલાબશાહાથી બેદેલ કરી, તેં પોતાની ખેદમતમાં રાખીઓછે, અને વલી તેનું નામ સરહંગ કરી ધરીઊં છે; પણ એ કમબખત નીમકહરામ તો અમારો ચોર છે. તે કરતાં તુંને અલવંદ દેવની સાથે લડાઇ કરવાની કોણે ઉસકેરણી કીધીછે? જે શખસે તુંને એ લડાઇનો રસતો દેખાડીઓછે, તે શખસ જોવામાં તારો દુશમન નજર આવેછે, કારણ કે, તે અલવંદ દેવની લડાઇમાં ઉતરવાની તો જમાનાનેભી તાબેશ રેહેતી નથી, તો તું તે સાથે કેમ હરીફાઇ કરશે? એક કીડો મગરમછની લડાઈમાં કસા હીસાબમાં નથી. એ પુલાદનો અલવંદ તો અમો દેવ લોકોને દરમયાન ગોયા એક ભારી બલા છે. અગરચે તું નરીમાનનો મીસાલનો જોરેમંદબી હશે, પણ તે દેવની નજદીક તારો કસો હીસાબ નથી. એ દેવના હાથમાં અગર પુલાદનું લોહોડું આવે, તો તેને મોમની મીસાલ મસલી નાખે છે. એની દેહેશતે તમામ હફતેકેશવર જમીનના મોલક ધુજે છે; એનાં કઊઅતે કરી અલબરોજ પાહાડભી પોતાની જગોથી ઊખડી જાય છે. વાસતે અય છોકરા, તુંને પોતાના જવાન જીવ ઊપર કસી વાતે મેહેર આવતી નથી, એતો ગોયા તુંને એક સખત આજાર છે, તો હ-

વે એનો ઇલાજ કેમ નથી કરતો ? તું એકાએક પોતાની નાદાનીથી ઊઠીને એવા ભારી દેવોની સાથે લડવા આવીઓ છે, અને તેમાં વલી ખસુસન નામદારી ભરેલા અલવંદ દેવ સાથેજ મોકાબેલ કરવા ચાહે છે. પણ અસલતો એ દેવ રોઈનતન છે, તેથી તલવારભી એનાં તન ઊપર લાગી શકતી નથી. મને તારી ઉપર મેહેર આવે છે કે, મબાદા એ દેવ તારી ઊપર સખતી નાખી મોફ્ત તારો જીવ લેશે, તો બુઢો જાલ તારાં મોહોત ઉપર જારી કરતાં આંખે આંધલો થશે. તું અંદેશો કર કે, તેહેમતન રૂસતમ તથા તેજ ચુંગાલનો બરજો તથા દલેર ફ્રામરજ, પનોતો જાલ, એવા નામીચા પેહેલવાનોની પોતાની એ નામદાર દેવની નજદીક તાકાત રેહેતી નથી, તો તે પેહેલવાનો જાણતા નથી કે તુંને એ દેવની સાથે લડવા શા વાસતે મોકલીઓ ? દુનીઆના દરમયાનમાં એ દેવનો હમનબરદ કોઇજ નથી. તેથી તમામ જેહાન એના તાબામાં છે. એ એક પાંણીનો દેવ અગર ચાહે તો એક રાતમાં તુરાનથી તે ઇરાન લગી જાય, ને રાહામાં એકદમબી ઊભો રેહે નહી. વાસતે અય છોકરા, તું મારૂં કહીણું માન ને એ જગોથી આજાર ગોરાસપની મીસાલ સવાર થઇને પોતાનો જાન સલામત લેઈ ઇરાન જમીનની તરફ નાહાસ; અગર જો મારૂં કહીણું નહી માનશે, તો તું ખરાબીમાં પડશે. હું તો એવી દુવા માગું છું કે, તુંને એ અલવંદ દેવ સાથે કામ પડતું મા; બલકે જેહાનના દરમયાનમાં એ દેવની ઇયાદભી આવતી માં." જેવારે તે મજલેસમાં ગાજાનેએ તે આજર દેવની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે આવાજ મારીને કહીણું કે, "અય નાપાક હેરેમનની ખસલતના દેવ, તું પાજી, બદ બુનીઆદનો એવો કોણ છે કે, અમારી મજલેસમાં સરબસર આવીને શેરના પકડનાર પેહેલવાન સાથે આડા અવલા સખુનો બેલો છે. મગર તેં ઇરાન જમીનના પેહેલવાનોની લડાઈ દીઠી નથી કે, ઇરાન જમીનના પેહેલવાનો નાપેકાર દેવોનાજ મારનાર કેહેવાય છે. અગર અલવંદ દેવ જેવા દશ હજાર દેવ કાંય નહી મેદાનમાં આવે તો તેને અમારો એક ઇરાની પેહેલવાન બરહમ મારે. વાસતે જેવારે તારા પાદશાહાના લશકરના દેવો અમારા પેહેલવાન કરીમાનની બાજુ જોશે, તેવારે તમામ લડાઇ ભુલી જશે."

આજર દેવ, ગાજાનેની જોખાનથી એવી વાત સાંભલીને ગોસા-માં આવી તેની તરફ હુમલો કરી દોડીઓ, ને ચાહીઊં કે. પોતાની ચુગાલે કરી તેને ફાડી નાખે. એવામાં દલેર ગાજાનેએ પોતાની તેજ તલવાર ઉઠાવી કે, તે નાપાકને રસતાખેજ દેખાડે. પણ તેવામાં તે દેવે પોતાની ચુંગાલ લાંબી કીધી કે, જંગી ગાજાંનેને ઊઠાવીને તેના જીવથી ગરદ કાહાડી નાખે. પણ નામદાર ગાજાનેએ તેને તલવારથી એક જખ્મ એવો તો ઊસતવાર મારીઓ કે, તેનો એક હાથ કપાઈને જમીન ઉપર પડીઓ. જેવારે તે દેવે પોતાનો હાથ જમીન ઉપર પડેલો દીઠો, તેવારે એક પોકાર મારીઓ અને બીજા હાથની ચુગાલ મારીને તેનું બખતર ફાડીઊં અને ચાહીઊં કે, તેનાં તનનેબી ફાડી નાખે. એવામાં એકાએક જંગી સરહંગ મજલેસમાંથી ઉઠીને આજર દેવની તરફ ગુસામાં દોડીઓ. અને એક ખંજર તે દેવની પેડુમાં મારીઊં. જેવારે તે આજર દેવે બે શખસને પોતાની સાથે લડતા દીઠા, તેવારે ગાભરો પડી જઇ અવલ સરહંગની તરફ ચુંગાલ મારી તેને ઉઠાવી લીધો, અને પોતાનો એક હાથ, જે જમીન ઊપર પડેલો હતો તેબી લીધો ને શેતાબ તે જગોથી ધુઆની મીસાલ બાહાર નીકલી ગયો. તેવારે સરહંગે આવાજ મારીને કરીમાનને કહીઊં કે, "અય નોજવાન પેહેલવાન, મેં જેહાનના દરમેયાનમાં તારી ઊપર મારો જીવ ફેદા કીધો, ને હવડાં એ દેવના હાથમાં કેદ પકડાયોછું. મારા ઊપર એ નાપેકાર જેબી જફા પાડશે તે બધું તારે વાસતે મારે ખમવું પડશે."

એ રવેશ સરહંગ બોલતો હતો. પણ તેને પેલો દેવ શેતાબ વાની મીસાલ લઇને નીકલી ગયો. તે ફરીથી કોઇના દીઠામાં આવીઓ નહી. તેવારે નામદાર કરીમાને ગોસામાં આવીને કહીઊં કે, "કસમ પાક યજદાના કે એ નાપાક જાદુગરેનો મોલક પાયામાલ કરૂં" તોજ ખરો. એટલું કહી શેતાબ પોતાનું બખતર મંગાવીને પેહેડીઊં અને તમામ હથીઆર બાંધીઆં. પછે ઘોડા ઉપર જીન કરાવીને ગાજાને તથા બીજા પેહેલવાનોને એમ કરી કહીઊં કે, હું તે નાપેકાર દેવની લડાઇમાં જાઊંછું કે, તે બદગુમાન દેવ સાથે લડાઇ કરીને તે નાપાકની આંખમાં જેહાન સીહા કરી નાખું. વાસતે તમો એ જગો હોશીઆરીથી

રેહેજો. પાક યજદાંની મદદથી તથા પાદશાહા કેખોસરોનાં રોશન બખ્તના ઝલકાટથી તે નાપાક રીમન દેવની બેહુ બાજુ બાંધુ ને શકલાબનાં તખ્તને ખાકમાં ઊંધું નાખું." એટલું કહી ઘોડા ઉપર સવાર થઇને હાથમાં નેજો પકડી કીના ભરેલા શેરની મીસાલ તે નાપાક દેવનાં લશકરની તરફ ચાલીઓ.

## હેકાયત લખીછે કે, ગોફ્તેગો કીધી અલવંદ દેવે નામદાર બરજોના બેટા પેહેલવાન કરીમાન સાથે.

એનો શાયર જે અતાઇ નામનો હતો, તે આગલા બુજોરગ મોબેદોની તવારીખથી વાકેફ થઇને એમ કરી લખી ગયોછે કે, જેવારે અલવંદ દેવ પેહેલવાન કરીમાનની ચુંગાલમાં કેદ પકડાયો, તેવારે તેને પુછીઊં કે, મારી નજદીક રાસત બોલ કે, તેં નામદાર અરસેવનને કેદ પકડયો છે તેને શું કીધું અને તે પાદશાહા પશંગની તોખમના કરસીવજના બેટાને તું હીઆંથી કાંહાં લેઇ ગયો છે? તે નામદારને વાસતે હું ભારે રંજ અને સકતી ખેંચતો દુર દરાજ રાહા કાપી એ ડરામના જંગલની તરફ આવીઓ છું. કસમ પાક યજદાનાથી તુંને કહું છું કે, "અગર તું મારી નજદીક રાસત સખુન બોલશે તો હું તુને હરેક અનજુમનમાં સરફરાજી આપશ; યા અગર દેલની નાપાકીથી જુઠું બોલશે તો, તેજ તલવારે કરી તારાં તનના બે ટુકડા કરી નાખશ." તેવારે પુલાદના અલવંદે કરીમાનને જવાબ દીધો કે, "અય નામદાર પેહેલવાન, તું એવી દેહશતથી મારી સાથે શા વાસતે સખુન બોલે છે. હું તારી નજદીક રાસત કહું છું કે, તે તુરકી અરસેવનને તો મેં તેજ દીને મારી નાખયો છે.„ પછી તો તું દાના છે; જે ચાહે તે મારી ઊપર કર; પણ જો કંઈ વાત નીપજી છે તે તો મેં તારી નજદીક રાસત કહી. અય નામવર તું એમ જાણતો હશે કે, દેવ લોકોનું બોલવું તમામ જુઠું હોય છે; પણ નહી હું તો તારી નજદીક રાસત સખુન બોલું છું, ને મારૂં બોલવુંજ રાસત છે. અગરજો હું બીજા દેવોની મીસાલ જુઠું બોલું તો મને એવડી આબરૂ હોય નહી."

જેવારે પેહેલવાન કરીમાને તે દેવથી એવા સખુન સાંભલીઆ, તેવારે નાઉમેદ થયો, અને અરસેવનને વાસતે હાય મારવા લાગો કે, એવો નામદાર તુરકી પેહેલવાન મારીયો ગયો. પછે તે નામદારે સરહંગને એમ કરી કહયું કે, "તું શેતાબ જા, અને આએ જંગલ તથા પાહાડો ઊપર ડાબા જમની સઘલી તરફ ફરીને પેહેલવાન અરસેવનની તલાશ કર, અગરજો તે નામદારની હયાતીની ખબર તું મારી નજદીક લાવશે તો તુને મારાં લશકરના તમામ પેહેલવાનો કરતાં મરતબો જાદે આપશ; શા વાસતે કે હું એ જગો તે પેહેલવાનના છુટકારાને વાસતેજ આવીઓ છું, અને તે બગેર મારી નજરમાં દુનીઆની તમામ ચીજો જેહેરની મીસાલ કડવી લાગેછે. તે કરતાં પણ શાહાજાદો કેઆનશાહ તેની જોસતેજોને વાસતે દીવાનો થઈ ગયો છે." જેવારે સરહંગે, પેહેલવાન કરીમાનનો એવો હુકમ સાંભલીઓ, તેવારેતરતજ તે જવાનમરદ પાહાડની તરફ ચાલીઓ, અને તીઆં જાબજા ફરીને, પાહાડોની કઠણોમાં ઘણીજ જોસતેજો કીધી, પણ કેઠેથીબી અરસેવનની નીશાન પામીઓ નહી, અને તે પોતે ફરતાં ફરતાં આજેજ થયો. એવામાં તે નામદારને એક પાહાડની તરફ ઊંડો ગાર નજર આવયો, તેમાં તે ઊતરીઓ. તે ગાર નહીં હતો ગોયા એક અંધારૂં દોજખ હતું. તે સીહા ગારમાં સાયત એક ઉભો રહી પોતાની આંખ ચોલીને આગલ નજર દોડાવી જોવા લાગો; તીયાં જોય શું કે, તે ગારમાં એક નામદાર પેહેલવાનને ભારી બંધે બાંધેલો દીઠો. તેવારે સરહંગ શેતાબ તેની નજદીક જઈ પુછવા લાગો કે, "એ નામદાર બીચારા થયલા મરદ, તુંને કંઈ પેહેલવાન અરસેવનની નીશાન માલુમ છે. કારણ, તે નામદારની જોસતેજોને વાસતે પેહેલવાન કરીમાન, દુરદરાજ રાહાથી એ જગો આવી પોંહોંતો છે. તે સરફરાજે ચરાબુમનાં જંગલમાં સખત લડાઈ કરીને પુલાદના અલવંદ દેવને જીવતો પકડી તેના બંને બાજુ બાંધી તેને પુછીઊં કે, પેહેલવાન અરસેવનને તેં શું કીધું? અગર જો તું તે નામદારને જીવતો મારે હવાલે કરે તો તુંને મારા બંધમાંથી છોડીને સરફરાજ કરૂં, અગર જો તું મારી નજદીક રાસત સખુન નહી બોલશે, તો તારૂં સર તારાં તનથી જુદું કરવામાં આવશે.

તેવારે તે દેવે જવાબ દીધો કે, "અય સરફરાજ પેહેલવાન, તે અરસેવનને તો મેં જીવથી મારયો છે." "એવી નાઉમેદીની ખબર સાંભલયાથી, બરજોનો બેટો પેહેલવાન કરીમાન અફસોસમંદ થયો છે. પણ હું નથી જાણતો કે, તે નાપાક દેવનું બોલવું રાસ્ત હોય." તેવારે પેલા બીચારા થએલા બંધીવાન મરદે સરહંગને જવાબ દીધો કે, "અય નામદાર મરદ, દરદ તથા રંજ ને ખોઆરી ભરેલો અરસેવન, જે પશંગના બેટા કરસેવજનો બેટો કેહવાય છે, તે હુંજ છું. આજ પાંચ વરસ થયાં હું નાવારેસ તથા જખમી દીલ થઈ એ જગો બંધીખાનામાં પડેલો છું." જેવારે સરહંગે એવા સખુન સાંભલીઆ તેવારે ખુશીમાં આવી તે નામદારનાં તન ઊપરના ભારી બંધ હતા તે તોડી નાંખયા ને તે અંધારા ગારમાંથી તેને બાહાર લાવયો, ને તે પાહાડ ઉપર એક પાણીનો ચસમો હતો તેમાં ગોસલ કરાવીને પછી ખુશી સાથે તેને નામદાર કરીમાનની નજદીક લેઈ ગયો.

જેવારે ફતેમંદ બખ્તના કરીમાને તે અરસેવન ઊપર સારી તરેહથી નીધા કરીને તેને પીછાનીઓ કે તે નામનો ઉઠાવનાર, કસરીવજનો બેટો છે, તેવારે સરફરાજ કરીમાને તેને શેતાબ ઉઠીને પોતાની ગોદમાં પકડી તે સાથે બગલગીરી કીધી, ને તુરત હોકમ કરી પાદશાહી લાયકનો સરોપાવ મંગાવીને તેને બખશીઓ; અને પોતાની પાસે બેસાડી ખુશી સાથે ખેરઆફીએતની ખબર પુછી. તે પછે પોતે તેની નજદીક શાહાજાદા કેઆનશાહની તમામ દાસતાન કહી કે, તે નામદાર પાદશાહા તારી જુદાઈથી દરદમંદ થઇ બેઠોછે. તે સરફરાજે તારે વાસતે મને એ મગરેબના મુલકમાં ચરાબુમની તરફ મોકલીઓછે, કે હું તે નાપાક દેવના હાથમાંથી તારો છુટકારો કરૂં. જેવારે હું કેઆનશાહની દરગાહમાંથી એ તરફ રવાને થયો, તેવારે અવલતો હું ચીનની તરફ ગયો. તેવાર પછે શાકલાબ રૂમની તરફ સેહેલ કીધી. તે જગોથી ફતેહમંદી સાથે એ જગો ચરાબુમના જંગલમાં આવી પોહોંચીયો ને દેવો સાથે લડાઇ કરી તુંને બંધમાંથી ખલાસ કીધોછે." એ રવેશ તમામ હકીકત કહીને પછી ખાનું મંગાવી સોફરા ઊપર બેઠા ને શરાબનો દોર ફરવા લાગો. એમ કરતાં રાતનો વખત નજદીક આવીઓ તેવારે હોકમ કરીને

અલવંદ દેવ તથા ફગફુરચીન અને હરખાન તથા સકલાબ વગરે જે કોઈ બીજા દેવો પેહેલવાન કરીમાનના હાથમાં કેદ પકડાયલા હતા તે સરવેને લોહાની સાંકલોએ બંધાવયા.

## હેકાયત લખીછે કે, નાઠો ગયો નાપાક અલવંદ દેવ, કરીમાનના બંદીખાનામાંથી મગરેબ જમીનની તરફ, કેહેકામ દેવની નજદીક.

એમ કરતાં જેવારે અરધી રાતનો વખત થયો, તેવારે નાપાક અલવંદ દેવે પોતાનાં તન ઊપરથી તમામ બંધ તથા સાંકલો તોડી નાખી. તેનાં બંદીખાના ઊપર જે કોઇ ચોકીબાન આદમી હતા, તેઓમાંથી ચેઆલીસ શખસોને જીવથી મારીને તે નાપાક દેવ ચરાબુમનાં જંગલમાંથી પીઠ ફેરવીને મગરેબ જમીનની તરફ નાહાઠો ગયો, ને જરનેગાર શેહેરમાં જઈ પોહોંચીયો. એ જરનેગાર શેહેર તે લંકાંને કેહેછે, તાંહાં કેહેકામ નામનો એક બદકાર દેવ, નાપાક અલવંદ દેવનો કાકો રેહેતા હતો તેની નજદીક ગયો. જેવારે તે શરકસ દેવે અલવંદને દીઠો તેવારે અજબ રહી પોતાના હોટ દાંતમાં પીસી પુછવા લાગો કે, "એ બેટા તું એકાએક એ જગો શાવાસતે આવીઓછે; મગર શું તારે ઉપર કોઇના હાથથી કાંઇ હાદેશો આવી પડીઓછે કે, એ મીસાલ ડર તથા દેહેશત ભરેલો થઇને એ તરફ આવીઓછે. એવડું તારી ઉપર આફત શું પડીઊંછે કે, એ રવેશ પરેશાન હાલે દોડતો આવીઓછે."તેવારે તે ભુંડા દેવે, પોતાના કાકાની નજદીક નામદાર પેહેલવાન કરીમાનની લડાઈની તમામ વાત અવલથી તે આખર તલક કહી કે, હું તેના હાથમાં પકડાયલો હતો, પણ એક દન ફોરસત પામીઓ તેથી મેં મારાં તન ઊપરથી તમામ બંધ તોડી નાખીઆ ને તેનાં બંદીખાનામાંથી નીકલીને નાહાઠો તેવો એ જગો તારી પનાહમાં આવીઓછું."

જેવાર તે નાપાક કેહેકામ દેવે પોતાના ભતરીજાની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે તેને કહીઊં કે "ગુમ નામ થયલા દેવ

તું મને એવી શું નાખુશ ખબર કેહેછે? મારી પછવાડેભી એક દુશમન સગજી રૂસતમને તોખમનો જેહાનબખશ નામનો પેહલવાન, મગરેબ જમીનની તરફ હફતેખાનની શહે કીનાને વાસતે આવી લાગીઓછે. અગર જો તે પેહેલવાન આપણા એ મોલકની તરફ આવશે તો આપણા તમામ દેવોને ખાકમાં ઊંધા નાખશે. તે બદબુનીઆદના જેહાનબખશે ઘણાએક દેવો તથા જાદુગરો સાથે લડાઇ કીધી; અને હમણા એવું સાંભલીઆમાં આવીઊંછે કે, તે નામદાર હવડાં તરીને રસતે મારે ઊપર કીના ભરેલો થઇને આવેછે." તેવારે બુરી બુનીઆદના અલવંદ દેવે પોતાના કાકા કેહેકામ દેવને પુછીઊં કે, "તે જેહાનબખશ તે એવો જોરેમંદ શરકસ પેહેલવાન કોણને તોખમનો છે, ને આપણા દેવ લોકો ઊપર કીના ભરેલો થઈ શા વાસતે આવેછે, ને તેને મગરેબ જમીનમાં લડાઈ શા વાસતે કરવી પડેછે? જે કરીમાન નામનો પેહેલવાન, મારા મોલકની તરફ આવીઓ છે તે બુરજીગર બરજોનો બેટો ઘણો લડાયક છે. મેં તેના જેવો પેહેલવાન હરગેજ દીઠો નથી. તે જેહાનબખશ તે કોણને તોખમનો છે.?" તેવાર કેહકામે તેને જવાબ દીધો કે, "તે બદગુમાન સામે સવારના તોખમનો ફરામરજનો બેટો છે, પણ લડાઇને વખત મેદાનમાં મહુસત હાથીની મીસાલ ફેસાદ કરેછે. તું કેહે તે અજદાહાનું બચું એક મગરમછ છે. મેં જેહાનના દરમયાનમાં એવો દેલેર પેહેલવાન દીઠો નથી, તે બુરા ખાનાદાનનો જેહાનબખશ ઇરાન જમીનથી બીડું ઊઠાવી, મારી લડાઇને વાસતે કીના ભરેલો થઈ અતરે આવેછે. ને તું તો નાહાસીને એ જગો મારી પનાહમાં આવયો છે, પણ તે દેલાવર કરીમાન તારી પછવાડે છેડાયલા શેરની મીસાલ આવશે તો આએ મારો મોલક તે બેઊ પેહેલવાનોના હાથથી પાયામાલ થઇ જશે." તેવારે પુલાદના અલવંદે પોતાના કાકા કેહેકામને દેલાસાથી કહીઊં કે, "તે આજાર ભરેલા પેહેલવાનથી તું કસી વાતનો અંદેશો ના કર તે જેહાનબખશ આવશે તો તે ગુમ નામી થયલા સગજી સાથે હું લડાઇ કરીને તેના નામને ખાકમાં નાખશ." એ રવેશ વાત કરીને પછે તમામ દેવો, ઇરાની પેહેલવાનોના આવીઆથી ગમગીન થઇ બેઠા.

એવામાં એક દેવ દોડતો આવી, કેહેકામની નજદીક ખુશ ખબરી કેહેવા લાગો કે, " ફરામરજનો બેટો જેહાનબખશ પેલા તલેસમમાં આવીઓ તીઆં તેણે ચાહીઉં કે તીઆંની તખતી વાંચીને તે જગોનો તમામ ગંજ ખજાનો પોતાને હાથ કરે; એવામાં તે તલેસમમાંથી એક ભારી અજદાહા બાહાર નીકલીઓ જેણે એક દમમાં જેહાનબખશને ખેંચી લીધો ને ગલી ગયો, જેથી તે નાપાકના જોલમથી તમામ દેવો છુટા, અને બુઢો સરાયજીની તથા તેનું લશકર તમામ તેની માહેતમમાં બેઠા છે. તે સરકશી ભરેલો પેહલવાન એવા નર અજદાહાની ચુંગાલમાં ફસી પડયો છે, કે જેથી તે હરગેજ ખલાસી પામવાનો નથી. વાસતે હવડાં આપણું લશકર લડાઇને માટે મોકલવું જોઇએ કે, તેના અને સરાયજીતીનાં લશકરની ગરદ કાહાડી નાખે. વલી આપણા કેટલાક નામીચા દેવલોકો ફટાઇઆ થઇને, જેહાનબખશને જઇ મલીઆ છે તેમાંથી આફરીત દેવ, કેવન દેવ, શામનદાન દેવ તથા જરપાલ દેવ અને મકાલ દેવ તથા બીજા જેબી હોય તેને પકડી લાવે તો આપણે તે તમામનાં સર કાપી નાખીએ." જેવારે કેહેકામ દેવે એ ખબર સાંભલી તેવારે ખુશી થઇને પોતાના દેવોને કેહેવા લાગો કે, "હવે આપણે સરવ કોઇ ખુશીમાં બેસીને એક મજલેસ સમારીને શરાબ પીજીએ, કારણકે, આપણો મુદઇ પોતાને પગે ચાલી આવીને હલાકીના ફાંદામાં ફસી પડીઓ તેથી તેનું મન ચાક ચાક થઇ ગયું હશે. વાસતે હવે આપણે શા વાસતે લડાઇ કરીને આપણાં તનને દલદેસરીમાં નાખીએ. હવે પછે તે લોકો તે તલેસમમાંથી ખલાસી પામવાના નથી. જોવામાં એવું આવેછે કે હવે સામે સવારના જાલનું ખાનું ખરાબ થયું." એટલું કહી શરાબ મંગાવી પોતાના તમામ દેવો સાથે જોકમાં બેઠા. કેહેકામ તથા અલવંદ દેવ રાત દન ખુશીમાં બેસીને શરાબ પીતા હતા અને પોતાનાં જોર ઊપર મગરૂર રહીને ખુબ મસતીમાં આવી ગયા હતા; પણ તેઓને જમાનાના કામથી ખબર નહી હતી કે, બે તરફથી બે જવાંમરદ જાલેજરના ખાનદાનના શેરનરો તે નાપાકોના જીવલેવા આવીઆછે.આ ઉપરથી એનો શાયર એમ કરી કહેછે કે, જેહાનના દરમયાનમાં કોઇના મગજમાં મગરૂરી હરગેજ હોતી મા, કારણકે મગરૂરી

છે તે આદમીનાં રોશન બખતની આંખ આંધલી કરી નાખેછે. અને મગરૂર આદમીનું ખાનું ખરાબ કરી નાખેછે ; મગરૂરી તખતના બેસનાર પાદશાહાને સીહા કુવામાં નાખેછે.

---

## હેકાયત લખીછે કે, ખબર પડી પેહેલવાન કરીમાનને અલવંદ દેવના નાહાસવાની.

એમ કરતાં જમાનાએ બીજો ઊમેદનો સામાન બાહાર કાહાડયો, એટલે કે ખુરશેદને નામનો સીકો આલમમાં પડયો, યાને રોશન આફતાબ બાહાર નીકલયો. હવે જીઆરે કરીમાનને ખબર થઈ કે, અલવંદ દેવ પોતાના ભારી બંધ તોડી નાખીને ચોકીબાનોમાંથી ચેઆલીસ પેહેલવાનોને જીવથી મારીને નાહાસી ગયો છે, તીઆરે ગાભરો પડી ગયો, ને તેનો ચેહેરો જરદ થઈ ગયો. તે અફસોસ કરી કેહેવા લાગો કે, "મેં જે આ બધો રંજ પોતાના સર ઊપર ખેંચીઓ તે તમામ બરબાદ ગયો, ને આખરે ગમગીન થઈ બેઠોછું. તે દેવ હવે ખુશી થયો હશે. પણ મને લાજેમ નથી કે હું હવે ખાલી હાથે પાક દીનના પાદશાહા કેખોસરોની તથા ઈરાનના પેહેલવાનોની નજદીક જાઊં. મને હવે તો તે દેવની પછવાડે દોડ કીધી જોઈએ, અને તે નાપાક પુલાદવંદના બેટા અલવંદને ફરીથી લડાઈનાં મેદાનમાં પકડી બાંધવો જોઈએ." તેવારે હોનર ભરેલા અરસેવને કરીમાનને કહીઊં કે, "તે બદકાર દેવ નાહાઠો છે, તે પોતાનું દેલ કીના ભરેલું કરી મગરેબ જમીનની તરફ ગયો હશે. અને તીઆં જઈ તેનો કાકો કેહેકામ નામનો એક ભારી દેવ જે પોતાના એકજ દમમાં જેહાનને ફાંદામાં લાવેછે, તેની પનાહમાં જઈ ભરાયો હશે." તેવારે કરીમાને અરસેવનને પુછીઊં કે, "અય નેકબખત, મગરેબ જમીન તરફ જવાની રાહા શી રવેશની છે અને તાંહાં ખુસકીને રસતે જઈએ તે સેહલું પડેછે, ઈઆ તરીએ જઈએ તે સેહલુ પડે છે ? કસમ ઈરાન જમીનના પાદશાહાના, તેના તખત અને તાજના તથા જેહાનપેહેલવાન રૂસતમના જોર તથા હોનરના લઈને હું તુંને

કહુંછુ કે, જીઆં લગી હું તે દેવને બીજી મરતબે નહી બાંધું તીઆં લગી એ મોલકથી પાછો ફરી પાક દીનના પાદશાહાની દરગાહમાં કદીબી જાઊં નહી." તેવારે અરસેવને તેને કહીઊં કે, "અય નામદાર નરીમાન ને તોખમના પેહેલવાન કરીમાન, તુંને અવલ એ જગોથી આદીના મોલકની તરફ જવું જોઈશે કે જે રાહે જાલેજરનો બાપ સામેસવાર ગયો હતો. પરથમ તો તું તરીએ કરી દરીઆવની રાહે જા અને આદીના મોલકમાં જઈ ઊતર. તે જગો આદીને તોખમનો એક પાદશાહ શેહાદે આદીની નસલનો બદ બુનીઆદનો છે. તે સુમીઅત ભરેલાનું નામ નુશાદ આદી કરીને છે તે તેની પાસે લશકર ઘણું જબરદસત છે. અગરજો તું એ જગોથી રંજ ખેંચતો તેના ઊપર લડાઈ લઈ જાઈ તેના ઊપર ફતેહ મેલવે તો તેનો તમામ ખજાનો તારે હાથ આવે, તથા તીઆંનો તમામ મોલક તારા તાબામાં થાય. તેવાર પછે તુને કોઈ સાથે લડવું પડે નહી." જેવારે કરીમાન અરસેવનની જોબાનથી મગરેબની રાહા વીશે વાકેફ થયો, તેવારે ઊઠીને શેતાબ ઘોડા ઊપર સવારી કીધી, અને ચરામબુમનાં જંગલમાંથી દેહેરા ઊઠાવી, તમામ લશકર સાથે મગરેબ જમીનની તરફ રેલનાં પાણીની મીસાલ આગલ ચાલીઓ. તે પેલા બંદીવાનોને સાથે લઈને મંજલ દરમંજલ ચાલવા લાગો. અવલ તેની મકસદ અલવંદ દેવની ખબર કાહાડીને તે નાપાકને ફરીથી બીજી મરતબે બાધવાની હતી. એમ કરતાં એક મહીના લગી લશકર સાથે દરમંજેલ ચાલીઓ તેવારે દરીઆવના કીનારા ઊપર આવી લાગા. તે દરીઆવના કીનારા ઊપર દેહેરા મારીઆ પછે તે જગોના કીસતીબાન લોકોને બોલાવીઆ. તે મધે એક બુઢો કીસતીબાન હતો તેને પેહેલવાન કરીમાને કહીઊં કે, "અય નાખુદા તું આ મારાં લશકરને કીસતી ઊપર સવાર કરીને હું કહું તે જગો ઉપર ઉતાર." જેવારે તે નાખુદા એ એવો હોકમ સાંભલીઓ, તેવારે કરીમાન ઉપર દોઆ કરી કેહેવા લાગો કે, "અય નોજવાન પેહલવાન, તું એવડી તાકીદ સાથે એ પાણીથી ઉતરીને એટલી શેતાબીથી કાંહાં જવા ચાહે છે?" તેવારે તેને કરીમાને કહીઊં કે, "મારે પરથમ એ જગોથી કીસતી ઊપર સવાર થઈને નાપાક આદીના મોલકમાં જાવું છે તીઆં જઈને તે મોલકના પાદશા-

હાનું સર ખાકમાં નાખીને તેનો મોલક તારાજ કરૂં. તેવાર પછે મગરેબ જમીનની તરફ કેહેકામ દેવની તરફ જાઊં, ને તે જીઆંગાર દેવની બે હુ બાજુ બાંધું." તેવારે પેલા કીસતીબાને જવાબ દીધો કે, "અય શેર મરદ પેહલવાનો, તમો તમામ જગો જજો, પણ આદીના મોલક ઊપર ના જતા બલકે તે મોલક ઉપર જવાનો દેલમાં અંદેશો ભી ના કરતા, કારણ કે તે નાપાક નસલનો આદીનો પાદશાહા ઘણો બદ છે, ને તેનો ખોરાક ઊંદર તથા કીડા સીવાય કાંઇ બીજો છે નહી. ને તે નાપાક લોકોનું કામ, રાત દન જાદુઇ સીવાય બીજું કાંઇ નથી. તે કરતાં તેની પાસે લશકરની ફોજ ઘણી જબરદસત રહે છે, કે તેના એક એક આદમીની બરાબર મહસત હાથીભી આવી શકે નહી. બીજું એ કે, દેલેર ફરામરજ નો બેટો જેહાનબખશભી એ દરીઆવમાંથી ગુજર કરીને હફતેખાનની તરફ કેહકામ દેવના કીના ઊપર ગયો છે, તેથી તે દેલાવર તે નાપાક દેવથી જેહાન પાક કરશે. પણ તમો બેહુ નામદાર પેહેલવાનોને, તે બેઊ બુરા નાપાક, દેવોનો મોકાબેલ જવું નહી જોઇએ. અગર તમો બેહુ દેલાવરો એકઠા થઇને લશકર સાથે તે દેવો ઊપર જશો તોભી તે નાપાકો પોતાની જાદુઇએ તથા મકરે કરી તમોને મારી લેશે, અને તમારાં કામ બરબાદ થશે; એવા તે બુરા દેવો લડાયક છે." તેવારે કરીમાને તેને જવાબ દીધો કે, "અય બુઢા દાના મરદ, મને પોસત પનાહ પાક યજદાની છે, તેથી તે સાહેબ હરએક મુશકેલ ની વખતે અમારા દુશમનનું સર ખાકમાં નાખશે. પણ તું કીસતી શેતાબ લાવ ને એવી દફલ વાતો ના કર. તું આ અમારાં લશકરના હરેક પેહેલવાનોની ગરદન તથા બાજુ તો જો. ઇરાન જમીનના નામદાર લોકો તે નાપાકોને જેર કરવા વગર પાછા હટશે નહી."

## હેકાયત લખીછે કે, ગયો પેહેલવાન કરીમાન આદીના મોલકની તરફ તથા તે વગરે બીજો હેવાલ.

જેવારે પેલા કીસતીબાન મરદે પેહેલવાન કરીમાનની જોબાનથી એવા સખુન સાંભલીઆ તેવારે ખામોશ રહીને પોતાના તનથી નેતનાં ઝાહાડ-

ની મીસાલ લરજયો, ને તેજ વખત હોકમ કરી પોતાના લોકો પાસે કીસતી મંગાવી. તે કીસતીઓમાં સરવ કોઈને સવાર કરીને તે કીસતીઓની લગામ પવનને હવાલે કીધી. એમ કરતાં એક પવન તેઓની મોરાદ મોઆફીક નીકલીઓ તેથી તમામ કીસતીઓ શેતાબ વાની મીસાલ સાફ ચાલવા લાગી અને રાત દન મલી એકદન સબર કરવા દીધી નહી. તે દેલાવરને પોતાના કામની દરકાર હતી તેથી રાહામાં કીસતી લંગરવાર કરવા દીધી નહી. તેવારે કીસતીબાને સરવ કોઈને કહીઊં કે, "આજ લગી જેહાનના દરમેયાનમાં ક મોહોસમમાં એવો સાફ પવન અમારી કીસતીને લાગયો તો નહી. વાસતે અય સરફરાજ પેહેલવાન, મારા જોવામાં તુને એ આસમાનથી ફતેહ છે કે, હવડાં રાહાના દરમેયાનમાં જતાં તુંને નેક ફાલ નજર આવેછે." એ રવેશ ખુશી સાથે વાતો કરતા કીસતી આગલ ચલાવયા જતા હતા. એમ કરતાં ચેઆલીસ દાહડામાં છ મહીનાના જેટલી રાહા કાપી. એમ કરતાં દુરથી એક બંદર નજર આવીઊં, તેવારે કરીમાને પેલા કીસતીબાનને પુછીઊં કે, "આ દુર જે પાહાડ જેવું નજર આવેછે તે કોઈ જંજીરોછે, ઇઆ કોઈ શેહેરનું બંદર નજર આવેછે." તેવારે તે બુઢા કીસતીબાને કરીમાનને જવાબ દીધો કે અય બુજોરગ ખાનદાનના પેહેલવાન, એ જગોનું નામ બંદરે આદીઆન કરી કેહેવાયછે; અને હીઆં આદીના લોકો રેહેછે. એ જગો શેદાદે આદીએ આબાદ કીધેલીછે. તે શેદાદે આદીના બેટાનો બેટો હવડાં એ જગો પાદશાહી કરેછે, તેનું નામ આદીનો રસનવાદ કરી કેહવાયછે, પણ એ રસનવાદ ઘણો નાપાક, બદ અંદેશ તથા કીના ભરેલો છે. અને એનું લશાકરભી શેદાદની ઓલાદનું તમામ આદીનીજ તાબમનું છે. એ જગોથી છ દાહાડાની રાહા દુર એક શેહેર એના તાબાનુંછે જીઆં પાદશાહાનાં તખતની જગો છે. તે પાદશાહાને શેદાદો આદી કરી કેહછે. તે બદ નસલનો એક અજબ તરેહની બલાછે, ને જેવારે તેના મોલકમાં આપણ જઈ પોહોચશું તેવારે મને ડર લાગેછે કે, તે નાપાક આપણો દુશમન થશે. વાસતે બેહેતરછે કે, આપણે પોતાને સોદાગર કેહેવાડીએ, ને એનું દાન જગાત ચુકવી આપીએ તો આપણે એ જગોથી ખુશી સાથે આગલ જઇએ. વાસતે અય પેહેલવાન તુ

પોતાનું નામ નવેસ સોદાગર કરી રાખ; કેમકે એક નવેસ નામનો સોદાગર છે, તે તમામ સોદાગરો ઊપર વડો કેહેવાયછે, અને તે હંમેશો એ રસતે રહીને બાહાર સોદાગરીને વાસતે જાયછે, તેને તે આવેલો સમજશે. જેવારે તે પાદશાહાને દાન જગાત ભરેછે તેવારે એ પાદશાહા તે સોદાગર ઊપર પોતાનું દેલ ખુશી રાખેછે. વાસતે અય પેહેલવાન તું મારૂં કહીઊં માન, ને હરેક તદબીરથી પોતાનું નામ છુપાવીને એ જગોર્થી આગલ નીકલી જા. જેવારે તું એ જગોથી સલામત ગયો તેવારે એમ કરી જાણ કે, તું મસત અજદાહાનાં મોહોમાંથી છુટયો." એવા સખુન પેલા કીસતીબાનની જોબાનથી સાંભલીને, પેહેલવાન કરીમાન હસયો, ને તેને કસો જવાબ દીધો નહી, તથા તે જગોની કસી વાતભી કાહાડી નહી.

એમ કરતાં જેવારે સરવે કીસતીઓ તે શેહેરના કીનારા ઊપર આવી, તેવારે સરવે કોઇએ કીનારા ઊપર ઊતરી દેહેરા મારીઆ એવામાં તે જગોનો જે જગાતી શખસ હતો, તેનો મોરજાન નામનો ગોલામ જગાત લેવાને વાસતે લશકરમાં આવીઓ, ને ઇરાની લોકો પાસે જગાત માગવા લાગો. તેને જોઇને રોશન બખતનો પેહેલવાન કરીમાન હસયો ને તેને જવાબ દેવાને વાસતે સરહંગને ફરમાવીઊં કેહરેક તદબીરે તેને સમજાવીને કામ લે. તેવારે પેલો મોરજાન કે, હેવા લાગો કે, "હું એ આદીના મોલકનો જગાતી ઇજારદાર છું, વાસતે તમારા કાફલાના સેરદારનું નામ શું છે?" તેવારે સરહંગે તેને જવાબ દીધો કે, "અય આપરંગીલા મરદ, એ કાફલાના સેરદારનું નામ શેત્ર સોદાગર કરી કેહેછે. એ સોદાગર ખારકાન શેહેરનાં બંદરથી સોદો ખરીદ કરતો આવેછે, અને એની પાસે લાલ તથા ગોહર તથા સુનાની અસરફી સીવાય કાંઈ બીજું નથી. જેહાનના દરમયાનમાં એ જેવો સોદાગર મરદ કોઈ બીજો નથી. પણ અગર જો તું એની સાથે શીરીન જોબાનથી બોલશે, તો તું પોતાની મોરાદ મોઆફીક જગાત પામશે. ઇઆ અગર તું જગાતને વાસતે જાસતી કરવા માગશે, તો તું પોતાના જીવની ખરાબી કરશે. એ અમારો સેરદાર અગર ચાહે તો તમામ જેહાનના પાદશાહોને પોતાના તાબામાં લાવે, બલકે ફગફુરચીન

ઊપર હાદેશો નાખે એવો તે જબરદસત છે; તે કરતાં સકલાબશાહા-તથા ફરખાન વગેરે બીજા કેટલાએક સોદાગરો હવડાં એની સાથે કેદમાં બંધ પકડાયલાછે." જેવારે મોરજાને સરહંગની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે ઘણો ગોસામાં આવી તેને કેહેવા લાગો કે, "અય ઊંઘે બખતના, તું અમારા પાદશાહા રસનવાદને પીછાનતો નથી, કે એ રવેશ પોતાની સોદાગરીની જાસતીનો સખુન બોલેછે. અગર આસમાન ઉપરથી આફતાબ પોતે ઊતરીને આવે, તો તે પાસેથી એ જગો જગાત લીધા બગેર મેલીએ નહી; તો એ વેશ સોદાગર કોણ થાયછે? મને તેની નજદીક લેઈજા કે, હું તેની મગ-રૂરી તથા મરદાનગી જોઉં, કે તે સોદાગર તે શી રવેશનોછે." એટલું કહી તે મોરજાન ગોસા તથા કીનાથી ગાલ દેતો કરીમાનનાં લશકરની તરફ આગલ ચાલીઓ.

---

## હેકાયત લખીછે કે, લડાઈ કીધી મોરજાન જગાતીએ કરીમાન સાથે અને મારયો ગયો મોરજાન કરીમાનના હાથ ઊપર.

---

એમ કરતાં જેવારે મોરજાન કરીમાનનાં લશકરની નજદીક જઇ લાગો, તેવારે રાહામાં ફગકુર તથા સકલાબ વગેરે બીજા પાદશાહોને કેદમાં પડેલા તેણે દીઠા. તે ફગકુરચીનની નજદીક જઇ પુ-છવા લાગો કે, "અય જેહાનના પાદશાહા, એકાએક તારે ઊપર એવું શું આફત પડીઊં, કે તું એ મીસાલ એ લોકોના ફાંદામાં બેચારો થઈ પડયો છે, ને હવડાં તારા મોલકમાં પાદશાહી કોણ શખસ ક-રે છે? તું પાદશાહોનો પાદશાહા એ રવેશ ગમગીન દેલ સાથે ભારી બંધમાં બેઠો છે ને તારાં પાદશાહી તખત ઊપર બેગાનો મ-રદ બેસીને હકુમત કરેછે!" તેવારે ફગકુરે તેને જવાબ દીધો કે, "અય નામદાર, તું એ જમાનાની ચાલથી વાકેફ નથી. એ આસ-માનની ચાલ હમેશાં ઊલટી છે. એ લશકરનો સેરદાર, બરજોનો

બેટો કરીમાન, જે તમામ જેહાનનો પેહેલવાન કેહેવાય છે, તે છે. તે પેહેલવાન અજબ એક તરેહેની બલા છે, અને એની દેહેશતે દરીઆવમાંથી મગરમછભી નાહાસી જાયછે. વાસતે એ દેલાવરની સાથે નરમીથી વાત કરવી ખુબ છે, કેમકે તે કીના તથા લડાઇને વખત શેરની મીસાલનો છે, અગર ચાહે તો એ તમામ જેહાનને એક લેહેજામાં બરહમ મારે, એવો જબરદસત છે. એ પેહેલવાનની સામે ઊભા રેહેવાની તાકત હેરેમનનેભી નથી." એવા સખુન ફગકુરચીનની જોબાનથી સાંભલીને મોરજાને હસીને કહીઉં કે, "અય ફગકુર, એક નાધલા છોકરાના હાથમાં તું બુઢી લોકડીની મીસાલ બંધમાં પડયો છે. એ છોકરાની તું એવડી તારીફ કરેછે, પણ એવો તે કોણ છે? તથા બરજો તે એવો કોણ છે? હવે તો તે લોકોના જોર ઉપર રડવું જોઇશે." એટલું કહી ફગકુરચીનની નજદીકથી આગલ ચાલીઓ ને તે મેદાનમાં, જે જગો કરીમાન હતો તાંહાં ગયો.

જેવારે મોરજાન કરીમાનની નજદીક જઇ પોહોંચયો, તાંહાં જોયું કે, એક દેલાવર નોજવાન તખત ઊપર બેઠેલો છે. તું કેહે ગોયા પાક રવાનનો નામદાર નરીમાન આવીને તખત ઊપર બેઠેલો હતો. જોવામાં તેનું તન સીધા સરવની મીસાલનું ને તેના દબદબાથી જમાનોભી ધુજે એવો તે હતો. તે નામદાર કમરમાં બારીક ને'સીનામાં ફરાખ હતો; ને જેમ પાદશાહ જમશીદ પોતાનાં તખત ઊપર બેસતો તે મોસાલ બુજોરગીથી તખત ઊપર બેઠેલો હતો. પછે મોરજાન અંદેશો કરી, તેની નજદીક જઈ આએસતેથી કેહેવા લાગો કે, "અય નામદાર હું એ જગોનો જગાતી છું, ને નુસાદ પાદશાહાના હોકમથી એ જગો સરવ કોઇ પાસેથી જગાત લેઊં છું. એ જગો ઊપર જગાત લીધાનો તાલુકો મારો છે, વાસતે તમારો તમામ અસબાબ મારી નજદીક મોકલો કે તેને ખોલીને જોઊં, તેવાર પછે તેને અંદાજે હું મારૂં જગાત લેઊં." તેવારે નેક બુનીઆદના કરીમાને હસીને તેને કહીઊં કે, "અય બેવકુફ મરદ, આજ લગી કોઇએ અમો પાસેથી જગાત લીધી નથી, બલકે જગાતના લેનાર પાદશાહો પાસેથી સલામતીનો લેનાર તો હું છું, તો તું મારે પાસે જગાત શું માગે છે? તું મને પીછાનતો

નથી કે, જમાનામાં હું કોણ મરદ છું ? મેં પોતાની તલવારને જોરે ફગફુરચીન પાસેથી તથા સકલાબ રૂમ પાસેથી પાદશાહી તખત છીનવી લીધાં છે; અને માચીન તથા ખોતાના મોલકમાં મેં તે જગોના પાદશાહોને પોતાની તરફથી પાદશાહી સોંફીને તખત ઊપર બેસાડયા છે. નામના ઊઠાવનાર સામેસવારના મોબારક ખાનદાનના બરજોનો બેટો કરીમાન તે હું પોતે છું, અને જેહાનના દરમયાનમાંથી દેવ તથા જાદુગરોની બુનબેખ ઊખાડી નાખનાર તો હું છું. વાસતે તું જા ને તારા નુસાદ આદીને કેહે કે, તારા શેહેરમાં જોર તથા ઝલકાટ ભરેલો જાબુલી કરીમાન આવી પોહોંચયો છે; ને તે નેકનામ પેહેલવાન એમ કરી ચાહેછે કે, પોતાનાં લશકર સાથે કેહેકામ દેવની લડાઇ ઊપર જાય. મારા હાથમાં નાપાક અલવંદ દેવ કેદ પકડાયલો હતો તે એકા. એક ભારી બંધ તોડીને નાહાઠો છે, તેથી હું તે નરે દેવની પછવાડે તેજ વાની મીસાલ દોડીઓ જાણું છું. તેથીજ એ આદીના મોલકમાં હું આવીઓ છું. હું પાકજાદ પાદશાહા કેખોસરોના હોકમથી એવા હેરેમનો સાથે જાબજા લડાઇ કરૂં છું." જેવારે મોરજાને કરીમાનની જોબાનથી એવો જવાબ સાંભલીઓ તેવારે ગોસામાં આવીને કહીઊં કે, "અય નાદાન છોકરા, એવી બેહુદી વાત મારી નજદીક તું ના કર. અમારા આદીના મોલકની હવા ઉપરથી સીમોરગ જાનવરથીભી ઊડી નહી શકાય. અમારા પાદશાહાની દેહશાતથી ભારી અજદાઓ આએ જંગલ મેલીને બાહાર નીકલી ગયા છે; તો તું એક બેહોનર છોકરો શા હેસાબમાં છે; કે એવી નાલાયક વાત મોહોમાથી બોલે છે. અગર જો અમારા પાદશાહાનાં શેહેરમાંથી એક પાંચ શખસ એ જગો આવશે, તો એ તારાં તમામ લશકરની ગરદ કાહાડી નાખશે, ને તુને નાહાસવાનો કસો મારગ પણ રેહેશે નહી." એટલું કહી ગોસાથી તલવાર ઊપર હાથ નાખીને કીનાએ કરી મસત શેરની મીસાલ બખારીઓ. એવામાં તેની પીઠ પછવાડે સરહંગ આવી પોંહોંચીયો, તેણે પોતાની એક તલવારના જખમે કરી તેનું સર ખાકમાં નાખીઊં. જેવારે મોરજાનનું સર જમીન ઊપર પડાઊ, તેવારે તેની સાથે જે કોઈ બીજા ચાકર લોકો તે બંદરમાંના હતા તે સરવ કોઇ નાહાસી ગયા.

જેવારે એ ખબર રસનવાદને થઇ, તેવારે તે બદબુનીઆદનો ઘણો જોશમાં આવી શેતાબ ઘોડા ઊપર સવાર થઇ, શેતાનની મીસાલ કીનાથી કરીમાનની મોકાબેલ બંદરની તરફ ચાલીઓ. તેની સાથે આદીની ઓલાદના બીજા ઘણાએક પેહેલવાનોભી ઘોડાઓ ઊપર સવાર થઇને તેની મદદને વાસતે ગયા. તે નાપાક આદીના લોકોએ કીનાએ કરી પોતાનાં મોહો અજદાહાની મીસાલ જેહેર ભરેલાં કીધેલાં હતાં. જેવારે એ ખબર નામદાર પેહેલવાન કરીમાનને થઈ કે, નાપાક આદીનો રસનવાદ પોતાના પેહેલવાનો સાથે જોશથી દોડીઓ આવેછે, તેઆરે તેણે, પેહેલવાન ગાજાનેને હોકમ કીધો કે, "અમો તઇઆર થઇએ એટલામાં તું તેઓની સામે જા, ને તેઓનો રસતો બંધ કર. અગર નહી તો તે નાપાકોથી આપણું લશકર બરહમ મલશે. વાસતે તું શેતાબ જઇને લડાઇ કર. અમોભી તારી પછવાડે આવી પોંહોચીએ છઇએ." એવી ગોફતેગોમાં કરીમાન હતો તેવામાં રસનવાદ પછવાડેને રસતે છેક નજદીક આવી પોહોંચીઓ. તેવોજ એક પોકાર મારીને કેહેવા લાગો કે, "સેદાદઆદીને તોખમનો રસનવાદ તે હું છું. મારો મીસાલનો દેલેર જમાનાએભી દીઠો નથી. જેહાનની દરમેયાનમાં પરથમ લડાઇની દેલેરી અમારા આદીના તોખમથી પેદા થઇ છે, તો તું કરીમાન કોણ છે ને તારો સામ તથા નરીમાન કેહેવાએક હતા, અને તારો જાલ તથા રૂસતમ તથા ફરામરજ તથા બરજો શા હોસાબમાં છે? અમો લોકો કોઇનેબી મોજુદમાં ગણતા નથી. અને તમુર તથા જેહાનબખશને તો મારી નજદીક એક મુકી ખાક બરાબર ગણુછું; અગર જો તારો રૂસતમ એ જગો આવતે તો અમારા બુજોરગ શેદાદ આદીની બાજુની મરદાનગી પોતાની નજરે જોતે." એવી તાનાજની રસનવાદ કરતો હતો એવામાં એક ગરદ નજર આવી. તે ગરદમાંથી ઘાણુંએક લશકર બખતર પેહેલું અને કીનાથી કમર બાંધેલું બાહાર નીકલીઊં. તે લશકરનો જોશ જેમકે બાહારના વખત ઊપર દરીઆવ જોશ કરે તે મીસાલનો હતો.



## હેકાયત લખીછે કે, ગરદમાંથી બાહુર નીકલીઓ પેહેલવાન ગાજાને અને લડાઇ કીધી આદીનાં લશકર સાથે.



જેવારે પેહેલવાન ગાજાને લશકર સાથે તે ગરદમાંથી બાહાર નીકલીઓ, તેવોજ હોમલો કરીને આદીનાં લશકર ઉપર એક પોકાર મારીઓ. તેના ગોલબાંગથી દરીઆવમાંનાં મગરમછભી લરજીઆં. પછે કહીઊં કે, "અય બેહુદા લોકો તમો અમારી સાથે લડાઇ કરવા શા વાસતે ચાહો છો; તમો જાણતા નથી કે, એ લશકર કાંહાંથી આવીઊં છે, ને એ મોલકનો તરફ રહીને કાંહાં જાવા ચાહેછે. તે વાતની તમો લોકોને કસી ખબર નથી. અમો તો ઇરાન જમીનના પાદશાહા કૈખોસરોના તાબેદાર લોકો છઇએ. અમારા દેલેર લોકો છે તે કોઇબી તમો સાથે લડવા ચાહાતા નથી. હમો તો એ મોલક ઊપર રહીને મગરેબ જમીનની તરફ જવા ચાહીએ છે. અમારો સપેહેસાલાર તે જગોના નાપાક દેવો, જે ગોસા તથા કીનાં ભરેલા છે તેઓની સાથે લડવા જાય છે. તો તમો શા વાસતે અમારી સાથે લડવા આવીને નાહક ફેસાદનો દરવાજો ખોલો છો; અગર જો તમારા દેલમાં મેહેર હોય તો લડાઈ મોકુફ કરી પોતાના જીવ સલામત રાખો, ને પોતાના મોતથી ડરો. એ લશકર જાબુલી રૂસતમના નબીરા બરજોના બેરા કરીમાનનું છે, અને તે નામદારભી એ જગો આવી પોહોંચયો છે. તે દેલાવર તો હજુર તમારી મોકાણેલ આવીઓ નથી, તે તો કેઆની પાદશાહોની રસમ મુઆફેક મજલેસમાં બેસીને શરાબ પીએછે, ને તમો શેતાબી કરી એ રવેશ તલવાર તથા તીર ઊઠાવીને આવીઆ છો; પણ પોતાના બખતનાં સરને નાહક ખાકમાં નાખશો." જેવારે રસનવાદે એવા સખુન ગાજાનેની જોબાનથી સાંભલીઆ, તેવારે ગોસા તથા તુંદીથી પોતાનાં લશકરની તરફ નેગાહા કરી ફરમાવીઊં કે, "એ બદ બુનીઆદના સવારના હાથ બાંધીને ખોઆર આદમીનો મીસાલ ખેંચતા મારી નજદીક લાવો." એવો હોકમ સાંભલીને આદીનાં લશકરે ગાજાને ઊપર હોમલો કીધો.

તે ઊપર એનો શાહેર નસીહત કરી જાયછે કે, જેવારે બખ્ત બરગસતે થાયછે તેવારે ઘણા લશકરથીબી ફાયદો હોય નહી. પછે ગાજાને પેહેલવાનેબી આજર ગોશાસપની મીસાલ પોતાની જગોથી ઘોડો દપટાવીઓ ને શેરની મીસાલ આદીનાં લશકર ઉપર જઈપડીને તલવારે કરી તે લોકોના જીવથી રસતા ખેજ ઊઠાવી. એમકરતાં ઘણાંએક લશકરને મારીને ખાકમાં નાખીઊં ને જે કોઈ જીવતા હતા તેઓનાં તન તથા બાજુ ચાકચાક કીધાં, ને જેમકે ગોસપંદના ટોલામાં વરૂ પડી તે ટોલાંને પરાગંદે કરી નાખે, તે મીસાલે આદીનાં લશકરને પરાગંદે કરી નાખીઊં. તે જંગલમાં એક તરફ કરીમાન ઊભો રહીને તમાશો જોતો હતો કે, પેહેલવાન ગાજાને મહસત શેરની મીસાલ હર તરફ દોડતો ને તલવાર મારતો તેથી તમામ જંગલ ગોયા લાલાના ચમનની મીસાલ શોરખ થયું હતું, ને હર તરફ જરી જીનના ઘોડે સવારો ગાભરા પડીને દોડતા હતા તથા આદમીઓનાં તન માથાં વગેર રાહાની ખાકમાં ઊધાં પડેલાં હતાં. પછે ગાજાને પોકાર કરતો મહસત હાથીની મીસાલ રસનવાદ આદીની નજદીક ગયો, તું કેહે તેનો ઘોડો પતજદીનો વા હતો, કે શેતાબીથી હર તરફ નીકલી જતો. પછે આવાજ મારીને તે રસનવાદ આદીને કેહેવા લાગો કે, " અય નાપાક રજાલા મરદ, તારી સુમીઅતે કરી એ તમામ મોલક વેરાન થઈ ગયો છે. તેં પોતાની હઠે કરી તમામ લશકરને મરતું મેલીઊંછે. તું જાણતો નથી કે, આજ લગી કોઈબી પેહેલવાન કરીમાન ઊપર ગાલેબ આવયો નથી, અને તું પોતાની બેહુંદી અકલે કરી તે પેહેલવાન પાસે જગાત માગતો હતો, પણ તુ અનજાણમાં એવાં આફતમાં પડયો હશે એમ હું માનું છું. અગરજો તું જાણી જોઈને લડવા આવયો હશે, તેવારે તો એમ [illegible] જાણવું કે તું જેવો બે અકલ ને નાદાન જેહાનમાં કોઈ બીજો છે નહી. કાંયકે, કમજોર લોકડીથી શેરની બરાબરી થતી નથી, વાસતે હજુબી તુંને સમજાવીને કહું છું કે, તું શાને વાસતે તે શેરના પંજા ઊપર પંજો મારેછે, એવું કામ બેહુદાપણાથી કરીને પોતાનાં લશકરની ખરાબી ના કર." જેવારે રસનવાદે એવા સખુન ગાજાનેની જોબાનથી સાંભલીઆ, તેવારે ગોસામાં આવી ગાજાને ઊપર હોમલો કીધો ને એક નેજો

ઘણા જોરથી મારયો. પણ તે નેજાનો જખમ ગાજાનાએ રદ્દ કરી નાખીઓ, અને પોતાના ઘોડાની લગામ ફેરવીને પોતાનાં લશકરની તરફ નાહાસવા લાગો. તેની પછવાડે રસનવાદ આદીએ દુંબાલો કીધો, પણ ગાજાનેએ શેતાબ નાહાસતાં નાહાસતાં કમંદ ખોલીને એકાએક ઘોડો ફેરવીને રસનવાદ ઊપર તે નાખી તેજ વખત તેની ગરદન બંધમાં આવી, ને ગાજાનેએ જોરથી તેને ઘોડા ઉપરથી ખાકમાં નાખીઓ. એવામાં સરહંગ આવી પોંહચ્યો તેણે રસનવાદના હાથ બાંધીઆ ને મહસત હાથીની મીસાલ તેને ખેંચતો કરીમાનની નજદીક લઇ ગયો. જેવારે રસનવાદ કેદ પકડાયો, તેવારે જાબુલના દેલેરો હર તરફ દોડયા ને આદીના લશકરના ઘણાએક લોકોને મારીઆ, ને કેટલાએકને જખમી કીધા ને જે કોઇ પકડાયા તેઓના હાથ બાંધી લાવીને લશકરમાં કેદ કીધા, પછે કરીમાને તે રસનવાદને એમ કરી કહીઉં કે, “અય સોહા જીવના બેબુનીબાદ તુને નહી કહીઉં હતું કે, હું તમામ જેહાનના જગાતીઓ પાસેથી સલામી લેઉં છું, ને મારી સાથે લડીને કોઇએ ફાયદો દીઠો નથી. અય કમબખત, તું જેહાનના સાહેબ પરવરદેગારની પરસતેસ શી રવેસ કરે છે તે મને રાસતીથી કેહે. તે સાહેબ આદમી જાતને જોર તથા કઊઅતનો આપનાર છે, ને જમીન તથા આસમાન તેણે બનાવીઉં છે, અને તે સાહેબ ચાહે તો એક મછર પાસે મહસત હાથીને મરાવે, તેમજ હું જેવા એક છોકરાને સેરદારી આપીને તમામા જેહાન તમો જેવા બુરા લોકોથી પાક કરાવેછે ને પોતાનાં નેક બંદાઓને સરફરાજી બખશેછે. અય ઊધાં બખતના આદી, તું જાણતો નથી કે, પાદશાહા કેખોસરો જેવો તે સાહેબનો બંદો છે, તેથી પોતાની ગરદન નીચી નાખીને રાત દન તેની બંદગીમાં પોતાનું સર ખાકમાં મેલીને આજેજી કરેછે કારણકે તમામ જેહાન તે સાહેબના તાબામાંછે; અને સઘલી નેક પેદાયશો તેની બનાવેલીછે. આપણ સરવે આદમી જાતને જીવ તથા રોજી તેણે બખશીછે, એવો તે કુદરતનો સાહેબછે.” જેવાર આદીના રસનવાદે કરીમાનની જોબાનથી એવા સખુન સાંભલીઆ તેવાર તેને કેહેવાલાગો કે, “જેને વાસતે તું કેહેછે તે મારો બાપછે, ને હું તેનો બેટો છું. બલકે અમારા તમામ આદીના લોકો તો જાણીએ છીએ કે, એ જેહા

નના દરમયાનમાં અમો જે છઇએ તે ખોદાનાં ફરજંદ છઇએ." જેવા રે એવો બેહુદો જવાબ તે નામદારે સાંભલીઓ, તેવારે પોતા ઊપર પેચ ખાઇને હોકમ કીધો કે, "એ બદ ખસલતના આદીનું સર તનથી દુર કરે." એ હોકમ સાંભલીને જે કોઇ આદીના લોકોને કેદ પકડી લાવીઆ હતા તે સરવેને મારી નાખીઆ, ને તેઓનાં સર ખાકમાં નાખીઆં.

## હેકાયત લખી છે કે, ગયો નામદાર કરીમાન આદીનાં શેહેરમાં.

તે પછે કરીમાને તે જગોથી પોતાનાં લશકર સાથે આદીના શેહેરમાં દાખેલ થઇને તમામ શેહેર આતશે કરી બાલી ખાકશાર કીધું, ને તે નાપાક બદ રાહાના આદીઓમાં એક શખસને પણ જીવતો રેહેવા દીધો નહી; અને તે જગોથી રસનવાદનાં પાએતખત શેહેરની તરફ ચાલીઆ ને લશકરને હોકમ કીધો કે, "સરહંગને હવેથી આપણાં કાફલાનો સેરદાર કરીને કેહેજો, ને સરવ કોઇ એનાજ તાબામાં રેહેજો. રાહામાં કોઇ પુછે તો એમ કરી કેહેજો કે, અમો તો સોદાગર લોકો છઇયે." એ રવેશ કરીમાન પોતાનાં લશકરને કહી આગલ ચાલીઓ, ને જે શેહેરમાં રસનવાદના બુજોરગ સેદાદ આદીના તખતની જગો હતી તે શેહેરની તરફ ગયો. એમ કરતાં તે શેહેરની નજદીક ખુઆં નામની જગો હતી તાંહાં જઇ દેહેરા મારી મુકામ કીધો; અને પોતે કરીમાન તમામ સારવાન લોકોનો સેરદાર થઇ રહુયો.

એ વોશેની ખબર જીઆરે નુસાદને કીધી કે, કોઇ જગોનો કાફલો આવયોછે, તેની સાથ જગાત બાબત બોલાચાલો થવાથી રસનવાદ તથા આપણા લશકરનાં લોકોને જીવથી મારીને બંદરનું તમામ શેહેર બાલી નાખીઊંછે, તથા હવડાં તે કાફલો આપણાં શેહેરની નજદીક કીનારા ઊપર આવી પડીઓછે, તથા તેઓની સાથે એક નોજવાન છોકરો છે, પણ એ કાફલાના લોકો કોણ છે તથા તે કોણને તાબેમનોછે, ને એ

હવેશ તે લડાઇ શા વાસતે કરેછે, તે જણાતું નથી. તેવારે નુસાદે એક મરદ આદમીને કહીઉં કે, "તે કાફલામાં જઇને ખબર કાહાડ અને તેનો સેરદાર જે કોઇ હોય તેને મારી નજદીક બોલાવી લાવ, કે હું તેને પુછું કે તે શું કેહેછે, ને શું મોરાદ રાખેછે. મગર એ કમબખત લોકો શેદાદે આદીથીભી ડરતા નથી." તે નુસાદ પાદશાહાનો હોકમ સાંભલીને એક બુઢો જે ઘણો બોલકનો તથા જવાબ સવાલી અને ફંદ ફરેબનો જાણનાર તથા તમામ આદીઓ ઉપર બજરેગ કેહેવાતો હતો તે, નુસાદના હોકમથી કરીમાનનાં લશકરમાં કાફલાના સેરદારને બોલાવા ગયો. તે જતાંવાર પુછવા લાગો કે, "અય નામદાર લોકો તમારા કાફલાનો સેરદાર કોણ છે, તે સાથે મને મેલવો." તેવારે લશકરના લોકોએ સરહંગને દેખાડીઓ, કે એ શખસ અમારા કાફલાનો સેરદારછે. જેવારે પેલા બુઢા મરદે સરહંગને દીઠો તેવારે પોતાના દેલમાં અંદેશો કરી કેહેવા લાગો કે, એ મરદ કોઇ ચાશ ભરેલો નજર આવેછે. જોવામાં એવું આવેછે કે, એ કાફલાનો સેરદાર એ મરદ નથી; એ લશકરમાં કોઇ બીજો સેરદાર હશે. પણ એ લોકો મારી સાથે કાંઈ ફરેબથી મકર કરેછે. એવો દેલમાં અંદેશો કરીને નાચારે તે સરહંગની નજદીક ગયો ને સલામ કરી અને ખામોશીથી એક જગો ઊપર બેસીને કેટલોએકવાર તીઆંનો ચારો જોયો. પછે તેણે સરહંગને એમ કરી કહીઉં કે, "અય હોશીઆર દેલના પેહેલવાન, તુને કાંઇ આદીના રસનવાદની ખબર છે, કે તેતો બેહુનર, બેહુદાં મગજનો હતો અને હુજતી ઘણો હતો, તથા વખત ઊપર કાંઈ દુર અંદેશો કરીને વીચાર કરતો નહી હતો, તથા તેણે અમારા પાદશાહા સાથે ઘણીએક સરકશી કીધી હતી, બલકે કીનાએ કરી બાજે વખત અમારા ઊપર કમીગાહા કરતો, ને હરેક કોઈના કાફલા પાસેથી પોતાની મોરાદ મોઆફેક બમણી જગાત લેતો. તે સાંભલીઆથી અમારો પાદશાહા નુસાદ ઘણો શોરસાર કરતો; એ નાપાકને તમોએ મારયો, તેની ખબર આવી તે સાંભલીઆથી અમો તથા અમારો પાદશાહા નુસાદ ઘણો ખુશી થયો. અય નેકબખત એ કામ તેં ઘણુંજ સારૂં કીધું કે, એવા મુજીને જીવથી મારયા. એવું નેક કામ આજ લગી જેહાનમાં કોઇએ કીધું હતું નહી.

ગોયા તેં તમામ જેહાનને રંજથી છોડવી. એ નાપાકના મુઆથી હવે સોદાગર લોકોના કાફલાને આવવું જવું આશાન થયું છે; તેથી અમારા પાદશાહે તુને સલામ કેહેવાડી છે, ને તુંને બોલાવે છે કે, મેં તારે વાસતે એક પાકીજે મજલેસ સમારો છે, તે મજલેસમાં આપણે સાથે બેસીએ. વાસતે અગર જો તું નહી આવશે તો અમારો જીવ નાખુશ થશે, અને અમારા દેલમાં જેવી ખુશી ઊપજી છે તેવો ગમ પેદા થશે. વાસતે તું તસદી ખેંચીને અમારા શેહેરમાં આવે તો, અમો આદીની ઓલાદના તમામ આદ લોકો ખુશ થઈશું." જેવારે એ તમામ સખુન ચારા ભરેલા સરહંગે સાંભલીઆ તેવારે પોતે શેતાબ ઊઠીને પોતે જે કાંઈ મકર તથા ચારો જાણતો હતો, તેવો ફરેબ કરવાનો શુરૂ કીધો. તેણે પોતાની સાથે પોતાનાં લશકરમાથી વીશ પેહેલવાનોને લીધા. તેમાં દલેર કરીમાન, પોતે તથા પેહેલવાન ગાજાને, તે વીશ પેહેલવાનોની અંદરજ હતા. પછે પેહેલવાન સરહંગને પોતાનો સેરદાર કરી ચારાથી આગલ ચાલીઆ. તે વખત સરહંગ સેરદારની મીસાલ ઘોડા ઊપર સવાર હતો, અને કરીમાન તેના ઘોડાની આગલ ફરમાબરદારની મીસાલ ચાલતો હતો. એમ કરતાં નુસાદ આદીનાં તખતની નજદીક જઈ પોહોંચયા. નુસાદની દરગાહામાં દલેરીથી તેઓ દાખલ થયા. જેવારે નુસાદે સરહંગને દુરથી આવતો દીઠો, તેવારે પોતાનાં તખત ઊપરથી ઊઠી તેને એસતકબાલ જઈ તેનો હાથ પકડી લાવીને ઘણીએક આબરૂથી પોતાનાં તખતની નજદીક બેસાડયો. પછે ખેર આફીઅતની ખબર પુછી કે, "પચારા તું કેમ છે. તુંને એકાએક એ તરફ આ દીના મોલકનાં બંદર ઊપર શા વાસતે આવવું થયું. તેં એ ઊંધા બખતના નાપાક રસનવાદને મારયો તેથી હું ઘણો ખુશી થયો. હું હર રોજ દોઆ માગતો હતો કે, કોઇ ખોદાતાલાનો બંદો આવી પોંહોંચે, ને એ નાપાક જુલમગાર રસનવાદનું સર કાપી નાખે તો, મારો મોલક આબાદ થાય. એ રવેશ સરહંગને કહેતો હતો, પણ તે બદ નસલના આદીના દેલમાં કીનો ઘણો હતો તેથી તે પોતાના દેલમાં જુદાજ અંદેશામાં હતો.

## હેકાયત લખી છે કે, ગયો સરહંગ કરીમાનના વેશે નુસાદ પાદશાહાની દરગાહામાં ને ગોફતેગો કીધી તેની સાથે.

એ રવેશ તે નાપાકની જોબાન મોહોબત ભરેલી તથા દેલ કીનાં ભરેલુ હતું, પણ તેને ખબર નહી હતી કે, સામેનો હરીફ શું ચારો કરશે. પછે સરહંગને પુછીઊં કે, "અય સોદાગર, તારી પાસે શી તરેહે નો માલ છે? ને મગરેબ જમીનની તરફ તુંને શા વાસતે જવું પડે છે? તથા તું સોદાગર થઈને તારી સાથે એ રવેશ લડાયક પેહેલવાનો શા વાસતે રાખે છે? મારા જોવામાં તો એવું આવેછે કે, તું કોઈ તેજ ચુંગાલનો નામદાર છે." તેવારે સરહંગે તેને જવાબ દીધો કે, "હું મગરેબ જમીનની તરફ લશકર સાથે એટલા વાસતે જાઊંછું કે, મને પુલાદવંદના બેટા અલવંદ દેવ સાથે લડાઈ લાગી છે; તે નાપાક એક મરતબે મારી ચુંગાલમાં આવીઓ, અને મેં તેને ભારી બંધે બાંધીઓ હતો, પણ તે રીમન દેવ ભારી શાંકલના બંધ તોડી નાખીને નાહાસી ગયો છે. તેથી તે સુમીઅત ભરેલા દેવની પછવાડે હું હરેક શેહેરમાં જોસતેજો કરતો જાઊં છું. જેવારે તે નાપાકને પકડીને તેના હાથ બાંધશ તેવાર પછે એ મોલકની તરફથી પાછો ફરી પાદશાહોના પાદશાહા કેખોસરોને કદમ બોસી કરવા ખુશી સાથે ઈરાન જમીનની તરફ જાવશ." તેવારે નુસાદે તેને કહીઊં કે, "તું પોતાનું મુબારેક નામ મને કેહે? તે નાપાક અલવંદ તો પોતાનો કાકો કેહેકામ નામનો એક દેવ જે જરનેગાર શેહેરમાં છે, તાંહાં જઈ તે બુરી નસલનાની પનાહ પકડી બેઠો છે. તે નાપાક કેહેકામે એક સખત દીવાલ પોતાનાં લશકરની આગલ બાંધી છે, જેને સરવ કોઈ સેદે ચલીપા કરી કેહેછે; તે દેવો પોતાની જગો તે દીવાલની પછવાડે કરી બેઠા છે. તે શેહેરનું નામ જરનેગાર કરી કેહેછે; ઈઆને જેને હીંદુ લોકો લંકાં નગરી કરી કેહેછે. તે શેહેરમાં આજ લગી કોઈ ગયું નથી ને કોઈએ તે શેહેર દીઠુંભી નથી; પણ હવડાં મારાં સાંભલવામાં આવીઊં છે કે, જાબુલી ફરામરજનો બેટો જંગી જેહાનબખશ તે શેહેર લેવાને વાસતે જાહે-

લીથી તે રાહામાં આવયો છે. તે રાહામાં પાદશાહા ફરેદુને એક તલેસમ બાંધીઓ છે. તે તલેસમમાં તે નેક પાદશાહાનું દોખમું છે. તે તલેસમ તેણે એટલા વાસતે બાંધીઓ છે કે, રાહામાં રહી કોઇ આદમીજાદ પેલાં શેહેરની તરફ જાય નહી. અગર જો કોઈ શખ્સ અનજાણતાં જાય તો તેજ વખતે નાપાક દેવો તેના જીવથી ગરદ કાહાડી નાખે. તેટલાજ વાસતે પાક જાદ પાદશાહ ફરરોખ ફરેદુને તે રાહામાં તલેસમ બાંધીને રાહા બંધ કરી મેલી છે. તેથી તે દાહાડા પછે આજ લગી કોઇ આદમીજાદ તે રાહે રહીને કેહેકામનાં શેહેરની તરફ ગયો નથી, બલકે તેના મોલકને કોઇએ ખોઆબમાંભી દીઠો નથી. વાસતે અય નામદાર સોદાગર તું એકાએક તે જગો જવું માંડી વાલ."

તેવારે દાના સરહંગે નુસાદને જવાબ દીધો કે, "મને દેવ લોકો સાથે લડવાની ખાહેશ ઘણી છે. પાક યજદાની મદદથી મેં ઘણાએક દેવોનાં મગજ તેઓનાં સરમાંથી કાહડી નાખીઆંછે, તો એ નાપાક કેહેકામ દેવથી હું કાંય ડરૂં? અય નુસાદ, મારૂં નામ વેશ સોદાગર કરી કેહેવાયછે, પણ હું લડાયક પેહેલવાનોની મીસાલ દેલેર છું; મેંભી જેહાનના દરમયાનમાં મરદાને મરદની મીસાલ લડાઇઓ કીધીછે ને જે મુદઇ લોકો હતા તે, મારા હાથથી શેકસત ખાઇ રોસવા થઇને નાહાઠા ગયાછે. મેં લડાઈનાં મેદાનમાં અલવંદ દેવને કેદ પકડાઓ ને તે દેવ રાતને વખત બંદ તોડીને મારાં બંદીખાનામાંથી નીકલી નાહાઠો, તેનો પછવાડે હું મગરેબ જમીનમાં ચરાબુમના જંગલની તરફ જવા આવયો છું. તાંહાં મેં દેવો સાથે લડાઇ કીધી ને ફરીથીભી મેં તેને પકડયો. પણ બીજી મરતબેભી તે નરે દેવ મારા કેદખાનામાંથી નાહાઠો ગયોછે, માટે હું તેની પછવાડે કમર બાંધીને શેતાબ મગરેબ જમીનની તરફ જાઉંછું. વાસતે હવેતો અગર સેદે ચલીપા કરતાંનેબી આગલ જવું પડશે તો, હું બેદેહેસત મારાં લશકર સાથે જવશ; પણ તે નાપાક બેઉ દેવોની નીશાન જેહાનમાં રેહેવા દેવશ નહી. એક મરતબે તે બુરા ખાનદાનના દેવની બાજુ બાંધું તોજ મારી નામદારી જેહાનના દરમયાનમાં સરફરાજીથી મશાહુર થાય, તથા અગર જો ખોદાની મેહેરબાની છે તો, તે જેહાનબખશનેભી પકડી તેની ગરદનમાં રસી નાખું. તું એ

જગો બેસીનેજ સાંભલ કે, તે હેરેમંદો સાથે હું શી રવેશથી મરદાન-
ગી કરૂંછું." જેવારે સેદાદ આદીના નુસાદે એવા જબરદસત જવાબ
સરહંગની જોબાનથી સાંભલીઆ, તેવારે તે નાપાકે કીના ભરેલી આંખ
કરીને પોતાનાં લશકરની તરફ જોયું; તેજ વખત તે જગોથી એક આ-
દી ઊઠયો ને સરહંગ ઉપર આવાજ મારીને કહીઊં કે "અય બેહુદા
મગજના મરદ, જોવામાં એવું આવેછે કે, તારા મગજમાં ભેજું
છેજ નહી કે, એકાએક દીવાના આદમીની મીસાલ એવા નામદારી
ભરેલા કેહેકામ દેવ સાથે લડવા જાયછે. તે કરતાં જરનેગાર શેહેરની
તરફ પછી જાજે; તરત જરા મારી સાથે તો જોર અજમાવ. મારૂં નામ
જેહાનના દરમયાનમાં લડાયક ઓકાબ કરી કેહેછે. અગર ચાહું
તો આસમાન ઉપરથી આફતાબનેભી નીચે લાઊછું. લડાઈના દાહાડા
ઉપર હું છસો મણના ગોરજનો ઉઠાવનાર છું. મારા ભારી ગોરજને કો
ઇથી ઊચકાયતો નહીજ, પણ જગો ઊપરથી હલાવીબી શકાય નહી,
અગર જો તે ગોરજ તું ઉઠાવે તો, હું એમ કરી જાણું કે, તે ગોરજ
તેં મારાં સર ઉપર મારીને મને આજેજ કીધો, અને હુંભી જાણું કે
તું કોઇ તેજ ચુંગાલનો મરદ દેખું; પણ તું તે મારા ગોરજને જોઇને
મારી મરદાનગીથી પુરો વાકેફ થાય, વાસતે હવડાં તે ગોરજ મંગાવુંછું.
તે તું ઊઠાવ કે હમોભી જાણીએ કે તું કોઇ દેલાવર પેહેલવાન છે. અ-
ગર નહી તો તારી એવડી લાફ મારી નજદીક ચાલવાની નહી. તું મ-
ગરેબ જમીનના દેવો સાથે લડાઇ તે શું કરશે ? એ જગોથી અમો
તુંને જીવતો જવા દેઇશું, તેવારે તું તે દેવો સાથે લડશે કે." તેવારે
સરહંગે તેને જવાબ દીધો કે, અય બદકાર ઓકાબ દેવ, તું મારી નજદી
ક એક ચલીની મીસાલ કશા હેસાબમાં નથી. મારો એક ઉઠનો સાર
વાન ઇઆને ચાકર છે, તે તારો ગોરજ ઉઠાવીને તારૂં મગજ તોડી ના-
ખશે. એવાતો જબરદસત મારા ઘણાએક ખેદમતગાર લોકો છે. તે લો-
કો તારી ખાતેર નીશાન કરશે; મારા ચાકર લોકોના હાથથી તું સલામત
રેહેશે તેવારે મારી સાથે લડશે કે ? તે કરતાં તારી ખાહેશ હોય તો તુ
આવ કે હું તુને એક એવો હોનર દેખાડું કે, તમો આદીના લોકોમાં તે
વાતની કાહાંની રહી જાય. પણ મારી ખેદમતમાં એવા જબરદસત ચા-

કરે છે, તેવારે મને તારી સાથે લડવાનું કામ શું ? જેવારે મારા ચાક-રોથી ફતેહમંદીના કામો થઇ આવે, તેવારે તું જેવા નાપાક પાજી સાથે હું શા વાસતે લડું ?" જેવારે ઓકાબે સરહંગની જોબાનથી એવો જવાબ સાંભલીઓ તેવારે તરત હોકમ કીધો કે, મારો પાહાડની મીસાલનો ભારી ગોરજ એ જગો પાદશાહા નુસાદની દરગાહામાં તાબરતોબ લાવો. એવો હોકમ સાંભલીને કેટલાએક મરદ ગયા. તેઓએ પેલો ગોરજ ઘણાએક જોરથી ખેંચતા લાવી નુસાદની નજદીક નાખીઓ. તાંહાં સેદાદે આદીને તોખમના બસો પેહેલવાનો પાદશાહા નુસાદની નજદીક બેઠેલા હતા. તે બસો પેહેલવાનોમાંનો એક એક શખસ તમામ જેહાનના પેહેલવાનોને આજેજ કરે એવા જબરદસત હતા. તે પેહેલવાનોમાં દેલાવર કુલાદ, માહારૂન, કેહેરાન, કેરમ, એલમાસ, કજાક, કામુસ, હારૂન તથા અલકુસ એ વગેરે બીજા તમામ જબરદસત દેલાવરો હતા.

---

## હેકાયત લખીછે કે, ગોફતેગો કીધી પાદશાહા નુસાદે સારવાનના લેબાસના કરીમાન સાથે તથા લડાઈ કીધરી કીમાને ઓકાબ આદી સાથે.

---

જેવારે તે ભારી ગોરજ લાવીને પાદશાહા નુસાદની દરગાહામાં નાખીઓ, તેવારે ઓકાબ આદીએ એક પોકાર સહરંગ ઊપર મારીને અવલ તે ગોરજ પોતે આશાનીથી ઉઠાવીઓ, ને આશમાનની હવાની તરફ ઊંચો ફૂંકી દીધો. જેવારે તે ગોરજ પાછો હવા ઊપરથી નીચે આવીઓ તેવારે હાથ લાંબો કરીને તે ગોરજ હાથમાં પકડી લીધો. તેની બાજુનું કઊઅત જોઇને તમામ આદીનું અનજુમન અજબ થયું. તે ગોરજના આવાજે કરી જમીનબી લરજામાં પડી. પછે તે નાપાક ઓકાબ આદી પોકાર મારીને બોલયો કે, "રૂસતમ તથા જાલ તથા શામ તથા મોબારેક કદમનો ફરામરજ તથા

શેરની વજનનો બરજો એ સરવ કોણ છે; તથા નરીમાન, કેરશાસપ તથા ગોરંગ એ વગેરે જાબુલ જમીનના બુઢા તથા જવાન એ સરવ કોઇ કોણ થાય-છે? અગર એવા પેહેલવાનોમાંથીભી કોઇ મારો ગોરજ આ જગોથી ઊઠાવે તો, એમ કરી જાણું કે, તેવો પેહેલવાન દુની આના દરમેયાનમાં કોઇ બીજો હોયજ નહી." જેવારે સરહંગે એવા સખુન સાંભલીઆ તેવારે પોતાનાં અનજુમનના પેહેલવાનોની તરફ નેગાહ કરીને કહીઊં કે, "પેલો આપણો ઉઠનો સારવાન કાંહાં છે, તેને કહો કે, એ દરગાહામાં પેહેલવાન લોકોની નજદીક આવે, ને ઓકાબનો ગોરજ ઊઠાવીને એ જગોના પેહેલવાનોની ખાતેર નીશાન કરે." સરહંગનું એટલું કેહેવું કે, નામદાર કરીમાન, જે ખેદમતગારની મીસાલ સરહંગની સાથે ગયો હતો, તે શેતાબ આવી હાજેર થયો. તેના તનમાં ઊનનો કોરતો પેહેરેલો ને કમરબંધની જગો દોરડું કમર ઉપર વીટેલું હતું. તેનાં સર ઊપર તોપભી ઉનનીજ હતી. તે શેરની મીસાલ પાદશાહા નુસાદની દરગાહામાં આવીઓ. તેનો સીનો તથા બાજુ જોઈને આદીના લોકો પોતાના દેલમાં કેહેવા લાગા કે, એ દેલાવર મરદની નજદીક એ ગોરજ તો એક ઘાસનાં તંખાં બરાબરભી કસા હેસાબમાં નથી." એ સારવાન જોવામાં એક પાહાડની મીસાલનો તથા કદમાં ઊંચો, અને ચેહેરામાં આફતાબની મીસાલનો અને તેના રોખસારા ગુલાબનાં ફુલની મીસાલના હતા. પણ તેનાં મોહોડાં ઉપર હજુ મોહસન ફુટેલી નહી હતી, યાને તે બાલક બચું હતો. તેના દબદબાની દેહેસતથી જમાનોભી લરજતો હતો.

જેવાર આદીના નુસાદ પાદશાહે કરીમાનને એવો જોરાવર દીઠો, તેવારે જાણીઊં કે, એ પેહેલવાનથી તો તમામ જેહાનભી પાણીની મીસાલની થાય; અને શેરના ગોવાલાંબી એની દેહેશતે કરી ગોસપંદની મીસાલનાં થઈ ઉભાં રેહે. જેવારે ઓકાબ પેહેલવાને તે સારવાનની ગરદન તથા બાજુ તથા કદ દીઠું, તેવારે ઘણોએક અજબ રહીને પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, જેનો સારવાન એવો છે તો, એનો સેરદાર પોતે કેહેવો એક હશે. પણ આજ લગી કોઇનો સારવાન એવો જોરાવર સાંભલીઓ નથી, બલકે જેહાનના દરમયાનમાં એવો

તો કોઈ પેહેલવાનભી નથી. પછે તે ઊંઠનો લેબાસ પેહેરેલો નોજવાન સારવાન, પોતાના બેહુ હાથ બકશ કરીને નુસાદ પાદશાહાનાં તખતની નજદીક ઊભો. તેવારે નુસાદે તેને કહીઊં કે, " અય નોજવાન તારામાં એટલી શકતી છે કે, એ ભારી ગોરજ આ જગો ઊપરથી ઊઠાવી શકાય ? અગર જો એ ભારી ગોરજ તું ઊઠાવે તો એ તારા તનમાં ઊનનો લેબાસ છે, તે ઊતરાવીને જરી લેબાસનો તુંને શરેપાવ બખશું. તીઆં તું એવી નીચ ચાકરી ઊપર રહીને ઊઠની સારવાની કરે છે, તો હું હીઆં તુને પેહેલવાનોના દરમયાનમાં બજોરગી આપીને સરફરાજ કરૂં; ને તારી નામદારીનો આવાજો એ જગોથી મગરેબ જમીન લગી એટલો તો વધારૂં કે; તે જગોના દેવોભી તુંથી ડરે. તારૂં નામ સારવાન લોકોમાંથી નીકલીને નામના ઉઠાવનાર પેહેલવાનોમાં ભેલાય તથા હું પોતે પણ તુંને મારી જોબાનથી જેહાનનો પેહેલવાન કરી બોલાઊં." તેવારે તે નોજવાને તેને જવાબ દીધો કે, "હું એ ગોરજને એવો તો આશાનીથી ઊઠાવી લેઊં કે, એ તારૂં તમામ અનજુમન મારી મરદાનગી જોઇને દંગજ થાય. તેવાર પછે તુંભી એ કાફરી મહજબ છોડીને પાક યજદાની પરસતેસ કરવી શરૂ કર. આ વાતનો મારી સાથે તું કોલ કરાર કર. ઇઆ અગર એ ગોરજ મારાથી નહી ઊઠાવી શકાય તો, તેજ વખત તું મને જીવથી મારી નાખજે." જેવારે આદીના નુસાદે તે સારવાનની જોબાનથી એવા સખુન સાભલીઆ, તેવારે બાંગે બુલંદ કહીઊં કે, "અગરજો તું એ ગોરજને એક મરતબે જમીન ઊપરથી ઊઠાવીને પાછો મેલે તો હુંભી તારી મીસાલ પાક યજદાની દીનની રાહા કબુલ કરૂં. અગર તુંથી એ ગોરજ ઉઠાવી નહી શકાય તો, તેજ વખત એ અનજુમનની હજુર તુંને ગરદન મારી તારા સાહેબનો કાફલો તમામ લુટી લેઊં ? " એ રવેશ એક એક સાથે કોલકરાર કીધો. તેવારે તે સારવાને દુવા ચ.હી કે, "આફતાબને માહાતાબનો પેદા કરનાર જે પાક યજદાન છે, તે સાહેબ મને એ ગોરજ ઉઠાવાનો જોર આપશે. " એટલું કહીને તે આદીના લોકોને હજુર પોતાનું સર ખાક ઊપર મેલીને કેટલોએક વાર પાક યજદાનની સેતાયશ કીધી. તેને પાક યજદાનું નામ લેતા સાંભલીને, તમામ નાપાક આદીના લોકોએ તે નામદાર ઉપર ગોસા

થી નજર ચહડાવીને તેના ઊપર જોયું; ને યજદાનું નામ સાંભલીઆથી તે નાપાકોના દેલમાં કીનો આવીઓ. એવામાં તે નામદાર પેહેલવાને હાથ લાંબો કરી તે ગોરજને ઉઠાવીઓ ને કેટલોએક વાર પોતાનાં સર ઊપર ફેરવીને પછે આસમાનની તરફ એવો તો જોરથી ફેંકીઓ કે, તે ગોરજ આદીનાં તમામ લશકરની નજરમાંથી ગુમ થઇ ગયો. તે જોર જોઇને આદીનાં લશકરના તમામ દેવો ના ઉમેદી ભરેલા થયા. તે નાપાકો મોહોડામાંથી ગાલ દેઇને તે નામના ઉઠાવનાર પેહેલવાનને એમ કરી કેહેવા લાગા કે, "અય બદ નસલના સારવાન તું એવો કોણ કે, અમારા સેપેહેસાલારનો ભારી ગોરજ ઘાસનાં તનખાની મીસાલ શેતાબ ઊઠાવી લે." એટલું કહીને માહારૂન નામનો પેહેલવાન મહસત હાથીની મીસાલ શેતાબ પોતાની જગોથી ઉઠયો ને કીનાથી ખંજર ખેંચીને કરીમાન ઉપર હોમલો કીધો અને ચાહીઊં કે, તે ખંજરે કરી તેનું સર કાપી નાખે. આ હીગામ જોઈ પેહેલવાન કરીમાને એક પોકાર મારીને પાક યજદાં પાસે જોર માગીને શેરની મીસાલ કુદીને એક મુકી એવી તો તે નાપાક માહારૂનના સરમાં મારી કે, તે આદીનાં સરમાંથી નાકની રાહે લોહી નીકલી પડયું. તે સીહા રવાનનો માહારૂન ગેરદો પેચ થઇને ખાકમાં પડયો. તે મરદાનગી જોઈ આદીના લોકો અજબ રહયા. પછે સરવ કોઇએ, તે ઊનના લેબાસ પેહેરેલા સારવાનને જીવથી મારે એવી મકસદથી તે ઊપર હોમલો કીધો. તેમાં અવલ પેહેલવાન ઓકાબ ગોસા ભરેલો થઇ કરીમાનની સામે આવયો કે, તેને ખંજરે કરી જીવથી મારીને તે ઉપર જેહાન સીહા કરે.

## હેકાયત લખી છે કે, નીચે નાખયો પેહેલવાન ઓકાબને કરીમાને, નુસાદની દરગાહામાં અને ગોફતેગો કીધી આદીના લોકોએ કરીમાન સાથે

તે પેહેલવાન ઓકાબ કરીમાનને કેહેવા લાગો કે, "અય બદ બુનીઆદના સારવાન, તેં મારા તમામ હોનર બરબાદ કીધા ને

મારા નામને નામોસી લગાડી. જેહાનના દરમયાનમાં કોઈ એવો નહી હતો કે, જે લડાઈને દાહાડે મગરેબ જમીનમાં એ મારો ભારી ગોરજ ઉઠાવે; પણ આજ રોજે તેં મને મારાં તમામ અનજુમનની હજુર શરમીંદો કીધો છે. મારી તમામ મરદાનગી તેં ધુલ મેલવીછે." એટલુ કહી ગોસાથી દાંત ઊપર દાંત પીસીયા ને દાંતીઆં કચકચાવીને ઝેરી પાણીનો તલવાર ખેંચીને શેતાબ વાની મીસાલ કરીમાનની નજદીક આવી તે નામદાર ઉપર જખમ મારયો, પણ તે હોનર ભરેલા પેહેલવાને તેજ વખત ચીતાની મીસાલ કુદીને, તે નાપાકનો હાથ તલવાર સાથેજ પકડી લીધો, ને બીજે હાથે તેના હાથમાંથી તલવાર છીનવી લઇને તેને એકતરફ ફેકી દીધી. પછી તેને તેના કમરબંદમાંથી પકડી જમીન ઊપરથી ઊઠાવીને એક હાથે ગરદન પકડી તેનું સર તનથી જુદું કરી નાખીઊં. પછે તેનાં તનને નુસાદનાં તખતની નજદીક એવું તો જોરથી જમીન ઊપર પછાડીઉં કે, તે નાપાક આદીનાં તનના પુરજે પુરજા થઈ ગયા. તે મરદાનગી જોઇને આદીનું તમામ લશકર ડરથી હલમલી રહયું. પછે આદીના અનજુમનમાંથી બે પેહેલવાન એકઠા ઉઠયા. તેઓમાનાં એકે જમણી તરફથી તથા બીજાએ ડાહાબી તરફથી કરીમાન ઊપર હોમલો કીધો, ને બેહુ તરફથી તે નાપાકો દોડતા આવી મોહોમાથી ગાલ દેઈ કરીમાનને કેહેવા લાગા કે, "અય બદ બુનીઆદના સારવાન, તું પોતાના દેલમાં એવું ગુમાન લાવતો હશે કે, જે મીસાલે કાફલામાં ઊઠની પોઠ ઊપરથી ગુણ ઉઠાવીને ઊતારૂં ચહડાઊ છું; તે મીસાલ એ આદીના પેહેલવાનોનેભી ઊઠાઊં; પણ એ જગો પાદશાહા નુસાદનાં તખતની નજદીક હમો નરેશેર લોકો હાજર છીએ તેની તો તુંને ખબરજ નથી. તે કરતાં તું અમારા પાદશાહાની નજદીક ઇરાની લોકોની તથા પોતાના યજદાની ઇઆદ કરેછે તો તું અમારા પાદશાહાને પીછાનતો નથી કે, એ નુસાદ પાદશાહા સેદાદ આદીનાં તોખમનો જાદુઇ ભરેલો બુત પરસત છે, અને તું એ પાદશાહાની દરગાહામાં આવીને એનાં અનજુમનના પેહેલવાનો ઊપર લડાઇની ચુંગાલ લાંબી કરેછે, તેથી હવડાં તારાં સુમીઅત ભરેલાં તનથી જીવ કાહાડી નાખીશું. જેથી મગરેબ જમીનમાં અમારી ઇઆદગારી રેહે." એટલું કહી

બેહુ આદી તલવાર ઊઠાવી આવયા. તેઓના કમ જીઆદે સખુન સાં ભલવાથી નામદાર કરીમાન આજોરદે નહી થયો, ને એક હોમલો કરીને એક એક હાથે તે બેહુ નાપાકોની કમર પકડી; તેથી તું કેહે તે દેખાવ ગોયા બે નર અજદાહાને એક મગરમછ પકડે તે મીસાલનો હતો. પછે જોર કરીને તે નામવરે બેહુને ઊઠાવીઆ, જેથી તે બેહુની આંખમાં જેહાન કબુદ રંગનો થઇ ગઈ. તે પછે એક પોકાર મહસત હાથીની મીસાલ મારીને, તે બેહુ શીમનને એવા તો જમીન ઉપર મા-રયા કે, તેઓનાં તનનાં હાડકાં સુરમાની મીસાલ બારીક થઇ ગયાં. તે વાર પછે કામુસ નામનો આદીનો પેહેલવાન ગોસામાંજ ઉઠી સરહંગની તરફ મોહો કરી કહેવા લાગો કે, "અરે બુરા સુમીઅત ભરેલા લોકો, તમો કીહા મોલકના રેહેનારા છેવો? અને એ જગો આવીને શાઆટે નાહક લડાઈ ઊઠાવી ઉભી કીધીછે? અમોએ આજ લગી સાંભલીઉં નથી કે, સોદાગર લોકો એ રવેશ લડાઇ કરે, ને બીજું બદતર તો એ છે કે, એક ઉંઠના સારવાનને તું પોતાની સાથે લાવીને, અમારા પાદશાહાની દરગાહામાં નામદારી ભરેલા પેહેલવાનોને જીવથી મરાવેછે. પણ હવે એમ કરી જાણ કે, તમો લોકોનું બખત પુરૂં બરગસતે થ-યુંછે. એ દરગાહામાંથી તુને સલામત મેલુ નહી." એટલું કહી સ-મશેર પકડી મગરમછની મીસાલ પોકાર કરતો લડાઈમાં આવીઓ. તેવારે તેને નામદાર સરહંગે કહીઉં કે, "તમો લોકોમાં જે કાંઇ મરદી હોય, તે છુપી રાખતા ના. યાદ રાખ જો કે, તમોને જેહાનના દરમ-યાનમાં મોટી શરમ લાગશે, કારણ કે હરજગોના પાદશાહોની દરગા હામા વાત થશે કે, એક સોદાગરના ઉઠના સારવાને, આદીના પાદ-શાહા નુસાદની દરગાહામાંના ઘણાએક પેહેલવાનોને જીવથી મારીને-આદીના પેહેલવાનોને આજેજ કીધા. જેવારે તારામાં હોનર નથી તેવારે નાહક બેહુંદાપણાથી ગપ શાને વાસતે મારેછે. બુજોરગ લોકો ફરમાવી જાયછે કે, એ મરદ અગર તું ઓરત કરવાનો થાય તો અવલ તું પોતાની મરદીને સાબેત કર; ને તેવાર પછે ઓરત કર કે તું શેસવાનહી થાય. જો તું હોજડોજ હોય તો આલમમાં મરદીની લાફ ના માર, તારામાં લડાઈના હોનર નહી હોય તો મેદાનમાં લડાયક પેહેલવાનોનો સામે ના જા."

જેવારે એવા સખુન આદીના કામુસે સાંભલીઆ, તેવારે જેહરી સાપની મીસાલ કુફાર કરતો આવીને દેલેર સરહંગ ઉપર તલવારનો જખમ મારયો. તેજ વખત સરહંગે પોતાનું સર ચોરાવી લીધું. જેવારે તે અનજુમનમાં નામદાર કરીમાને એવું દીઠું તેજ વખત ઉઠીને પોતાની તલવાર ખેંચી, તે બદ નસલના કામુસનાં સર ઉપર મારી, તે નાપાક કામુસ તે જરબથી સરથી તે કમર લગી બે ટુકડા થઇ ગયો. એવામાં ગાજાને પેહેલવાનેભી એક તરફથી આવીને તલવાર વટે આદીનાં અનજુમનમાંથી સો પેહેલવાનોને જીવથી મારયા; તેથી નુસાદ પાદશાહાની દરગાહામાં જેહુનના દરીઆવની મીસાલ આદીનાં લોહીની નીક ચાલવા લાગી; ને તે વગેરે સેદાદી લોકોભી ઘણા મારયા ગયા. તેઓના હાથ તથા પાઊં તથા સર સરવે તનથી જુદાં પડયાં; ને તે અનજુમનમાં મુવેલા આદમીઓની લોથના ટેકડા થયા. જે કોઇ આદીના લશકરના પેહેલવાનો હતા તે સરવે જાબુલી વીસ પેહેલવાનોના હાથ ઉપર મારેયા ગયા. જેવાર નુસાદ પાદશાહે તે વીશ દેલાવરના હાથથી એવી ખુનરેજી દીઠી તેવારે શેતાબ તખત ઉપરથી ઉઠીને સરહંગની નજદીક પોતાનું જીવતદાન માગીઉં.

## હેકાયત લખી છે કે, લઇ ગયો પાદશાહા નુસાદ જાબુલી દેલેરોને પોતાના બાગમાં મેજબાન તરીકે.

નુસાદે કહીઉં કે, અય પેહેલવાન તું જે ફરમાવે તે હું બજાલાઊં, અગર તું ફરમાવે તો આએ મારૂં સર તારા પાઊંની નીચે મેલું. તે કરતાં એ મારો તમામ મોલક તારો છે; ને મારો ખજાનો તથા જીવ તારે ઉપર ફેદા છે! વાસતે એ દરગાહામાંથી લડાઇ બસ કર ને જરા તારા કાફલાની તરફ જા. કાલ રોજે જેવાર આસમાન ઉપર તારા મોહોની મીસાલ રોશન આફતાબ બાહેર નીકલે ને તમામ જેહાન આસાએશ પકડે તેવારે તું જે કાંઇ ફરમાવશો તે હું કબુલ કરશ. અમો સરવે કોઇ તારા ફરમાબરદાર છઇયે. અવલ તો અમોએ તારી મરજી મોઆફેક પાક યજદાની દીન કબુલ કરી, ફરમાબરદારીની કમર બાંધી તારી સાથે ઇશન

જમીનમાં આવી, પાક દીનના પાદશાહા કેખોસરેની દરગાહમાં તમામ અનજુમનની હજુર તે પાદશાહા પાસે માફ માગીને તે બુજરેગ પાદશાહાની પનાહા પકડશું. મને ખાતેર નીશાંન છે કે, તે પાદશાહા મને આલમમાં મશાહુર કરશે; ને બુજોરગીથી મારૂં સર આસમાન તલક પોંહોચાડશે." તેવારે કરીમાને તેને કહીઊં કે, "અય યાદશાહા નુસાદ, તું એવડી વાત મારી સાથે શા વાસતે કરેછે; હું તો એ કાફલામાં એક સારવાન છું. વાસતે એ કાફલાના સેરદારની નજદીક જઇ પરથમ પાક યજદાનનો મહજબ કબુલ કર. જો એ અમારા સેરદાર વેસ સોદાગરે તારી તકસીર માફ કીધી તો એમ કરી જાણ કે, જેહાનના દરમેયાનમાં તારૂં કામ દરોબસત ઊતરીઊં. હું તો એ વેશ સોદાગરનો એક ચાકર છું ને મારો સેરદાર તો એજ છે." જેવારે નુસાદે એવા સખુન કરીમાનની જોબાનથી સાંભલીઆ, તેવારે પાછો સરહંગની નજદીક કેહેવા લાગો કે, "અય સરફરાજ મરદ, તું હોકમ કર કે, એ તારો સારવાન હમણા તો લડાઇ બંધ કરે. એ તારા વીશ ચાકરોનાં હાથથી અમારા ઘણાએક નામીચા પેહેલવાનો મારયા ગયા; અને તે નામદારોનાં લોહીએ કરી મારી દરગાહા લાલાનાં ચમનની મીસાલની થઇ ગઈ છે." જેવારે સરહંગે નુસાદ પાદશાહાની જોબાનથી એવા મીનત ભરેલા સખુન સાંભલીઆ, તેવારે આવાજ મારીને પોતાની સાથના પેહલવાનોને કહીઊં કે, અય નેક ખાનદાનના પેહેલવાનો, હવે એ દરગાહમાં લડાઈ કરવાથી હાથ ઉઠાવો, કારણ કે કોઇ બીજાજ શખશને વાસતે એ જગો નાહક ફેસાદ ઊઠી ઉભો થયો છે. હવડાં તો એ લડાઇથી મોહો ફેરવો; કેમકે હવે એ જગો લોહીની નદી જારી થઇ છે.

એ પછે પાદશાહા નુસાદે પોતાનો હાથ લાંબો કરી, સરહંગનો હાથ પકડયો ને તેના બીજા પેહેલવાનોનેભી સાથે લેઈ પોતાના બાગમાં ગયો, તાંહાંભી તે રાહામાં ચાલતાં ઘણીએક મીનતથી કેહેતો હતો કે, "અય લડાયક શેરોના પાલનારા સોદાગર, તું જે ફરમાવે તે મુજબ ચાલું પણ મારા દેલમાં પાકીજે અંદેશો ઊતરે તેવી વાત મને કેહે. મેં દુનીઆના દરમેયાનમાં એવું નથી સાંભલીઊં કે, ઊંઠનો સારવાન એ રવેશ લડાયક પેહેલવાનોના જેવાં

કામ કરે." એટલું કહી પછે એક મજલેસ બેહેસતના બાગની મીસાલની સમારી તેમાં જાબુલી લોકો સાથે પાદશાહ નુસાદ શરાબ પીવા બેઠો. તે મજલેસના તમામ લોકોએ હાથમાં શરાબની જામો પકડી, અને રામસગર લોકોએ પોતાના મીઠા સરોદો ગાવા માંડયા, અને મજલેસમાં દમબદમ શરાબના દોરો ફરવા લાગા, જેથી સરવ કોઇના દેલમાંથી લડાઇનો કીનો ઊઠી ગયો. એમ કરતાં જેવારે તે લડાયક પેહેલવાનો શરાબની મસતીમાં આવયા, તેવારે તમામ નામદારોના ચેહેરા અનારનાં ફુલની મીસાલના નજર આવવા લાગા. એમ કરતા જેવારે રાતનો વખત થયો, તેવારે પાદશાહા નુસાદ પોતે બાગમાંથી બાહાર નીકલયો, પણ તેનું દેલ જાબુલી લોકોના ગમથી અંદેશા ભરેલું થયું હતું; તે પોતાના મકાન ઉપર જઇને સુતો ખરો પણ તેને ઘણોએક અંદેશો હતો તેથી તે ખોઆબ કરી શકયો નહી. યાને ઊંઘાયો નહી ને દરદ તથા ગમથી પોતાના દીદામાંથી આંજુ વરસાવતો હતો.

હવે પેલી તરફ તે બાગમાં નામદાર કરીમાન, ગાજાને, સરહંગ તથા અરસેવન વગેરે બીજા પેહેલવાનો ઘણા જોકથી બેપરવાહ બેઠેલા હતા. એવામાં એકાએક એક ખુબસુરત ઓરત માહાતાબને ચેહેરેની કદમાં સીધા સરવનો મીસાલની તથા ચલકાટમાં આફતાબની મીસાલની તનમાં લાજવરદી રંગની જરબફત રૂમી કોલાના લેબાસ સાથે સર ઉપર યાકુતના જડાવનાં તાજ સાથે તેની બેહુ આંખો ગોયા નરગેસના ફુલની મીસાલની હતી. પણ જોવામાં તે તમામ ફેસાદ ભરેલી હતી. તેના બેહુ અબરૂ પેહેલી રાતના ચાંદની મીસાલનાં વાંકાં હતાં, તથા જેમ બેહેસતમાં પાકીજે પરી લોકો લટકતી ચાલે ચાલે તે મીસાલે નાજથી લટકતી ચાલ સાથે તે બાગમાં પેહેલવાનોની નજદીક આવીને સરહંગને કેહેવા લાગી કે, "અય લડાયક પેહેલવાન, નરીમાનના ખાનદાનના શેર મરદ બરજોનો બેટો કરીમાન જે કેહેવાયછે તે તુંજ છે કે? જાલેજરના તેહેમતન રૂસતમના બેટા શોરાબનો નબીરો જંગી કરીમાન તુંજ છે કે, એ રવેશ ગરદન ઉઠાવીને શેરની મીસાલ એ તરફ આવયોછે. તેં પોતે સહાના દરમયાનમાં ઘણાએક લડાઇ

નામદારીની કીધીછે તથા તારાથી બીહીને અલવંદ દેવભી ના હઠો ગયો છે; અય દેલેર તેં એવા ભારી દેવને સી રવેશ પકડયો હતો; કારણ કે તે નાપાક રોઈનિતન દેવ ઘણો જબરદસત છે; એવા સખત પથરને તેં શીરવેશ મોમની મીસાલ નરમ કીધો હતો ?" તેવારે સરહંગે તેને જવાબ દીધો કે, "હા, જંગી કરીમાન જે જાલના રૂસતમના નબીરા બરજોનો બેટો કેહેવાયછે તે હુંજ છું; પાદશાહોના પાદશાહા કેખોસરોનો ફરમાબરદાર બંદો કરીમાન લડાઈનો મારનાર પેહેલવાન કેહવાયછે તે હુંજ છું." તેવાર પછે સરહંગે તેને પુછીઉં કે, "એ ઓરત તારૂં નામ શું ? તથા તું કોણની બેટીછે ? મારી નજરમાં તો તું કોઈ શાહાજાદી નજર આવેછે. એવી સીહા રાતને વખત તું એવી ખુબસુરત ઓરત અતરે શા વાસતે આવીછે. અગર તારી મરજી કાંઈ જોક કરવાની હોય તો તારા દેલમાં જે મોરાદ રાખતી હોય તે મને જાહેર કરી કેહે." તેવારે પેલી ફરેબની ભરેલી ઓરતે હસીને સરહંગને કહીઉં કે, "અય શેર મરદ, મેં લડાઈનાં મેદાનમાં તારી મીસાલનો પેહેલવાન કોઈ બીજાને સાંભલયો નથી. મેં સાંભલીઊંછે કે, તેં જેહાનના દરમેયાનમાં બીજા પેહેલવાનો સાથે તો લડાઈ ઘણીબી કીધી પણ પુલાદવંદ દેવના બેટા અલવંદ દેવની સાથે લડાઈ કરવાને લાયકનો તો તું છેબી નહી ને તેં તે નાપાકને લડાઈનાં મેદાનમાં જીવતો પકડીને બાંધીઓ એવી વાત મેં સાંભલી તેવારે ઘણી અજબ થઈ. મારા જોવામાં એવું આવેછે કે, હવે પછેભી તું ઘણીએક લડાઇ કરશે, ને તારી સામે કોઇને ઉભા રેહેવાની તાકાત રેહેશે નહી. તું જેહાનના દરમેયાનમાં એક નામદાર પેહેલવાન છે; તેથી બીજા પેહેલવાનો પણ તું જીઆદે દબદબાને પોહોંચશે. હું શેદાદ આદીની બેટી છું, પણ મારી મીસાલની ઓરત જેહાનના દરમયાનમાં પેદા થાયજ નહી. મારૂ નામ દેલારામ કરી કેહેછે; તમામ આલમની ખુબસુરત મેહેબુબોનો પાદશાહા, જમાનામાં હું છું તથા મગરેબ જમીનની તમામ નાજ ભરેલી મેહેબુબો મારી ખેદમતમાં રેહેછે. હું એવી નાજ ભરેલી ખુબસુરત છું; પણ અય નામદાર પેહેલવાન, તારી ખુબસુરતીએ મારા દેલને દીવાનું કરી નાખીઊંછે, એવો તું જોવામાં ખુબસુરત છે. તેથી

અય દેલેર હું તારી મોહેબતમાં ગેરફતાર થઇ છું. તું જોય છે કે, તારી મોહોબતથી મારા મોડાંનો રંગ હરતાલની મીસાલનો થાયોછે. હું તારી ખેદમતમાં આવીછું કે, મારી આંખની પાંપણે કરી તારો ચાલવા નો રસતો જાહાડું. અય ગરદનફરાજ હું તો તારી ઊપર દીવાની થઇ ગઇ છું; તેથી તું મને જયાં લેઇ જશે તીહા તારી સાથે આવવાને તઇઆર છું. અગર જો આગલ જતાં રાહામાં કોઇ જાદુગરો તારી સામે લડાઇ કરવા આવશે તો તેની તદબીર હું તુંને બતાવશ. તે મોઆફેક જો તું કામ કરશે તો, તું પોતાના દુશમનની ઊપર ફતેહ પામશે, ને તું કાંઇ ખતા ખાશે નહી. અવલ તુને ચેતાવીને હોશીઆર કરૂંછું કે અલવંદ દેવની માયછે, તે નાપાક ઘણી જાદુ તથા બુરા અંદેશાની છે; તે નાપાક જાદુ ઓરત રાહામાં તારી સામે આવશે. તે જગોની બીના કહું તે મોઆફેક અમલ કરજે કે, તે બદ બુનીઆદ નાપાક ઓરત તુંથી ફેજ નહી કાહાડે. તે સુમીઅત ભરેલી ઓરતનું નામ સમામે જાદુ કરી કેહવાયછે, પણ તે નાપાક ઓરતની જાદુઇથી ઘણાએક મોલક ખરાબ થયાછે; અગર તમામ જેહાનના જાદુગર લોકો એકઠા થાય યા દોજખના દરમયાનથી હેરેમન આવે તોભી તે નાપાક સમામે જાદુ-ની જાદુઇની બરાબર આવી શકે નહી, અગર હફતેકેસવર જમીનના પા-દશાહોનાં લશકર એકઠાં થઇને તે ઊપર જાય, તોભી તે એકલી ઓરત પોતાની જાદુએ તે તમામ લશકરને એક લેહેજામાં બરહમ મારે. અય જવાન મરદ મેં એવું સાંભલીઊંછે કે, તે નાપાક સમામે જાદુએ તારો જવાનો રસતો પણ બંધ કીધોછે, કે તુંને શેતાબ જાદુઇએ કરી પકડી લેઇને તારા રોશન રોજને સીહા કરી નાખે, તેથી હું અગાઊથી આવી છું કે, તે નાપાકના કામથી તુંને વાકેફ કરૂં તો તું પોતાની હોશીઆરીથી કામ લે." જેવારે સરહંગે તે દેલનવાજ ઓરતથી એ તમામ વાત સાં-ભલી તેવારે ઘણો ખુશી થયો, પણ તેણે એટલું નહી જાણીઊં કે, એ ઓરત જેવા ખુબીના સખુન બોલેછે તેવોજ દગો કરશે. પછે તે ઓરત-ને સરહંગે દેલની મોબતથી પોતાની પાસે બેસાડી. તેના બેઠાથી તમામ મજલેસ શોભી રહી. પણ તે વખત પેહેલવાન કરીમાન શરાબે કરી ઘ ણો મહસત થયલો હતો તેથી તે મજલેસમાંથી ઉઠીને એખલોજ પો-

ત્તાના મકાન ઊપર લશકરમાં ગયો હતો, તેથી તે નામદારને પેલી ચ્યાસ ભરેલી ઓરતની ખબર નહી હતી; કે તે નાપાક પોતાનાં મકરે કરી તમામ પેહેલવાનોને કેદ કરશે.

એમ કરતાં જેવારે તે ચ્યાશ ભરેલી ઓરત એકદમ તે બાગમાં સરહંગની પાસે મજલેસમાં બેઠી તેવારે તેનું દેલ પોતાના ભાઇના ગમ થી દાગ ભરેલું હતુ; પછે તે બદકાર ઓરત ઉભી થઇ હાથમાં શરાબની સોરાહી પકડી સરહંગને કહીઉં કે, "અય નામદાર પેહેલવાન આજ રોજે મારી ખુશી છે કે, હું પોતાને હાથે સાકીની મીસાલ તમોને એ મજલેસમાં શરાબ નામું." એ રવેશ ચ્યારો કરીને પોતે હાથમાં સોરાહી પકડીને પેદરપે સરવે કોઈની જામો ભરવા લાગી. એમ કરતાં મજલેસના લોકો મહસત થયા ને કોઇને પોતાનાં તનની ખબર રહી નહી. તે મીસાલનો મામલો જોઇને તે નાપાકે પોતાની પાસે છુપાવેલી બેહોશ દારૂની શીશી હતી તે બાહેર કાહાડી તેમાંથી એક સોરાહીમાં બેહોશ દારૂના કતરા નાખીને પછે, તે સોરાહી હાથમાં પકડીને તમામ નામદારોના હાથમાંની જામો ભરી આપી. જેવારે તે જામો મજલેસના લોકોએ પીધી તેવારે નામદાર ગાજાને તથા દેલેર સરહંગ વગેરે તમામ પેહેલવાનો બેહોશ થઇને બે એખતીઆર જમીન ઉપર પડયા. એવામાં નામદાર અરસેવન આવી પોહોંચ્યો તેણે પોતાના લશકરના પેહેલવાનોને એ રવેશ મહસત થઇ પડેલા દીઠા, તેવારે પેલી ઓરતને પુછવા લાગો કે, "અય માહાતાબની મીસાલ રોશન ચેહેરેની ઓરત, મેં આજ લગી જેહાનના દરમયાનમાં શરાબ પીધાથી એવી ખરાબી દીઠી હતી નહી, વાસતે હું નથી જાણતો કે, તેં એ શરાબે કરી અમારા પેહેલવાનોને શું કીધું છે, કારણ કે તમામ પેહેલવાનો એ રવેશ મહસત થઇ પડયા છે. પણ એ જગો એ રવેશ મહસત થવું એમાં કાંઇ ફાયદો નથી." એ સખુન સાંભલીને તે મકર ભરેલી નાપાક ઓરતે હસીને અરસેવનને કહીઉં કે, અય નામદાર મારૂં ખુબસુરત મોહો જોયાથી ને મારી શીરીન જોબાનનો સખુન સાંભલીઆથી એ તમામ પેહેલવાનો મારા ઉપર આશક થઇને એ રવેશ બે અખતીઆર થઇ પડયા છે. અગર એક તુજ મારી ઉપર આશક નથી પણ એકદમ તું ભી મારા ચે-

હેરાની તરફ નેગાહા કરીને જો." એટલું કહીને પેલી સોરાહીમાંથી એક જામ શરાબની ભરીને નાજથી પેહેલવાન અરસેવનને આપી તેજ વખત તે દેલેરેભી તે જામ શોખથી પીધી, પણ પછે પોતે પામીઓ કે એ શરાબમાં કાંઈ બેહોશ દારૂની અસર છે. એવો અંદેશો કરી પોતે દેલથી હોશીઆરી પકડી, પણ તે મકર ભરેલી ઓરતના ચારાથી પોતાનાં તન ઊપર પેચ ખાઈને તેને કહીઊં કે, "ઓ નાપાક ચારા ભરેલી ઓરત, એવાં મકર અમો સાથે કરીને અમારા કામને તું બરહમ મારે છે. એ બેહોશ દારૂએ કરી તેં અમારા પેહેલવાનોને બેહોશ કરી નાખીઆ છે." એટલું કહી ખંજર ઊપર હાથ નાખ્યો ને શેતાબ ઉઠી ઉભો થયો, પણ તેના પેટમાં પેલો બેહોશ દારૂ ઊતરેલો તેથી તે નામદારનેભી તે દારૂ લાગો તેના સબબથી તેભી પેલા પેહેલવાનોની મીસાલ બેઅખતીઆર થઇ જમીન ઉપર પડયો.

જેવારે એ ખબર આદીના નુસાદને થઇ કે, "કોઈ ઓરતે બાગમાં આવીને પેલા કાફલાના સરદાર વેસ સોદાગરને તથા તેના બીજા તમામ પેહેલવાનોને બેહોશ દારૂએ કરી વગર હોશના કીધા છે, અને તેથી તે લોકો મુરદાની મીસાલ એક બીજા ઉપર બેઅખતીઆર થઈ પડયા છે." એ ખબર સાંભલી તેવારે શેતાબ આદીનાં લશકરના પેહેલવાનો ખુશી થતા તે બાગમાં આવી પોહોંચયા, ને નામદાર ગાજાને, સરહંગ, અરસેવન તથા બીજા પેહેલવાનોને ભારી બંધે બાંધીને, ખોઆરીથી ખેંચતા બાગમાંથી લઈ જઈને એક સીહા ઘેરમાં બંધ કીધા. તે કામથી બદખસલતનો નુસાદ ઘણો ખુશી થયો; ને કહીઊં કે, "એ જુલમગારોને હાથથી મારો મોલક હવે છુટો." પછે ફરમાવીઊં કે, "એ કામની કરનાર ઓરત કોણ છે તેને મારી નજદીક બોલાવો કે, એવી મારી મેહેરબાન નેક ખાનદાન ઓરત કોણ છે તે હું જાણતોભી નથી માટે તે નેકબખત ઓરતને હું મારી નજરે જોઊં; કે તેણે પોતાની મેલે જઇ એવા ભારી દુશમનોને આશાનીથી મને પકડી આપયા છે." તે હોકમ સાંભલીઆથી તે ઓરત આવીને હાંજર થઈ. તેવારે નુસાદે તેને પુછીઊં કે, "એ નેકબખત તું કોણ છે, ને તેં એવો ચારો શા વાસતે કીધો ?" તેવાર તેણે કહીઊં કે "અય નામદાર પાદશાહા, તુંને ખબર નથી કે,

હું આજારની દેનાર સમામે જાદુ પુલાદવંદ દેવની બેન છું. એ સામે-સવારને તોબમના પેહેલવાનોએ, મારા બુજોરગ નેઆગાનોના જાન લીધા છે, ને વલી એ નાદાન છોકરો મારા ભાઇને આજાર દેઇને એની પછવાડે લાગો છે કે, તેનો જાન લે. તેને વાસતે હું છુપી આવી હતી કે, એ બદ ગુમાનનાં જાબુલીની બાજુ બાંધીને એવા ઊંડા કુવામાં નાખું કે, ફરીથી એવો શોરસાર કોઈ બીજો ઊઠાવે નહી, ને ફરીથી અ-લવંદ દેવનો દુમબાલો પકડે નહી."

એમ કરતાં જેવારે તે રાત ગુજરી ને રોશન રોજ જાહેર થયો, તથા જેહાંને નવી ચાદર સર ઊપર ખેંચી, યાને બામદાદનો વખત થયો, તેવારે નામદાર કરીમાન જે પોતાનાં લશકરમાં આવીને પોતાના દેહેરામાં સુતેલો હતો તે ખોઆબમાંથી ઊઠયો. તેણે રાતે ઘણો શરાબ પીવો હતો તેની ખુમારીથી હોશીઆર થયો. એવામાં એક શખસ દો-ડતો આવી કરીમાનને કેહેવા લાગો કે, "અય ગરદનફરાજ, આપણા લશકરના પેહેલવાનોનો રોશન માહાતાબ એકાએક ઘરણમાં ગુમ થયો; યાને આપણા તમામ પેહેલવાનો કેદ પકડાયા છે. એક બુરાં કામની કરનારી મકર ભરેલી ઓરતે આપણા નામદારોને ફરેબથી બેહોશ દારૂ પાઇને તમામ પેહેલવાનોને બાંધી લીધા છે." એ ખબર સાંભલી-આથી જવાનમરદ કરીમાન ઘણો ગાભરો પડી ગયો ને અફસોસ ખાઈ પોતાના હાથ ઊપર હાથ મારવા લાગો, ને તેનો જીવ નાખુશ થયો. પ છી કેટલોએક વાર પોતાનું સર ગરેબાનની તરફ નીચું નાખીને અંદે-શો કીધો, ને શેતાબ પોતાનું બખતર મંગાવીને પેહેરીઊં, ને તે ઉપર ત મામ લડાઇનાં હથીઆર બાંધયાં. અને ઘોડા ઉપર જીન કરાવીને પાખર નાખી પછી પોતે સર ઊપર પાદશાહોના તાજ કરતાંભી જીઆદે કીમત-નો જડાવદાર કોલાહ મેલી ને શેરની મીસાલ ઘોડા ઊપર સવાર થયો. તેણે હાથમાં પેચદાર સાપની મીસાલનો નેજો પકડીઓ ને આજરગો-શસપની મીસાલ ઘોડો દપટાવીઓ. જેમકે જેહાન પેહેલવાન રૂસ-તમ સીસતાનમાંથી બાહાર નીકલીને દેવોની લડાઇને વાસતે માજંદરા-ન ગયો હતો, તે મીસાલ નામદાર કરીમાન આદીની લડાઇને વાસતે ચાલયો.

જેવારે તેની ખબર આદીના લોકોને થઈ તેવારે તેઓ દોડતા નુસાદ પાદશાહાની નજદીક ગયા, અને કેહેવા લાગા કે, “ પેલો સારવાન તો આજ રોજે પોતાના તનમાં પાદશાહી લાયકનું બખતર પેહેડી, પોતાના ઘોડાને સીહા પાહાડની મીસાલ લોહાની પાખરમાં ગરક કરી સવાર થઈ ગોસા ભરેલા શેરની મીસાલે દોડયો આવેછે. અમો નથી જાણતા કે તે એવડો શા સબબથી કીના ભરેલો થઈ આવેછે. ” જેવારે નુસાદે એ ખબર સાંભલી તેવારે પોતાના દેલ સાથે ડરયો ને કેહેવા લાગો કે, “ અફસોસ એ વલી તલવારનો મારનાર શા વાસતે દોડતો આવેછે. ” તેવારે કેહેરાને તેને કહીઊં કે, “ અય પાદશાહા, તું એક સવારથી એવડો ગમ તથા ડર ભરેલો શા વાસતે થાયછે. જેહાનના દરમયાનમાં મારી બરાબરીનો કોઇ પેહેલવાન નથી તો એ સવાર એવો તે કોણ છે; કે તું તેથી એવડો અંદેશામાં પડયોછે. તું જો કે કીનાને વખત એની ગરદ સી રવેશ કાહાડી નાખુછું; તેની ખબરબી કોઇને રેહેશે નહી. એ રવેશ આશાનીથી કામ કરશ” તેનું એટલું કેહવું કે, એક તરફથી બદગોહર આદીનો ફરજાક બોલીઓ કે, “અય પાદશાહા તું જો કે હું આદીની ઓલાદનો ફરજાક, તે બદગુમાનના જીવથી સી રવેશ ગરદ કાહાડી નાખુંછું. લડાઈના મેદાનમાં એ છોકરાને એકદમ આગલ પગ ધરવા દેઊં નહી, ને એનાં લોહીએ કરી જમીન ઉપર લાલ ચાદર બીછાવશ. તું કસી વાતનો અંદેશો મા કર. હું મારાં સાતુરે કરી એના સીહા જીવથી રસતાખેજ ઊઠાવશ.” એ રવેશ તે નાપાકો પોતાના પાદશાહાને દેલાસો દેઇ ગોફતેગો કરતા હતા; એવામાં સપેહેસાલાર કરીમાન શેરની મીસાલ પોકાર મારતો આવી પોંહોંચીઓ. તેનો દબદબો જોઇ નુસાદ પાદશાહા નેતનાં જાહાડની મીસાલ ધ્રુજયો, ને શેતાબ એક સુનાની કુરસી મંગાવીને પોતાનાં તખતની નજદીક મંડાવી તે ઉપર જાંગી કરીમાનને બેસાડયો. તેના અબરૂ ગોસાથી ચીન ચડાવેલાં, તથા દેલ જોશ ભરેલું મગજ ગોસા ભરેલું હતું. તેણે આતશની મીસાલ તબાયત ગરમ કીધેલી ને લોહીની મીસાલ બેહુ આંખ શોરખ કીધેલી હતી, તથા હાથ તલવારની મુઠ ઊપર નાખેલો હતો તું કેહે ગોયા એક દમમાં રસતાખેજ કરે એવો ગોસામાં આવીને બેઠો હતો.

એવામાં આદીનો અલકુસ પોતાની જગો ઉપરથી મહસત પાહાડની મીસાલ ઊઠી ઊભો. તેહેના પાઊં નીચેની જમીનભી આજેજ હતી એવો નાપાક ભારી તનનો જબ્બરદસત હતો. પછે તે અલકુસ કરીમાનને કેહેવા લાગો કે, "અય લડાઇના શેર, આજ રોજે તેં એ રવેશ કીનાની કમર શા વાસતે બાંધીછે; અને તારૂ નામ શું છે, અને તેં એ કીનો શા વાસતે ઊઠાવયોછે? તું એ રવેશ ગાભરો પડીને એ જગો અમારા પાદશાહા પાસે પોતાની તકસીર માફ માગવા યા ગોસાથી કીનાની કમર બાંધીને લડવા આવયોછે. ઇઆ તું કોઇથી ડર ખાઇને નાહાસીને એ જગો અમારી પનાહામાં આવી બેઠોછે. જે કાંઈ તારા દેલનો ભેદ હોય તે અમોને કેહે? કે અમોભી જાણીએ કે ફલાણાં કામને વાસતે તું એ જગો દોડતો આવયો છે." તેવારે કરીમાને કહીઊં કે, "ઓ જમાનાના પાદશાહા, તમો લોકોએ ફરેબ તથા મકર કરવા માંડયાં તે ખુબ નથી. તમો એવા નામદાર કેહેવાડોછો, ને એક સોદાગરના કાફલાને નાહક આજાર દેઈ બેહોશ દારૂ પાઇને તેઓના જાન લેવા ચાહે છે. અય પાદશાહા એ કામ કીધાથી તું શી મોરાદ રાખે છે? તેં એ સોદાગર સાથે અવલ દોસતી કરીને એને પોતાના બાગમાં જીઆફત આપી, પછે દુશમનીથી તેને બેહોશ દારૂ પાઇને તેઓના હાથ પાઊં શા વાસતે બંધાવયા છે. તું જાણતો નથી કે, એ સોદાગર કોણ છે અને માલ તથા સોદો વેચતો તથા ખરીદ કરતો એ જગો સાથકી આવયો છે, ને એ તમામ નાદર ચીજ સાથેનો કાફલો કોણનો છે. એ વાતની તમોને ખબર નથી પણ એ કાફલો તો જાબુલી બરજોના બેટા શેર મરદ કરીમાનનો છે. તે કરીમાને પોતાનો ખજાનો વધારવાને વાસતે કેટલોએક માલ ખરીદ કરવા તથા વેચવા સોદાગરી કરતો એ જગો આવી પોંહોચયો છે, ને તું પાદશાહા થઇને પોતાના મોલકમાં કોઈ સોદાગર આવે તેની સાથે એ રવેશ દગાબાજી કરે છે. પણ તું લડાઇના શેરોથી ડરતો નથી, કે શરાબની મજલેસમાં બેહોશ દારૂ પાઇને એવા નામદારોનાં સર બરબાદ કરવા ચાહે છે." કરીમાનની જોબાનથી એવા સખુન સાંભલીને આદીના અલકુસે તેને કહીઊં કે, "અય બેહુદી વાતના કરનાર છોકરા, મગર તુંને તારા

સરનો કસો અંદેશો નથી કે, એવી બે અંદાજે નાલાયક વાતો કરે છે. તે કરતાં જે કોઇ આપણા ઊપર કીનો ઊઠાવી આવે તેને હરેક ચારાએ કરી પકડી લેઈ તેનો જીવ લેવો બેહેતર છે. એ સોદાગરના પેહેલવાને અમારા પાદશાહાના સપેહેસાલાર રસનવાદ, કામુશ તથા એોકાબ વગેરે બીજા નામીચા પેહેલવાનોને મારયા, ને વલી પાદશાહાની નજદીક સોખીથી જવાબ સવાલો કરી બોલયો તેથી અમોએ લાચારે તેનો એવો એલાજ કરી તેઓને બાંધયા છે.

## હેકાયત લખી છે કે, મારયો ગયો આદીનો અલકુસ તથા ફુજાક પેહેલવાનો દેલાવર કરીમાનના હાથ ઊપર.

તેવારે કરીમાને તેને કહીઊં કે, "અય બેવકુફ મરદ, તેં ચુનારનાં ઝાડની મીસાલ કદમાં ઊંચું વધી જાણીઊં, પણ કંઇ બીજો આગલ પછવાડેની ચીજનો વીચાર કરતોજ નહી દેખું. હું તે મરદ છું કે, જેણે આ તમારા પાદશાહાની દરગાહમાં રસતાખેજ ઉઠાવી હતી, ને તમારા નુસાદ પાદશાહાની દરધાહા લડાઈના મેદાનની મીસાલ ખુન ભરેલી કીધી હતી. તમો તો તમારા હેમકપણાથી કંઇ ખબર ધરાવતા નથી, પણ શેરની વજનનો કરનાર બરજો જાબુલીનો બેટો સરફરાજ, બેદાર બખતનો કરીમાન તે હું છું. તેમતન રૂસતમનો નબીરો તથા જાલેજરનો નબીરોનામદાર બેટો કરીમાન તે હું છું. પાદશાહા કેખોસરોનો ફરમાબરદાર બંદો કરીમાન તે હું છું. તે પાકજાદ પાદશાહાના હોકમથી મેં એ લશકર મગરેબ જમીનની તરફ ખેંચીઊં છે. અવલ તો કીના ભરેલું સર કરી મગરેબ જમીનની તરફ જાઊં છેઊં કે, જરનેગાર શેહેર ફતેહ કરૂં ને તે જગોના નાપાક દેવો ઊપર કીનો લેઊં, ને રીમનો ભરેલા કેહેકામ દેવનો બાજુ બાંધું. તેવાર પછે આદીના ખાનદાનના નાપાક લોકોથી જેહાનને પાક કરૂં. તેં મારી બાજુ લડાઇને દાહાડે દીઠી નથી. મગર હું ચાહું તો દરીઆવમાંથી મગરમછનેભી ખેંચી કાહાડું. પણ

હવે તો એક લડાઈ તમો આદીના લોકો સાથે એવો સખત કરૂં કે, તમો નાપાક શેદાદ આદીને તોખમના એક શખસનેબી સલામત જીવતા જવા દેઊં નહી." એ સખુન સાંભલીને અલકુસ ગોસામાં આવી કરીમાનને કેહેવા લાગો કે, "અય નાદાન છોકરા તેં અમો આદી લોકોની લડાઈ દીઠી નથી, અગર અમો લોકો ચાહીએ તો લડાઈ કરીને આસમાન ઊપરથી આફતાબ તથા માહતાબનેબી જમીન ઉપર નાખીએ; તું કોણ થાય છે ? તારીજ મીસાલનો સામે નરીમાન ભારી પેહેલવાન થઈ ગયો છે; તેભી એજ રવેશ એ તરફ આદીના લોકો ઊપર કોના ભરેલો થઈ આવયો હતો; પણ એકાએક તેથીબી આદીનો મોલક જેર થયો નથી. તેણે એ જગો બેહેસત તથા દોજખનો અંદાજો દેખાડવાને બાહાંને મેદાનમાં સવાલ જવાબ કરતાં અમારા બુજોરગ સેદાદ આદીને મારયો હતો. પણ હવડાં તેનું ખુન હું તારે ઉપર લેઊં છું કે, તે મારી મરદાનગી જોઈ તમામ ઈરાની લશકર અજબ રેહે. એ રવેશ એક લડાઈ તારી સાથે એવી તો કરૂં કે, આકેબત તું તેથી છુટે નહી. તું બે બુનીઆદનો એક છોકરો પાદશાહા લોકોની દરગાહામા એવડી બેઅદબી કરીને નાલાયક સખુનો બોલેછે ! પણ હવે જો કે તારાં લોહીએ કરી એ જગોની જમીનનો રંગ લાલ કરૂંછું." એવા સખુનો સાંભલીઆથી શેરમરદ બરજોનો બેટો હસીઓ ને તેને કહીઊં કે, "અય નાપાક અકલનાં આદી, તે સાંભલીઊં નથી કે આફતાબની રોશની આગલ ચેરાગને કાંહા બુજોરગી હોય, તેમજ નોજવાન શેરની લડાઈમાં બુઢી લોકડી કાંહાં બરાબરી કરી શકે તથા કોઈએ એવું સાંભલીઊછે કે, બગેર પરની ચલી બાજ જાનવરને શેકાર કરે ? એ વાત હરગેજ હોયજ નહી." જેવારે અલકુસ આદીએ એવા સખુન સાંભલીઆ તેવારે ગોસામાં આવી તલવાર પકડીને જગોથી ઊઠયો ને દોડતો આવીને કરીમાન ઊપર જખમ મારીઓ. તેજ વખત શેરમરદ કરીમાને પોતાની કુરસી ઊપરથી ઉઠીને પોતાનો હાથ લાંબો કરી તેનો હાથ તલવાર સાથે પકડી લીધો, ને તેની તલવાર છીનવી લેઈને તેજ તલવાર તેની કમર ઊપર મારી જેથી તેનાં તનના બે તુકડા કરી નાખયા. તે મરદાનગી જોઈને આદીનાં લશકરનું દેલ દરદ ભરેલું થયું. એટલામાં આદીનાં લશકરનો એક બીજો

પેહેલવાન, ફેજાક નામનો હતો તેણે કીના તથા લડાઇથી સર ઊઠાવીઊં, ને કરીમાનને ઘણીએક ગાલ દેઇને સામે સવારનાં ખાનદાનને ઘણુંએક બદ બોલેઓ, તેમાં ખસુશન પાદશાહા કેખોસરોને તો કાંઈ બાકી રહ ખીજ નહી, ને બરજોને વાસતે એમ કરી કહીઊં કે "તારો બાપ બુરજી ગર કીહે દાહાડેનો પેહેલવાન, જે તું મગરૂરીથી એવડું દમર કરેછે. જોવામાં લડાઇને વખત તુંતો નામરદ હીજડો છે. તું જોકે હવડાં તારૂ તન ખાકમાં નાખુછું." એ સખુન સાંભલીને દેલેર કરીમાન દીલગીર થયો, પણ તેને કસો જવાબ દીધો નહી ને પોતા ઊપર પેચ ખાઇને પછે શેરનો મીસાલ તે ઊપર ધસયો; ને પોતાના હાથની ચુંગાલ મારીને તેનો કમરબંદ પકડીને શેતાબ જગોથી ઊઠાવી લઇને ઊંચો હવા ઊપર ફેંકી દીધો, ને પોતાની કમરમાંથી તલવાર ખેંચી. જેવારે તે નાપાક પાછો હવા ઊપરથી નીચે આવયો તેવાર એક જખમ તેની કમર ઉપર જોરથી મારયો તે જરબથી તે બદકાર આદી બે ટુકડા થઇ જમીન ઉપર પડેઓ. તેવાર પછે કરીમાન જોસમાં આવી તે દરગાહામાં આદીના લોકો ઊપર પડયો, ને પોતાની તલવારે કરી તે લોકોમાંથી ઘણાએક પેહેલવાનોને જીવથી મારયા. તેથી પાદશાહા નુસાદની દરગાહમાં એક શોરસાર રસતાખેજની મીસાલનો ઊઠયો; ને તે પાદશાહાની દરગાહામાં લોહીની નદી જારી કીધી.

એ રવેશ ઇંસની લશકરનો એક સપેહેસાલાર એકલો આદીનાં તમામ લશકરને બરહમ મારતો હતો, ને એમ કરી કેહેતો કે, "હું નરીમાનને તોખમનો કરીમાન, પાદશાહા કેખોસરોનો કમીનો બંદો, દુશમન લોકોના જીવ લેવા એ જગો આવીઓ છું. સરફરાજ સોહરાબના બેટાનો બેટો જાલના રૂસતમનો નબીરો, તથા દેલેર ફરામરજનો ભતરીજો કરીમાન તે હું છું." એ રવેશ બાંગે બુલંદ પોતાનું નામ કેહેતો ને આદીના લોકોને મારતો તેથી થોડાએક વારમાં નાપાક સેદાદ આદીનાં ખાનદાનનું ખાનુ ખરાબ કરી નાખીઊં ને તે પાદશાહની દરગાહામાં તરણસો નામીચા પેહેલવાનોને મારયા, તોબી તેના હાથની ચુંગાલ જખમ મારવાથી આજેજ નહી થઇ. તેવારે આદીનાં લશકરના લોકો નાઉમેદ થઇ, જેમકે વરૂથી ગોસપંદનું ગોવારૂં નાહાશે તે મીસા-

લ કરીમાનની નજદીકથી નાહાસવા લાગું, જે વેલા તખત ઊપર નુસાદ પાદશાહા એકલો રેહી ગયો. તેથી જેમકે સખત વાએ કરી નેતનું ઝાડ ધ્રુજે તે મીસાલ તે ધુજવા લાગો; સા વાસતે કે તે નુસાદ પાદશાહાની નજદીક તેનાં લશકરમાંનું કોઇ ઊભું રહીઊં નહી, તેના સબબથી તે નાઊમેદ થઈ બેઠો, અને તખત ઉપરથી ઊઠી શકીઓ નહી. તે પાદશાહામાં એટલીબી તાકાત નહી રહી કે ઉઠીને લડાઇ કરે, તેથી દેહેસતનો મારયો તખત ઉપર બેસીને પેહેલવાન કરીમાનની તરફ જોયા કરતો હતો. એમ કરતાં જેવારે કરીમાનની નજદીકથી સરવ કોઇ આદીના લોકો પોતાના પાદશાહાને મેલીને નાહાઠા.

## હેકાયત લખીછે કે પકડાયો ગયો પાદશાહા નુસાદ દેલેર કરીમાનના હાથ ઊપર અને તેનાં તખત ઊપર બેસાડી઼ઓ એલમાસ નામના એક શખસને.

જેવારે આદીનાં લશકરની લડાઇથી કરીમાન ફારેગ થયો, તેવારે એક જગો આશાએસ પકડી ઉભો. તેવામાં તે આદીનાં લશકરમાંથી એક મરદ આદમી જે દાનાવ હતો તેનું નામ એલમાસ આદી કરી કેહેવાતું તે એલમાસ મીનત કરતો કરીમાનની નજદીક આવી તેના પાંઊ ઊપર પોતાનું સર મેલીને કેહેવા લાગો કે, "અય દાનાઇ ભરેલા હોનરમંદ દેલેર જેવારે તું નરીમાનના સામે સવારના ખાનદાનનો છે તો હવે લડાઇ બસ કર કારણ કે અમારૂં આદીનું તમામ લશકર મારીઊં ગયું છે; ને તારી સામે કોઈ લડાઈ કરવા આવતું નથી તેથી હું તારી પાસે માગી લેઊંછું કે, હવેતો તારી મરદાનગી તેજ કે તું હમો લોકોને માફ કરીને હમોને બખશવું કરે તો તારી પુરી નામદારી છે. આ મારો જીવ તથા તન, સરવે તારાં નામ ઊપર ફીદા છે. પણ મારી એક અરજ કબુલ કર કે, એ અમારો પાદશાહા જે સેદાદ આદીનો નુસાદછે તેને ના મારતો; સબબ, આદીનાં ખાનદાનમાં એટલો એજ શખસ યાદગારીને વાસતે રહેલો છે. તેથી એને મારીને જેહાનમાંથી આદીનું નામ

ગુમ ના કરતો. જે કોઈ બચયાછે તે સરવ કોઇ તારાજ બંદાછે. હવે પછે એ પાદશાહા તારી સાથે જેમ સામેસવારના વખતમાં ફરમાબરદારી કરી ચાલતો હતો, તેજ મીસાલ એભી સલુકથી ચાલશે. પણ આ વખત ઊપર એ આદમીનો ગુનાહા માફ કરવો એ મોટી નામદારીછે. તે કરતાં તારા બુજોરગોભી એવી નામદારી તથા બખશેશ કરતા આવયાછે." જેવારે કરીમાને તે એલમાસથી એવા સલુકના અને નરમી ભરેલા સખુન સાંભલયા, તેવારે નુસાદની તકસીર માફ કીધી, પણ તેના બેહુ હાથ બાંધયા, ને તેનાં તખત ઊપર પોતે બેઠો. પછે ફરમાવીઊં તથો એલમાસ તેની સાથે ખેદમતમાં રેહેવાને વાસતે તેની નજદીક આવયો. તેને કરીમાને ઘણીએક આબરૂ આપીને ઘણોએક નવાજેઓ, પછે તેને પુછીઊં કે, "મારી નજદીક રાસત બોલ કે પેલા અમારા ઈરાનીઓને જે બેહોશ દારૂ પાઇને પકડયાછે, તે તમામ બંદીવાનો કાંહાં છે? હું જાણુંછું કે, એ કામ પેલી સુમીઅત ભરેલી ઓરતનુંજ છે. પણ તે બદકાર ઓરત કોણ છે ને તેણે એવો ફરેબ અમારા પેહેલવાનો ઊપર શા વાસતે કીધોછે."

તેવારે એલમાસે તેને કહીઊં કે, "અય પેહેલવાન હું તુંને કહુ તે સાંભલ કે, એ ઓરત સીહા જીવની ઘણી જાદુગર સમામે નામની પુલાદવંદ દેવની બેન છે; તે નાપાક ઓરત પોતાના ભાઇ પુલાદવંદ દેવની સાથેજ જોડું થઇ રહીછે, તે બેહુની પીઠથી એ હેરેમનની ખસલતનો અલવંદ દેવ પેદા થયોછે, તે નાપાક કાંહાં રેહેછે તેની નીશાન એકાએક માલુમ પડતી નથી." જેવારે એ રવેશની તમામ વાતથી પેહેલવાન કરીમાન વાકેફ થયો, તેવાર પછે તે જગોની પાદશાહી, એલમાસને બખશી, ને નુસાદ આદીની જગો તેને તખત ઊપર બેસાડીઓ. પછે હોકમ કરીને નુસાદના ખજાનાંમાંથી જે કાંઈ નાદેર ચીજો પોતાને ખુશ લાગી તે પોતાની સાથે લીધી; ને નુસાદને તથા ફરખાન અને ફગફુરચીન તથા શકલાબ એ વગેરે જે કોઇને કેદ પકડેલા હતા તે લોકને તે જગો બંધ કરી પોતાના જાબુલીઓ જે બંદીખાને હતા તેઓને છોડવીને પોતાનું દેલ ખુશ કીધું પછે મજલેસ સમારી અને સરવ કોઇને સાથે ખુશીમાં શરાબ પીવા બેઠા.

પછે એલમાસને કરીમાને પુછીઉં કે, "અય દાનાઇને પોહોંચે-લા એલમાસ એ જગોથી તે નાપાક દેવનો મકાન કેટલાએક ફરસંગ દુર છે. ?" તેવારે હોશ ભરેલા એલમાસે તે પેહેલવાનને કહીઉં કે, "અય નામદાર આ જગોથી તે નરે દેવનો મકાન ઘણો દુર છે, તેનો સુમાર એકે આદીના મુલકથી તે કેહેકામ દેવના જરનેગાર શેહેર લગી ચેઆલીસ દાહાડાની રાહા છે; પણ તે જગો પોંહોચયા પછે એક દીવાર ઘણી બુલદ છે તે નજર આવશે. તે દીવાર સીતમગાર કેહેકામ દેવની બનાવેલીછે. તેનું નામ સેદે ચલીપા કરી કેહેછે. તે દીવારની પછવાડે નાપાક કેહેકામ દેવનો મકાંન છે. હું નથી જાણતો કે તે દીવારની નજ-દીક ગયા પછે તારે ઉપર શું નીપજશે ને એ જગોથી જવાની રાહા પણ ઘણી ડરામણી ને સખ્તછે." તવારે નામદાર કરીમાને એલમાસને એ-મ કરી જવાબ દીધો કે, "અય દાનાઈ ભરેલા એલમાસ, મારો મદદ-આર પાક યજદાં છે, અને હમેશાં મને પોસતપનાહા તથા હીમાયેત તેજ સાહેબથી છે. હરેક મુશકેલી અને સખતીની વખતે તે મારો દસતગીર છે. વાસતે હવડાંભી તેજ સાહેબ મારા કામની સરબરાહી કરશે. મા-રી તાકત શી કે મજ થકી એક મુવેલી કીડીનો પાંઊ મરડાય તો દા-દગર યજદાની મદદથીજ હું એવા ભારી દેવો ઉપર કમર બાંધુંછું; ને પોતાના જીવની પુંજી તેને હવાલે કરી હરેક લડાઇમાં જાઉછું. વાસતે તેની મેહેરબાનીથી એ કામભી સરન જામ પોંહોંચશે.

એમ કરતાં એક મોબારક નેક દાહડો જોઇને, પેહેલવાન કરી-માને કેહેકામ દેવની લડાઇની કમર બાંધી, ને આદીના શેહેરથી બા-હાર નીકલયો. તે વેલા તેણે તમામ લશકર જંગી ગાબ્રનેને સોપીઉં, ને બહીસુતગાહા બીજા પેહેલવાનોને હવાલે કીધો. પછે તે નોજવાન બી-જો રસતો પકડી બીઆબાનની રાહે આગલ ચાલયો; પણ તે રાહા ઘણી સકત તથા રેતીની હતી. એ રવેશ રાત દન ઉગટ રાહે લશકર સાથે ઘણી હુશીઆરીથી ચાલતો હતો, પણ તે રાહા ઘણી ડરામણી તથા સ-ખતી ભરેલી હતી. તેનું લશકર ગોયા ગોવાલું હતું ને કરીમાન પોતે ગોવાલીઓ હતો. એવી રીતે તે લશકરને પોતાના જીવની મીસાલ ને-ગાહા રાખીને રાહામાં લેઇ ચાલતો હતો, પણ એક દમ પોતાની યાદમાં

થી પાક ઋજદાને વીસરયો નહી હતો. તેથી રાહાના દરમયાનમાં બેદે-હેશત ચાલતો હતો. એમ કરતાં તે સરજમીનમાં જઇ પોહોંચ્યો કે, તે નાપાક બુઆંગાર દેવ સાથે લડાઇ કરીને તેની બેહુ બાજુ પથરની મીસાલ બાંધે.

---

## હેકાયત લખી છે કે, ગોફ્તેગો કીધી સમે પરીએ નાપાક સમામે જાદુ સાથે તથા તેને તેની ચાલીસ ચોકીબાનો સાથે સુતેલી મારી તે વગેરે.

---

એનો સાયર જે, વખતના ખેયાલનો ગાનાર હતો, તેણે બાગ-માંથી ફુલ જુદી રીતે ચુટયાં; યાને અવલ જેહાનબખશની વાત કહીને મોકુફ રાખી હતી તે ફરીથી પાછી શરૂ કીધી કે, જેવારે લડાઇનો કરનાર જેહાનબખશ નાચાર થઇને નર અજદાહાના મોહોમાં ગયો; તે વેલા તે પોતાની માયને વાસતે ઘણીએક જારી કરતો ને તેનાં મોહોતથી પોતે ગમગીન થયો હતો. તેવારે સમએ તેને કહીઉં કે, "અય નામદાર પેહેલવાન, એ જા[illegible]ર લોકોના મકર તથા જાદુઇથી તું નાઉમેદ ના થા, કે સમામે બદ બુનીઆદની નાપાક જોહાકને તોખમની છે તેથી એવી હેરેમનની મીસાલની જાદુઇ ભરેલી છે. તું સબર કર કે હું જઇને તે નાપાક બેદાદગર જોહાકને તોખમની જાદુગરનું સર કાપીને તેનું તન ખાકમાં નાંખું છું."

એ રવેશ જેહાનબખશને સખુન કહી, તે સમે પરી વાની મીસા-લ બાહાર નીકલી, તેથી જેહાનબખશ ઘણો ખુશી થયો. હવે બીજી તરફ સમામે જાદુ અરબસતાનના કીસ સાથે ઇરાની પેહેલવાનોની વાત કરવા લાગી કે, "મેં પોતાનાં મકરે કરી જેહાનબખશનું તમામ કામ ખરાબ કીધું છે. તેથી તેની આંખમાં જેહાન સીહા થઇ ગઇ છે. હવે બામદાદને વખત બુઢા સરાયજીનીની તરફ જાઉં, ને તેનેભી તખત ઉપરથી ઊંધો ખાકમાં નાખું તથા તેના તમામ મોલકને બરહમ મારૂં." એટલું કહી દેહેરામાંથી બાહાર નીકલી; પણ પોતાનાં સર ઉપર આફત

પડશે તેની તો તેને ખબર હતીજ નહી. જેવારે તે નાપાક સમામે પોતાના દેહેરામાં આરામ કરવાની જગો ઊપર આવી; તેવારે સમે ઓરત ખુશી ભરેલા ચેહેરા સાથે તેની નજદીક આવી ને તે નાપાક ઉપર કેટલીએક દોઆ કીધી. તેની શીરીન જોબાનના સખુન સાંભલીઆથી સમામે જાદુ તે ઉપર નચીત થઇને તેના ઉપર નવાજેશ કરીને પુછીઊં કે, "તું કોણ ઓરત છે, કે એવી સીહા રાતને વખત દોડતી એ જગો આવી છે. તું એવી નાજ તથા નખરાં ભરેલી ખુબસુરત ઓરત એ જગો એકાએક શા વાસતે આવી છે ?" તેવારે સમએ તેને કહીઊં કે, "એ તમામ ઓરતોની પાદશાહા, જેવારે તેં એ રવેશ મેહેરબાનીથી મને ખબર પુછી તેવારે તો કહું તે સાંભલ. હું હીંદુસતાનના પાદશાહાની સરફરાજ બેટી છું. તે હીંદુસતાનમાં જેવારે રૂસતમનો બેટો ફરામરજ આવેઓ હતો તેવારે તે મને પકડી લાવીયો હતો. પણ હવડાં જેવારે ફરામરજનો બેટો જેહાનબખશ હીંદુસતાનથી ઇરાન આવેઓ તેવારે તેની ખુશીને વાસતે ફરામરજે મને જેહાનબખશને હવાલે કીધી, તેથી હું રાત દીન તે જોલમગારની ખેદમતમાં રેહેતી હતી, પણ જેવારે તે જેહાનબખશ અજદાહાના મોહોડાંમાં ગેરફતાર થયો તેવારે મારો જીવ તથા દેલ તેના આજાબથી ખલાસી પામીઊં. તે પછે એક ફોરસતનો વખત દીઠો તેજ વખત હું ઇરાની લશકરમાંથી નીકલીને જંગલની તરફ નાહાઠી. એમ કરતાં મારા રોશન બખતે મને રાહા બતાવી તેથી હું અંદેશો કરીને એ જગો તારી પનાહામાં આવી છેઊં. વાસતે જે કોઇ શખસે જેહાનબખશ ઊપર જેહાનના દરમીઆનમાં આફત નાખી, તેને ગેરફતાર કીધો છે, તે શખસ ઉપર દરૂદ તથા આફરીન હોજો; કે તે નેકબખતે તમામ જેહાનને જેહાનબખશની બેદાદીથી છોડવી. એ કામથી અદના તથા આલા સરવ કોઇ ખુશી તથા રાજી છે. અગર જો મને માલમ હતે કે ફલાના નેકબખતે જેહાનબખશ ઊપર આફત નાખીઊં તો હું તે સાહેબની ખેદમતમાં રાતદન એક કમીની બાંદીની મીસાલ રેહેતે, કે જે કોઇ પાક જીવનાએ એ બેદાદગર જાબુલીને બંધમાં નાખેઓ, તે નેક બખતને તમામ જેહાનનો ઊસતાદ કરી કેહેવો લાયક છે; બલકે તમામ જેહાને તેના

તાબામાં રહેવું જોઇએ." એવા સખુન સમેની જોબાનથી સાંભલીને, સમાંમે જાદુ હસીને કેહેવા લાગી કે, "એ ખુબસુરતી ભરેલી પરીની મીસાલની ઓરત, તુંને ખબર નથી કે તે ઊંચા બખતના જેહાનબખ-શને તો મેં મારેઓ છે. આજ લગી સામેસવારનાં ખાનદાનના પેહેલ-વાનને કોઇએ મારેઓતો નહી અને એવી તાકાત પણ કોઇનામાં હતી નહી, પણ જેવારે હું જેવી ઉસતાદ ઓરત મલી તેવારે એ ભારી કામ થયું છે. જેહાનબખશના જીવને મેં ભારી હલાકીમાં નાખેઓ છે. હું બુજોરગ બુનીઆદના જોહાકને તાબમની ઓરત છું, તેથી મારી જાદુઇ તમામ જેહાનના જાદુગરો કરતાં ભારી છે. વાસતે મારા બાપે મારૂં નામ સમામે કરી રાખીઊં છે. બાબુલ શેહેરમાં ઘણાએક ભારી જાદુગર લોકો રેહે છે, પણ તે સરવે કોઇની જાદુઇ ઊપર મારી જાદુઇ સેરદાર છે. પણ હીંદુસતાનના પાદશાહાની બેટી, તારૂં નામ શું છે તે મને જાહેર કરી કેહે, કે તું એવી રોશાન ચેહેરેની કોણ ઓરત છે તે હું જાણું." તેવારે તેણે જવાબ દીધો કે, "હું સકરનોશ નામની ઓરત જાબજા મશાહુર છું." તેવારે સમામેએ તેને કહીઊં કે, "એ નાજ ભરેલી ઓરત, તું તે સકરનોશ છે કે જેને સકનકોર શેહેરમાંથી હેરાસ દેવ ચોરી લેઇ ગયો હતો ? ને તે દેવથી તેં ઘણો રંજ દીઠો ને આખેર તે દેવને રૂસતમના બેટા ફરામરજે પકડેઓ ? મેં તે હેરાસ દેવ જેવો બદસુરત તથા જબરદસત બીજો દેવ દીઠો નથી. તે દેવની માશુક સકરનોશ ઓરત તે તું છે ?" તેવારે સમેએ ફરેબથી કહીઊં કે, "હા તે સકરનોશ પરી તે હું છું ને મેં તે દેવથી આફત ઘણું દીઠું છે ને મારો બાપ હીંદુસતાનમાં પાદશાહી કરે છે, હું એ જગોએ રવેશ બાંદીની મીસાલ બીજાઓના ફરમાનમાં પડીછું. તે મારી ગમગીનીની વાત તારી નજદીક શું કહું !" એટલું કહી મકરથી જાર જાર રડવા લાગી ને પોતાનો ચારો કરવાના સામાનમાં તઇઆરી કરતી હતી. તેને એ રવેશ રડતી જોઇને સમામે જાદુને તે ઊપર મેહેરબાની આવી તેથી તેને કે-હેવા લાગી કે, "એ રૂપાંને બદનની ઓરત, જે કાંઇ તારી ઉપર આફત પડવાનું હતું તે ગુજરી ગયું, વાસતે હવે તું કસી વાતે ગમગીન મા થા. તુંને અરબસતાનના પાદશાહા તરમાહાને વાસતે રાખું કે, તે

પાદશાહા સાથે તારી કદખોદાઇ કરાવશ; યાને તેની સાથે તારા નેકા કરાવશ. તે તરમાહા તમામ અરબસતાનનો પાદશાહા છે, તેથી અરબ-સતાનનો મૌલક તારા તાબામાં થશે. ને તે પાદશાહા પોતે તમામ અ-રબ લોકો ઊપર બુજોરગી રાખેછે, તેથી તેની ખેદમતમાં એક લાખ તલવારના મારનારા અરબ પેહેલવાનો તેની દરગાહાના દરવાજા ઊપર હાજેર છે." તેવારે સમેએ તેને કહીઊં કે, "તું બુજરગ ઓરત છે, તેથી જે કાંઇ તુંથી ખુબી થઇ આવે તેવી ખુબી મારા બાબમાં તું કર. હવડાં તો તું તમામ અરબસતાનની સાહેબ છે." એ રવેશ તે બેહુ ઓરતો ગોફતેગો કરતી હતી. એમ કરતાં રાત પોહોરએક ગુજરી ગઇ, ને આસમાન ઉપરથી માહતાબ ગુરબ થયો. તેવારે સમામે જાદુએ પોતાનાં તખત ઊપર ખુઆબ કીધો. તે ઘણી બેપરવાહીથી સુતી હતી. પણ તે ક-મબખત સમામેને સમેપરીની કસી ખબર રહી નહી. જેવારે તે સુમીઅત ભરેલી ઓરતને પુરી ઊંઘ આવી તેવારે સમે પરીને દલેરી આવી, તેથી શેતાબ ખંજર પકડીને તે નાપાક જાદુનાં તનથી સર કાપીઊં. પછે તેના દેહેરાની અંદર ચાલીસ બાંદીઓ ચોકીને વાસતે સુતેલી હતી તે ચાલીસે બાંદીનેભી મારી ને તે સમામે જાદુનું સર હાથમાં પકડીને બાહાર નીકલી ગઈ. એમ કરતાં શેતારાના પાદશાહે એ લાજવરદી આ-સમાનના પરદામાંથી રોશન મશાલ બાહાર કાહાડી; ઇઆને રોશન આ-ફતાબ બાહાર નીકલીઓ.

---

## હેકાયત લખીછે કે, સફ સમારી જેહાનબખશ લડાઇને વાસતે અને મેદાનમાં આવીઓ પેહેલવાન કેઆનોશ.

---

જેવારે જેહાનબખશ ખોઆબથી બેદાર થાયો તેવારે જોએ શું કે, પેલા પાહાડ ઊપરની તમામ બલા તથા આફત ખલાસ થયું છે, અને પેલો ટેકડો તથા પથર સરવે નાપેદા થઇ ગયું છે. તે જગોના

પહાડની કસી નીશાન દીઠી નહી, તેવારે જેહાનબખશે જાણીઊં કે, એ કામ સમે પરીએ કીધું, અને તેણેજ જાદુગર લોકોની આંખમાં જેહાન સીહા કીધી. તેથી તે નામદાર પેહેલવાનનું લશકર તથા ઇરાન જમીનના તમામ દેલેરો બુઢા તથા જવાન સરવ કોઈ તે જાદુના આફતથી છુટાં. પછે સરવ કોઈ પાક યજદાની સેતાએશ કરી કેહેવા લાગા કે, "અય સાહેબ, તેં અમોને એ બલાના ફાંદામાંથી છોડવેઆ ને એ ડર તથા દેહેશતની જગો ઊપર અમારી દસતગીરી કીધી છે." એ રવેશ સરવ કોઈ ગોફતેગોમાં હતા એવામાં એકાએક સમએ પરી તે જગો રોશન માહતાબની મીસાલ આવી; તેણે પોતાના હાથમાંથી સમામે જાદુનું સર કરીમાનનાં તખતની નજદીક નાખીઊં; તેને જોઇ સપેહેસાલાર પેહેલવાને પોતાની ઐન ઊપર આફરીન કરી કહીઊં કે, "અય નાજ ભરેલી પુતલી, એ આફત તારી મરદીથી મારા ઊપરથી દુર થયું છે." પછે જેહાનબખશે લડાઇનો સાજ પોતાનાં તનમાં પેહેડીઓ. તેનું સર લડાઈ તથા દેલ કીના ભરેઊં હતું. પછે તેજ ચાલના અબલક ઊપર સવાર થયો. એવામાં કેઆનોશાભી બંધમાંથી છુટીને રાહા માપતો તે જગો આવી પોંહોંચયો. તે પછી કરનાએ તથા નગારાંનાં આવાજ નીકલેઆ, તેના શોરથી જમાનો તથા જમીન ધુજવા લાગી તથા નગારાંના આવાજે કરી આસમાનના કાનભી બેહેરા થયા. ઇરાન જમીનના દેલેરોથી આફતાબ તથા માહાતાબનાં દેલ ઠેકાણે રહીઆં નહી. તેવારે અરબસતાનના કીસે પોતાના પેહેલવાનોને પુછીઊં કે, "આજ રોજે એકાએક એ જેહાનમાં શોરસાર શા થકી થઇ રહયો છે?" તેવારે બાજે શખસોએ જવાબ દીધો કે, "તું તો જાણતો નથી પણ ફરીથી આપણા ઉપર કામ વધી પડીઊં છે કે, પેહેલવાન જેહાનબખશ મગરમછની મીસાલ જાદુઇના ફાંદા માથી છુટો, અને સમામે જાદુ મારી ગઇ, ને એકાએક તેનાં તન ઊપરથી કોઇ સર કાપી લેઇ ગયું છે. તેના એવાનમાં બીજી ચાલીસ બાંદીનેભી જીવથી મારી છે. અમો નથી જાણતા કે, એ આફત એકાએક કીહાંથી પેદા થયું. કોઇ દુશમને, તે આપની મેહેરબાન જાદુબાજ ઓરતને મારીને ખોઆરીથી ખાકમાં નાખી છે." જેવારે કીસ પાદશાહે, પોતાના રસાલાના લોકોથી એ ખ

બર સાંભલી તેવારે જાણીઊં કે, એ જેહાને બીજો રંગ બદલીઓ. પછે માહેતમ કરી પોતાનાં તનમાંનાં કપડાં ફાડી નાખી શોરસાર કરી એ જેહાનની ચાલ ઊપર ફીતકારો નાખી કહીઊં કે, "હવે અરબ લોકોના કામે તમામ ખરાબી પકડી, ને ઇરાનના પેહેલવાનોથી આપણી મોરાદ તમામ બરબાદ ગઈ, કે એ જેહાનબખશ બંદમાંથી છુટો અને બગદાદના લોકો ઊપર ફરીથી કમર બાંધી, તેથી પાછી લોહીની નદી જારી કરશે. એક મરતબે તેફસુસનનો મોલક ખરાબ થયો ને તેફસુની લોકો ઉપર આફત આવી પડેલું જાણવું." તેવારે તરમાહે તેને કહીઊં કે, "તું કસી વાતનો ગમ મા ખા કે, એ લડાઇનો ચારો હું કરશ, ને મારી તદબીરે એ કામને આસાન કરશ, તથા સમાવાત જાદુ, આસોબ જાદુ તથા સામે જાદુ એ તરણડે શખસો જીવતા હજુ તો સલામત છે. એ તરણડેની કમરબંદીએ કરી ઇરાનીઓમાંથી એક સવારને જીવતો રેહેવા દઇએ નહી. વાસતે તું કસો અંદેશો મા કર, ને પોતાની ખાતેર જમે રાખ." એટલું કહી પોતાનાં લશકરની સફ સમારી તેથી તે શેહેરનુ તમામ જંગલ ભરાઈ ગયું.

પછે તે અરબનાં લશકરની તરણ સફ લડાઈના મેદાનમાં કીધી, તે લશકરની જમણી બાજુ ઊપર જંગી તરમાહા ઉભો, તથા ડાબી બાજુ નેજાનો મારનાર સામે ઉભો. તીજી સફની નજદીક લડાયક કીસ ઉભો હતો. તે લશકરની ગરદે તમામ આસમાન સીહા થઈ ગયું તું કહે ગોયા તમામ જેહાન લોહાના પાહાડની મીસાલની થઇ હતી તથા જમાનો બખતર તથા તોપ થયો હતો. અને બીજી તરફથી જેહાનબખશ લશકર સાથે મેદાનમાં આવીઓ તેથો તું કેહે આસમાને કીનાને વાસતે સર ઉઠાવીઊં હતું. લડાઇનાં મેદાનમાં મોહોતે આવીને દેહેરો મારીઓ હતો, તેથી આદમીઓની હઇઆતોનાં ઘર સીહા થયાં હતાં. પછે એક તરફ સરાએજીની લડાઇને વાસતે તેજ ચુંગાલના દેવો સાથે દબદબાથી ઊભો ને દેવ તથા પરીએ સફ ખેંચી ને ગોસાએ કરી લબ ઊપર કફ લાયા. એવામાં એકાએક નામદાર કેઆનોશે પોતાનો ઘોડો મેદાનમાં જોહાંકોઓ, ને નરે શેરની મીસાલ પોકાર મારીને ઘોડાને જોલાન દીધું પછી પોકાર મારીને દુશમનનાં લશકરમાંથી પોતાનો

હુમનબરદ માગેઓ. તેવારે આસોબજાદુ તેના મેદાનમાં આવીઓ, તેનાં સર ઊપર લોહાની તોપ હતી, પછે તેણે કેઆનોશને કહીઊં કે, "અય ઊંધે બખતના મરદ, તું એ જગોએ એવાં આફતમાંથી સી રવેશ છુટો? એ બાબુલનો મોલકતો તમામ જાદુઈ ભરેલોછે, એ તફસુસનની સરજમીન ઉપર ઘણાએક પેહેલવાનો મારીઆ ગયાછે." એટલું કહી નવેસરથી જાદુઇ પહડવા લાગો, ને કીનાનો દરરવાજો ખોલી ઇરાનીઓ ઊપર આતશના શોલા વરસાવા લાગો, તેથી કેઆનોશનું દેલ તપવા લાગું. તે લડાઇનીં મેદાનમાં આતશ તથા ધુઇ સેવાય કાંઈ બીજું નહી હતું, તેથી ઇરાનીઓની નજરમાં જેહાન સીહા થવા લાગી ને તે જાદુઈની સખતીથી જેહાનબખશ ઘણો બતંગ આવેઓ અને તેનાં તન ઉપર બખતર તથા હથીઆરભી તે શોલાની ગરમીથી તપવા લાગાં.

## હેકાયત લખી છે કે, આવીઓ આસોબ જાદુ કેઆનોશનાં મેદાનમાં અને જાદુઈ કીધી, તથા સમે પરીએ તીઆં અવીને તે આસોબ જાદુગરને મારીઓ તે વગેરે.

એમ કરતાં તે લડાઇનાં મેદાનમાં કેઆનશોહે કેઆનોશની મદદે આવેઓ, તેણે આવતાં વાર આસોબ જાદુ ઊપર હોમલો કીધો. તેની ગરદ આસમાન લગી જઇ પોંહોંચી, પણ તે નાપાક જાદુગરોની જાદુઇએ કરી કેઆનોશ ઉપર ફરીથી સખત આતશ વરસવા લાગો; પણ તે છતાં આસોબ જાદુ ઊપર કેઆન શોહેરે તીરનો વરસાદ વરસાવેઓ, પણ તેનાં તનમાં એકભી તીર કારી લાગો નહી. જેઆરે શોરેએ દુરથી એવું દીઠું, તેવારે શેતાબ બાજુ ઊપર કમાન લટકાવી દોડતો આવીઓ ને એક પોકાર નરે શેરની મીસાલ મારીને કહઊં કે, એ બુરાં કામના કરનાર આસોબ જાદુગર, અગર તારા તનમાં હજાર જીવ હશે તોભી આખેર અમો લોકોથી તારાં તનને તથા જીવને ખલાસી થવાની નથી. તું જાણતો નથી કે, જંગી જેહાનબખશ લડાઇને વખત મહશાત હાથી

ના દાંત ઊખાડી નાખે છે; વાસતે એવા લડાયક શેરની સાથે તું બુરાઈ મા કર. તું એ સાથે બગાડ કરવાથી પોતાના જાનની ખરાબી કરશે. તું જો કે સામે સવારના ખાનદાનના પેહેલવાનોના હાથથી કોઇ જાદુગર યા દેવ છુટો નથી." જેવારે આસોબ જાદુએ એવું સાંભલીઊં, તેવારે તેણે પોતાની તબીઅતમાં ગરમ થઈ તે નામદાર ઊપર એવી તો સખ્ત જાદુઇ કીધી કે, તેનું તન આતશે કરી બલવા લાગુ. તું કેહે ગોયા તે[illegible] નજદીક તમામ જેહાન આતશમાં બલતી હતી. એથી ઇરાની લોકો પોતાનાં લશકર સાથે આફતમાં પડેઆ હતા, અને બીજી તરફ લડાઇનાં મેદાનમાં આતશના શોલા ઊપર શોલા ઊઠવા લાગા ને કેઆનશેહેર ઊપર ઘણી સખતી પડી.

એવામાં જાબુલ જમીનના ઘણાએક નામદારો બાબુલી લોકોની લડાઈમાં કાબુલી તલવારો ઊઠાવી આવીઆ. એમ કરતાં એક લડાઇ એવી સખત ઉઠી કે તેથી મોરગ તથા માહી ઊપર જેહાન તંગ થઇ, ને ઇરાની લોકોની તલવારે કરી ઘણાએક જાદુગરો મેદાનમાં મારેઆ ગયા. નાપાક આસોબની જાદુઇનો જે આતશ વરસતો હતો તેથી ઘણાએક ઇરાનીઓભી બલી જતા અને તે આતશની ગરમી તથા ધુંઇએ કરી ઇરાની લશકર આજેજ થઇ ગયલું હતું. જેવારે જેહાનબખશે દીઠું કે, નાપાક જાદુગર લોકોના કામથી જમાનો તમામ બુરાઈ ભરેલો થયો, તેવારે તેણે બુઢા સરાયજીનીને કહીઊં કે, "એ નાપાકો જાદુઇ ઘણી કરેછે, અને તેથી આપણા પેહેલવાનો સરવે બતંગ આવી ગયાછે. અને તમામ લશકરના ઘોડા તથા સવારો સરવે જાદુઇના આતશે કરી બલી જાયછે, તેથી મને મોટો અંદેશો પેદા થયોછે. હવે તો પાક યજદાં આપણી દસતગીરી કરે તો આપણ એવા આફતમાંથી છુટીએ. કાંકે એ નાપાક લોકો તો જાદુગરીની લડાઇ લડેછે; અગર જો હથીઆર પકડીને મેદાનમાં ઊતરતા હોય તો એક લેજામાં એ નાપાક લોકોની ગરદ કાહાડી નાખું. પણ એ જાદુઇ આગલ પેહેલવાન લોકો શું કરે, વાસતે એનો કાંઈ બીજો ચારો કીધો જોઇએ, કારણ કે, એ આતશના શોલા ઉઠેછે તેથી આપણું લશકર બતંગ આવી આજેજ થઇ ગયું છે." તેવારે સરાયજીનીએ તેને જવાબ દીધો કે "અય બુજોરગ ખાંનદાનના પેહેલવાન,

જે મીસાલે તારા બુજોરગ સામેસવારને પાક યજદાંએ મદદ કરીને મગરેબ જમીનના જાદુગરો ઉપર ફતેહમંદી બખશી હતી, તેજ મીશાલ હવડાંબી તેજ સાહેબ તારો યાર થઇ તુંને એ નાપાકો ઊપર ફતેહમંદ કરશે." એ રવેશ સરાયજીની જેહાનબખશને દેલાશાના સખુન કેહેતો હતો. એવામાં રોશન ચેહેરેની સમે પરી એકાએક તાંહાં આવી પોંહોચી. જેવારે સમેએ તે લડાઇનાં મેદાનમાં ઇશિનીઓ ઉપર એવો હાદેસો પડતો દીઠો તેવારે શેતાબ વાની મીસાલ દોડતી મેદાનમાં આવીને આસોબ જાદુ સાથે લડાઇ કરવી શરૂ કીધો. તે પરી એક સરકશ દેવ ઉપર સવાર થયલી હતી ને હાથમાં વીજની મીસાલની તલવાર પકડેલી હતી. તેણે મેદાનમાં આવીને આસોબને કહીઉં કે, "એ બાબુલી જાદુગર, તું એ જાબુલી દેલેરોથી ડરતો નથી; પણ તેઓ કાબુલી તલવારે કરી તારૂં સર ખાકમાં નાખશે. તમો એ રવેશ હેરેમનની મીસાલ ફેસાદ ઊઠાવીને ઇરાનીઓ ઊપર એવું આફત શાવાસતે નાખીઊંછે?" તેવારે આસોબે તેને કહીઉં કે, "તું કોણછે ને એ રવેશ કમર બાંધી શા વાસતે આવીછે? તું બાબુલી લશકર સાથે એવડી દુશમની શાવાસતે રખેછે; કે તું જાબુલી લશકરની મદદને વાસતે એ રવેશ કીનાની કમર બાંધીને આવીછે." તેવારે સમેએ તેને જવાબ દીધો કે, "અય નાપાક જાદુગર, હું નામદાર જેહાનબખશની બેહેનછું; ને મેં મારી તેજ તલવારે કરી નાપાક સઆમે જાદુનાં રીમન તનમાંથી પલીદ જીવ કાહાડી નાખયોછે. મોબારક કદમનો પેહેલવાન ફરામરજ મારો બાપ થાય છે. મારી બુનીઆદ નેક તોખમના સામેસવારથી છે. મારો ભાઇ પેહેલવાન જેહાનબખશ તેફસુસનના મોલકની તરફ લડાઇ કરવા આવેઓ, એવી મને ખબર થઇ તેવારે હું હીંદુસતાનથી શેતાબ તેની મદદે આવીછું." જેવારે આસોબે એ સખુન સાંભલીઆ, તેવારે ગોસાએ કરી ઘણોએક આતશ તે સમે ઉપર વરસાવેઓ કે, તે દેલની નવાજનારી નેકબખત ઓરત બલી જાય, પણ તે નાપાકનો આતશ તે પરી ઊપર કારગત થયો નહી. પછે તે રૂપાને બદનની ઓરતે તલવાર ખેંચીને આસોબ ઉપર મારી તે તલવાર તેનાં સરથી તે સીના લગી ઊતરી જેથી તે નાપાકના સીહા જીવમાંથી ગરદ

નીકલી ગઈ. જેવારે આસોબ જાદુ ખાકમાં પડેઓ તેવારે પેલો આતશ વરસતો હતો તે ગુમ થઇ ગયો, ને તેજ વખત પેહેલવાન કેઆનોશ, કેઆનશેહેર તથા શેહેરેવ એ વગેરે તમામ પેહેલવાનોનાં તન તે આતશના આજાબથી છુટાં. જેવારે જેહાનબખશે એવું દીઠું તેવાર પાક યજદાના શોકરાના કરી ઘણો ખુશી થવા લાગો.

## હેકાયત લખીછે કે, લડાઇ થઇ બેહુ લશકરને દરમેઆન તથા ગોફ્તેગો કીધી જંગી જેહાનબખશે અરબસતાનના સપેહેસાલાર કીસ સાથે.

જેવારે પેહેલવાન જેહાનબખશે પોતાનાં લશકરને જાદુગરોનાં આફતમાંથી છુટેલું દીઠું, તેવારે ઘોડો દપટાવતો મેદાનમાં આવીઓ ને એક પોકાર દેલેરીથી મારીને કહીઊં કે, "ઇરાન જમીનના સપેહેસાલાર જેહાનપેહેલવાન રૂસતમના સરફ્રાજ બેટા ફ્રામરજનો બેટો જંગી જેહાનબખશ તે હું છું. મારો નેઆગાન જે જેહાનપેહેલવાન રૂસતમ તેણે મગરેબની રાહામાં એવી મરદાનગી કીધી છે કે, બદકાર બુરા લોકોના જીવથી ગરદ કાહાડી નાખી છે. તે રૂસતમના તોખમનો હું લડાયક શેર છું. મારી દેહેશતે કરી પાહાડનાં દેલ ફાટી જાય છે." એટલું કહી તેજ ચુંગાલનો પેહેલવાન હાથમાં તલવાર પકડીને અરબનાં લશકર ઊપર જઇ પડીઓ તેથી અરબનાં લશકરેબી હાથમાં નેજા તથા તલવાર પકડી, ને સરવ કોઈ જોશમાં આવીઆ. જેમ એક ભુખેઓ શેર ગોસપંદનાં ગોવાલામાં પડે તે મીસાલ જેહાનબખશ તે અરબનાં લશકરમાં જઈ પડેઓ, ને એક એક હોમલામાં આદમીઓનાં ટોલે ટોલાંઓને મારીને જમીન ઊપર નાખતો હતો. તેની હીમત ઉપરથી ઇરાની લશકરબી ચીતાની મોસાલ સર ઊઠાવીને તેની પછવાડે ગયું, જેથી લડાઇનાં મેદાનમાં અરબ લોકોની લોથોના ટેકડા પાહાડની મીસાલ ઉઠીઆ. એમ કરતાં અરબસતાનના સેરદારો તે નામદારોના હાથથી આજેજ આવીઆ તથા ઘણાએક ખાકમાં પડેઆ.

તેઓનાં તનમાંથી બેશુમાર લોહી ચાલવા લાગું, તેથી જંગલ તમામ લાલ રંગનું થઈ રહયું. તું કેહે તે જંગલ નહી હતું, પણ ગોયા એક લોહીનો દરીઆવ હતો, તેમાં દેલેર જેહાનબખશ મગરમછ હતો. એ મીસાલ તે નામદારના હાથ ઉપર અરબનાં લશકરમાંથો દશ હજાર સવાર ઘણા જબરદસત અને લડાયક હતા તે મારીઆ ગયા.

નામદાર જેહાનબખશ તલવાર મારતો અરબનાં લશકરના સેરદાર કીસની નજદીક જઈ પોંહોંચયો. તે વખત લડાઈની ગરદે કરી તમામ જેહાન કીલની મીસાલ સીહા થઈ હતી; પછે તે દેલાવરે કીસ ઉપર એક પોકાર મારીને તેને કહીઊં કે, "અય બુરા મજહબના કીસ, મને બાબુલ જમીનમાં લડાઈની દલદેસરી ઘણી પડી છે તે તારૂં શુમીએત ભરેલું મોહો જોવાથો પડી છે. તેં જેહાનના દરમયાનમાં ઘણાંભી મકર કીધાં; પણ હવે તું મારી ચુંગાલમાંથી ખલાસી પામવાનો નથી. તેં મારી સાથે ઘણી બદી તથા સરકશી કોધી ને જાદુઈ કરવામાં પણ બાકી રાખી નહી; પણ પાકજાદ પાદશાહા કેખોસરોના હોકમથી હું એ જગો તું જેવા હેરેમંદો સાથે લડવા આવીઓ છું. મને મદદનો કરનાર પાક યજદાં છે, તેથી તમો જાદુગરોની જાદુઈથી મને કસી નુકશાની પોંહોચી નથી. તું બદકાર પોતાના દેલમાં એવું ગુમાન રાખતો હશે કે, હું એ તેફસુસનમાં જાદુગર લોકો ઉપર ફરીથી સેરદારી કરશ. પણ હવે એ જગો મોરાદ રાખવાનું કામ નથી, એ જગો તો તમો નાપાક જાદુગરોની કસી નીશાન રેહેવા દેઊં નહી, ને તમારો તમામ બાબુલનો મોલક બરહમ મારૂં. નાપાક જોહાક તાજીનાં તોખમની બુનબેખ જેહાનમાંથી ઊખાડી નાખું, ને તમામ અરબસતાનના લોકોનાં ખાંનાં ખરાબ કરૂં. ઈરાન જમીનના પાદશાહાની નજદીકથી હુંએ કામનો સરોપાવ લેઈ આવેઓ છું, તેથી તમો લોકોની નીશાન જેહાનમાં રેહેવા દેઊં નહી."

એવા સખુન જેહાનબખશની જોબાનથી સાંભલીને નાપાક કીસે ગોસામાં આવી અરબી જોબાનમાં સામેસવારને તથા જાલેજરને તથા તેહેમતન રૂસતમને તથા દેલેર ફરામરજને સરવેને ઘણીએક ગાલ દીધી, ને પછે જેહાનબખશને કહીઊં કે, "અય સગજી, હવે તારી આખેર

આવી છે. તું બેશરમ તથા બેહા થઈને જેહાનને ખરાબ તે શું કરશે; અવલ તો તારાં મોતની માહેતમમાં જાલ તથા રૂસતમ તથા ફરામરજને બેસાડું છું. તું મગરૂરીથી મસતાનો થઈ પોતાની અકલની રાહ ગુમ કરી આવેઓ છે. તું કાંઈ બુજોરગ આદમીઓની બુજોરગી તથા ઇજત કાંઈ રાખી જાણતો નથી." એટલું કહી હાથમાં નેજો પકડી લશકરની કલબગાહામાંથી બાહાર નીકલેઓ ને ગોસાથી મોહો ઊપર કરૂ લાવીને કહોઊં કે, એ નાપાક સગજી, તું એ લડાઇમાં મારી પાસે શું માગે છે ? તું લશકર લેઇને જોસ કરતો આવેઓ છે, પણ એક તરફ ફોરાતની નદી બીજી તરફ દેજલેરની નદી આવી છે તે બેહુને દરમેઆન તું ઘેરામાં આવયો છે. હું નથી જાણતો કે એ આસમાન તુંને એ જગો શું રંગ દેખાડશે. તે કરતાં મને કીલાની તથા કોટની પહનાની ગરજ તો છેજ નહી; કાંય કે મારી બેહુ બાજુએ આસપાસ ભારી દરીઆવ આવેલા છે, તો ગોયા હું તેમાંનું મગરમછ છું. તેથી હું તારા પાદશાહા કેખોસરોથી હરગેજ ડરતો નથી. અગર તે બગેર બાપનો કેખોસરો પોતાના તમામ લશકર સાથે એ મોલકની તરફ આવે તો કીનાને વખત મારા હાથથી ખલાસી પામે નહી. તેં કોઈ બુઢા યા જવાનોથી સાંભલીઊં છે કે, આજ દન લગી જેહાનનાં દરમયાનમાં કોઇભી પાદશાહા કીના તથા લડાઇમાં બાબુલના પાદશાહા ઊપર ગાલેબ આવેઓ છે. તે કરતાંબી બાબુલના તમામ પાદશાહો જે આગલ થઈ ગયા, તે પાદશાહો કરતાં હું ઘણો જબરદસત છું. તેથી મારે ઉપર કોઈ બી આજ લગે ગાલેબ આવીઊં નથી એવો હોનર તથા જોર હું રાખું છું. એ જગો જુઠી ગપ મારવાનો વખત નથી; પાદશાહા જોહાકના તોખમમાં યાદગારીને વાસતે હું એખલો એકજ રહેલો છું, પણ એ જમાનામાં તમામ હફતેકેશવર જમીનમાં કોઈ પેહેલવાન એવો નથી કે લડાઇનાં મેદાનમાં મારી બરાબરી કરી શકે. તે કરતાં અય જેહાનબખશ, આપણે તો સગા થઇએ છઇએ. તારો બાપતો અમારો સગો છે. તારા બાપની બપાઈ રોદાબે જે રૂસતમની મા, તેભી અમારા ખાનદાનના પાદશાહા મેહેરાબની બેટી છે. તે મેહેરાબ પાદશાહાભી પાદશાહા જોહાકને તોખમનો હતો, તેથી રોદાબેનીભી નસલ જોહાક પાદશાહા સાથે જઇ

મલે છે, તો હવે તુંને પોતાના સગા લોકોથીભી શરમ આવતી નથી, કે તું એ તરફ આવેઓ છે, તે દાહાડેથી એક સખુનભી મોઠી જોબાંએ નરમીથી બોલતો નથી." એ સખુન સાંભલીને જેહાનબખશે તેને કહીઊં કે, "એ બેહુદા મગજના, તું હેવાં જુઠાં બાંહાંના મારી નજદીક શાવાસતે લાવે છે? હું સેદાબેના બાપ પાદશાહા મેહેરાબને પીછાનતો નથી; કે તે મેહેરાબ તે કોણ છે અને કાંહા હતો. તું જાણતો નથી કે, પાકજાદ પાદશાહા સીઆવખશ ઊપર નાપાક અફરાસીઆબે શી રસતાખેજ ગુજારી હતી? હવે જે જગો કીનો તથા લડાઈ આવી લાગી તાંહાં સગાઇનો દાવો રહયો કાંહાં? વાસતે હવડાં તો તુંને પોતાના જીવ ઊપર રડીઊં જોઇશે." જેવારે કીસે એવો છેલો જવાબ સાંભલીઓ, તેવારે નાઊમેદ થઇને લાચારીથી જેહાનબખશ ઉપર આવેઓ, ને પોતાના હાથમાં એક લોહાનો નેજો હતો તે તેની ઊપર મારેઓ, પણ જેહાનબખશે તે નેજાનો જરબ રદ કરી નાખેઓ તેથી કીસ પોતાના દીલમાં ડરેઓ પણ સાયત એક તદબીરથી તે સાથે મેદાનમાં લડેઓ.

---

## હેકાયત લખી છે કે, મારયો ગયો પાદશાહા કીસ જેહાનબખશના હાથ ઊપર અને સીકસત ખાધી અરબનાં લશકરે.

એમ કરતાં તે નાપાક કીસને જેહાનબખશની સામે ઊભો રેહેવાની તાકાત રહી નહી. તે દેલાવર જાબુલી ચીતાની મીસાલનો હતો, ને તે અરબસતાની ગોસપંદની મીસાલનો હતો. જેથી ચીતાની બરાબરી ગોસપંદથી થઈ શકી નહી. તેવારે કીસે પોતાના દેલમાં અંદેશો કીધો કે, "હું એ જગોથી હરેક તદબીરે નાહાસીને કીલામા જઇ ભરાઊં અને બેહેતર પણ એજ છે કે એની નજદીકથી લગામ ફેરવીને નાહાશું. જેવારે હું એ જગોથી કીલામાં જઈ પનાહ પકડી બેશું તો પછે એકાએક મારી નજદીક કોઇબી આદમી જાદને તો શું પણ આ ફરતા આસમા-

નનેભી તાકાત નથી કે મારાં સર ઉપરના એક બાલનેભી કાંઇ નુકશાની પોંહોંચાડે. એ કીલો એવો જબરદસત છે કે, એની ઉપરથી શીમોર-ગનેભી ઊડી જવાનો રસતો નથી. વાસતે એ કીલામાં એ જેહાનબખ-શથી આવી શકાશે નહી." એવો અંદેશો કરી કીસે પોતાના ઘોડાની લગામ ફેરવી; ને શેતાબ પતજદીના વાની મીસાલ કીલાની તરફ નાહાસ-વા લાગો. તેની આસપાસ તમામ જાદુગરો હતા. તેમાં બદ નસલનો સમાવાત જાદુ તમામ જાદુગરોનો ઉસતાદ થયલો હતો તે સરવે કોઇએ ચાહીઊં કે, એ જગોથી નાહાસીને કીલામાં જઇ પનાહા પકડીએ. તે કીસ પાદશાહાને નાહાસતો જોઇને જેહાનબખશે એક પોકાર મારીને તેને કહીઊં કે, " અય ઊંધે બખતના નાપેકાર, તું એ મીસાલ નાહા-સીને મારા હાથમાંથી પોતાનો જીવ હવે કાંહાં સલામત લેઇ જવાનો છે. અવલ તો તેં મકર તથા ચારા તથા ફરેબ તથા જાદુઈ કીધી; તે વખત મેં તારો ખેઆલ મેલેઓ નહીતો હમણાં તારો દુંબાલો કેમ છોડશ ? તખત ને તાજનો સાહેબ જે પાદશાહોનો પાદશાહા નેક બ-ખત કેખોસરો છે તેના જીવના કસમ તથા તેહેમતન રૂસતમ જેતમામ પાદશાહો ઊપર બુજોરગી રાખેછે તેના જોરને જલકાટના કસમ તથા લશકરની સફનો તોડનાર જે પેહેલવાન ફરામરજ તેની તલવારના કસમ કે તુને એ મેદાનમાંથી સલામત જવા દેઊં નહી. મગર તું એ જંગલ-માંથી સખતવાની મીસાલ જંગલ તથા પાહાડને લપેટી લેઇને નાહાસશે, તોબી તારો ખેઆલ મેલશ નહી. શા વાસતે કે અમારો એ રાહા રસમ નથી; કે જંગલમાં નજર પડેલા શેકારને હાથમાંથી જવા દઇએ. એ રવઇઓ દાનાવ લોકો પણ પસંદ નહી કરે." એવા સખુન સાંભલીને નાપાક સમાવાત જાદુએ જેહાનબખશ ઉપર જાદુઈ પહડવાને વાસતે જોબાન ખોલી; એવામાં સમે ઓરતે એક તીર કમાન ઊપર ચહડાવીને તે નાપાક જાદુગરની પછવાડે પીઠપર જોરથી મારીઓ, તે તીર તેની પીઠ ઉપર કારી લાગો. તેવારે તે બુરા સમાવાત જાદુએ પાછું ફરી જોયું તાંહાં સમેને દીઠી. તેવાર દેહેશત ખાઇને પેલા એકજ તીરે જખમી થયલો મુશલ શેહેરની તરફ નાહાથો, તેની સાથેજ સામે જાદુ સામેલ થયો. એ પરમાણે તે બેહુ નાપાકો જીવ સલામત લઇ નાહાસી ગયા. એમ કરતાં

જેવારે તે બેઉ જાદુગરોથી મેદાન ખાલી થયું, તેવામાં જાબુલી પેહેલવાનો તાંહાં આવી પોંહોંચેઆ, તેઓ પોતાની તલવારો ખેંચીને અરબનાં લશકરમાં જઈ પડેઆ અને તેઓ સાથે લડાઈ શરૂ કીધી. એવામાં જેહાનબખશે ગોસામાં આવી એક તીર કીસ ઉપર મારીઓ તેથી તે તીરે કરી કીસનો ઘોડો ખાકમાં પડયો તેની સાથે તે અરબનો સેરદારભી જમીન ઉપર પડયો પણ શેતાબ ઉઠી પાઈં પેઆદો નાહાસવા લાગો.

એવામાં તે જગોએ જંગી જેહાનબખશ આવી પોંહોચીઓ, તેનામદારે તલવાર ખેંચીને તેનો રસતો બંધ કીધો. તેથી તે બેચારા થયલા કીસે, પોતાનાં સર ઉપર ઢાલ પકડી પણ તે દેલાવરે કીનાથી તેનાં સર ઉપર એવોતો જખમ મારેઓ કે, તે નાપેકાર સરથી તે સીના લગી ચીરાઇ ગયો. તેવાર પછે જેહાનબખશે પોતાનું મોહો અરબનાં લશકરની તરફ કીધું, ને જે કાંઇ પોતામાં મરદાનગી હતી તે તે જગોએ દેખાડી; ને અવલતો તે અરબના જુંડા ઉપર તલવારનો જખમ મારી તે નાપાકોનો જુંડો કલમની મીસાલ કાપી નાખીઓ. જેવારે તરમાહે એ રવેશ લડાઈ દીઠી તેવારે જોયું કે અરબ લોકોનો દાહાડો બરગસતે થયોછે તથા એ જમાનો ઉલટો ફરેઓછે, તેવારે તરમાહા શેતાબ પોતાના ઘોડા ઊપરથી ઉતરીને પાઈંપેઆદો થઇને હાથ બકશ કરી જેહાનબખશાની નજદીક મીનત તથા આજેજીથી સખુન બોલી દોઆ કરી કેવા લાગો કે, "તું જેહાનનો પેહેલવાંન હમેશે ખુશી ભરેલો રેહેજો, અને હરેક ગમથી તથા દરદથી આજાદ થાજો; તારા તમામ મુદઈ લોકોના તન હવે ખુન તથા ખાકમાં લપેટાયાં છે. તારા તમામ દુશમનો ઊંધા પડેઆ છે. પણ હું તો બબર શોહેરનો રેહેતારો છું, મને એ બાબુલી લોકો સાથે બેશીભી નથી. એ કમબખત લોકોએ પોતાને જોરે મને એ જગો ખેંચી મંગાવેઓ હતો, અને મને નાહક તારી સાથે દુશમની કરાવી, પણ આકેબત બેતેભી ખાનેખરાબ થયો. ને મનેભી આએ બુરાઇમાં નાંખેઓ. એવા એ નાપાક લોકો સેતમગાર હતા, પણ અય નેક બખત પેહેલવાન, હવે જેવારે તમામ અરબસતાની લોકોનાં બખત બરગસતે થયાં, ને જાદુગર લોકો મારેઆ ગયા ને તારો યાર પાક યજદાં થયો તો હવે અમો બેગુનાહ લોકોને નાહક ઇજા મા દે. હું તો જાલેજરના

બેટા જેહાન પેહેલવાન રૂસતમનો ગોલામ છું. તું તજવીજ કર કે, જે ઈરાન જમીનનો બુજોરગ જાદો એ તરફ આવેઓ હશે તેની ખેદમતમાં મેં ફરમાબરદારીની કમર બાધેલીછે અને તેની ચાકરી કીધેલીછે. વાસતે એ નામદાર સેરદાર અગરજો તુંભી હોકમ કરે તો તારી સાથેભી હરેક જગો આવું ને તારો સખુન જે કમજીઆદે હોય તેને રદ કરૂં નહી. તારી સાથે મગરેબ જમીનમાં આવી તે જગોની અગવડ ભરેલી રાહાથી તુને વાકેફ કરૂં. તથા હું તારો રેહેનોમાં થઈને તુંને સારે મારગે મગરેબ જમીન લેઈ જાઊં કે, તું મગરેબના દેવો ઊપર કીનો લે." એવી જારી તથા આજેજીની વાત સાંભલીને જેહાનબખશે તેનું ખુન માફ કીધું ને પોતે હસીઓ, પછે તેને કહીઊં કે, "મેં તારી તકસીર માફ કીધી, અને તે નેકબખત પાદશાહા કેખોસરોની દાદથી માફ કીધીછે. પણ તારી સાથે હું એક શરત કરૂંછું કે, તું મારી સાથે આવે ને મગરેબ જમીનના હેરેમંદોનું ઠેકાણુ મને દેખાડે." એ રવેશ તે તરમાહા સાથે એતેફાકથી શરત કીધી. તેવાર પછે ઘણાએક અરબોને મારેઆ. તેમાં જે કોઈ નામના ઉઠાવનારા તીસ હજાર અરબો હતા તેને જીવથી મારેઆમાં આવેઆ, અને બીજા જખમી થયા તેનો કસો સુમાર હતોજ નહી. પછે જેહાનબખશે બેલદાર લોકોને બોલાવીને હોકમ કીધો કે, એ બાબુલનો કીલો ખોદી નાખે. તેજ વખત બેલદાર લોકોએ તે કીલો ખોદીને જમીન સાથે બરાબર કરી નાખેઓ ને નાપાક જોહાકના તોખમના જાદુગરોથી જેહાન પાક કીધી.



## હેકાયત લખીછે કે, ગોફતેગો કીધી જંગી જેહાનબખશે તરમાહા સાથે તથા બખશીઊં તેફસુન, એબને સલામ નામના અરબ શાહજાદાને.



જેવારે બાબુલના તમામ જાદુગરોને મારેઆ તેવારે જેહાનબખશનો નજદીક એબને સલામ નામનો અરબસતાનનો શાહજાદો આવેઓ, તેને જેહાનબખશે તેફસુનના મોલકની પાદશાહી બખશી. અને

સરવ કોઇને કહીઉં કે, "એના તાબામાં રેહેજો." તે એબને સલામ ઘણો દાના ને મેહેરબાન દેલનો હતો, તેથી તમામ અરબસતાનની રઈઅત તે શાહાજાદા ઊપર રાજી હતી તેથી તેફસુનની તથા બગદાદની પાદશાહી તેને આપી. જેથી તે દાના શાહાજાદાએ નાપાક જોહાકની રાહા રસમ છોડી, ને દાદગર પાદશાહા કેખોસરોની દીનનો રવઇઓ ચલાવેઓ, કે તેથી તમામ જેહાનને નેકબખતીનો નસીબો પોંહોચેઓ. પછે જેહાનબખશે કીસના ખજાનામાંથી કેટલોએક સામાન તથા ઘોડા તથા ભારબરદારી ઊંટ તથા ખચરો પોતાની સાથે લીધાં, ને તરમાહાને ભી ઘણોએક નાદેર સામાન બખશીઓ, તેથી તરમાહા જેહાનબખશ ઉપર પોતાનો જાન ફેદા કરવા લાગો ને તેની ખેદમતમાં કમર બાંધી.

એમ કરતાં જેહાનબખશ એક હફતા લગી બગદાદ શેહેરમાં રહયો, તાંહાં બેસુમાર સખાવત તથા બખશેશ કીધી; પછે જેવારે હફતો તમામ થયો તેવારે આઠમે દન જેહાનબખશે તરમાહાને એમ કરી કહીઉં કે, "એ સાચા દેલના, તું એ સર જમીનનો ભોમીઓ છે વાસતે મને કેહે કે, "મગરેબ જમીન જવાની રાહા શી તરેહની છે અને તે જગોથી જરનેગાર શેહેરની તરફ જતાં ખુસકી તથા તરીમાં કેટલાંએક મકાન છે; અગર જો તું રાસતી બોલશે અને નેકદીલીથી મારી સાથે ચાલશે તો જેવારે હું તે જગો દેવો ઉપર ફતેહે પામીને પાછો ફરશ, તેવારે મજ થકી જે કાંઈ ખુબી થશે તેવી ખુબી તારા બાબમાં કરશ, કે જેથી મારા બુજોરગોનાં નામને સરફરાજી થાય. પાક દીનનો પાદશાહા કેખોસરો તુને નવાજીને અરબના મોલકમાં પાદશાહા કરશે, ને હું તુંને પોતાનો દોસત કરી જાણીને હર જગો તુંને કામે લાગશ, તથા જેહાન પેહેલવાન રૂસતમ તુંને આબરૂ આપવાને વાસતે હરેક મજલેસમાં બેસશે; તાંહાં તારી યાદમાં શરાબની જામ ઊઠાવશે; આ અગર એક સખુન જુઠો તથા દગાબાજી ભરેલો તારો સાંભલશ તો તેજ વખત તારી જીંદગાનીથી હાથ ધોવાડશ; યાને તુને જીવથી મારશ. જે કોઈ દાના મરદ છે તેઓને રાસતી બોલવું લાજમ છે, શા વાસતે કે, જે સાહેબે એ બુલંદ આસમાનને બગેર થંબે ઊભો રાખેઓ છે, તે રાસતીથી ઉભો રાખેઓ છે." તેવારે તરમાહે કહીઉં કે, "અય પેહેલવાન,

મેં મારૂં તન તથા જીવ તારે ઊપર ફેદા કીધો છે તો હવે હું તારી સાથે જુઠી વાતનો પેશો શા વાસતે કરૂં. મારો ખાતેર નીશાન થઈ છે કે, તેફસુનના પાદશાહા સાથે તેં શું કીધું ? જોકે તેણે તારી સાથે જરા સરકશી કીધી તો ખોહારીથી મારેઓ ગયો, ને શાહાજાદા એબનેસલામે તારી સાથે સલુક રાખીઓ તો તેફસુનની તથા બગદાદની પાદશાહી પામેઓ. નેકીનો બખશનાર પાક દાદાર કે જે સાહેબથી જેહાનના દરમેઆનમાં દાના આદમીઓ બુજોરગી પામેછે તથા જેથી કોઈ બીજો બુજોરગ નથી એવા પાક યજદાના કસમથી હું તુંને કહું છું કે, તારી નજદીક એક બાલ બરાબર જુઠું બોલું નહી. અવલ તો તુંને આ જગોથી મુસલ શેહેર યા હલબ શેહેરની તરફ રાત દન મંજલ દર મંજલ જવું પડશે. તેવાર પછે એક દરીઆવ આવશે, તે દરીઆવમાંથી પાર ઊતરવું પડશે. જેવારે તે દરીઆવમાં છ મહીના લગી રાત દન કીસતી હાંકશે તેવારે તેના પાછલા કીનારા ઉપર એક સેરદાર છે, જે અજબ એક તરેહેની બલા છે તે જણાશે. તે ધણો લડાયક છે. તેનું નામ તરાકુશ કરી કેહેવાય છે. તે જો ચાહે તો દરીઆવમાંથી એક દમમાં જીવતાં મગરમછનેભી ખેંચી લે છે. તે હબસી લોકોનો પાદશાહા છે, અને ધણોએક નાપાક ને જોલમગાર છે, તેથી તે જગો ખુસકી તથા તરીમાં જે કોઇ જાય છે તેને રંજ તથા શકતી સીવાય કાંઇ બીજું પોંહોંચતું નથી. તે હબસીનાં શેહેરનું નામ તરબલુસ કરી કેહેવાય છે. શેહેરની રઇઅત ઉપર તે નાપાક તરાકુશ ભારે જોલમથી દરદ તથા રંજ વરસાવે છે. તેનું લશકર ધણું છે અને તે તમામ હબસી લોકોનું છે. તરાકુશ પાદશાહા પોતેબી હબસીજ છે. તે જગો જતાં દરીઆવમાં તું ચાલીશ જંજીરા જોશે, જેમાં તુંને ધણીએક અજાયબી દેખાશે. અય દેલાવર, તે દરીઆવથી ઉતરી તું આગલ ચાલશે, પછીની તમામ રાહા ખુશકીનીછે. તે રાહામાં ચાલતાં તુંને એક હફતેખાન નડશે કે જીઆં તું એકદમ ઉભો રેહેવા પણ માગશે નહી, અને તીઆંથી પીઠ ફેરવીને નાહાસવા માગશે. નાપાક દેવો, અજાયબ શોકલના ભુતો, જાદુગરો, લડાયક અજદાહો તથા બીજાં ધણાં નાપાક દરંદાં જાનવરો તે રાહામાં છે, તેજ રસતા ઉપર એક રોઇન નામનો તલેસમ જે ઉપર થઇને રોશન ર-

બાનનો સામે સવાર એક મરતબે પસાર થઈ ગયો હતો. તે હફતેખાન જેવારે તું તમામ કરશે તેવાર તુંને શેદેચલીપાનો રસતો માલુમ પડશે. તે રાહા એવી સખત છે કે, તમામ રાહામાં બેસુમાર દેવોનાં ટોલે ટોલાં બેઠેલાં છે. જેવારે તું તે રાહા પસાર કરે તેવાર પછે તું કેહેકામ દેવને દેખશે. અય દેલાવર પેહેલવાન, એ જે વાત મેં તુંને કહી એમાં અગર એક સખુનબી જુઠો પડે તો તરતજ મને મારી નાખજે. જે કોઈ પોતાના મીઠા જીવથી ધરાઇ ચુકેલો હોય તેજ એ રોઇન તલેસમની તરફ જાય. યાને એ તલેસમમા જે જાય છે તે જીવતો પાછો આવતો નથી." તેવારે જેહાનબખશે તેને કહીઊં કે, "અય નામદાર, તું જો કે પાક યજદાની મદદથી હું શી રવેસ તે સખત રાહામાં દેવો તથા દરંદાં જાનવરો સાથે લડાઈ કરીને આગલ ચાલું છું. અય નામદાર એક કામ કર કે, તું મારી સાથે રહીને તે જગોની નીશાન મને બતાવતો રેહે તો પછે જો કે શી રવેશ હું તે જગોનદેવો સાથે મરદાનગી કરૂં છું." એ રવેશ તે બેહુ નામદારો ગોફતેગોમાં હતા એવામાં શમે પરી તેઓની નજદીક આવી ઊભી. તેણે જેહાન બખશને કહીઊં કે, "તું અવલ એ જગોથી હલબની તરફ જજે પણ રાત દન યા કોઇ બીજે વખતેબી રાહામાં આશાએસ ના કરતો કારણ કે, હું તારી સાથે મદદને વાસતે આવું છું ખરી પણ હું તે રાહામાં કબી પછવાડે અને કબી આગલ ચાલીસને હરેક વાતથી તુંને ખબરદાર કરતી રેહેવશ."

---

## હેકાયત લખી છે કે, નામું લખીઊ નામદાર જેહાનબખશે હલબ શેહેરના આક નામના પાદશાહા ઊપર, તથા જાદુઈ કીધી નાપાક સમાવાત જાદુએ તે નામદાર ઊપર.

---

જેવારે ખોરશેદે પોતાનું જરી છતર ઊઠાવીઊં, તથા રાતનો સીહાકીલ જેરોજબર થઈ ગઈ, યાને બામદાદનો વખત થઇ રોશન આફતાબ બાહેર નીકલેઓ, તેવારે જેહાનબખશે તેફસુન શેહેરથી આગલ કુચ કીધી.

તેની સાથે જેહાનનો ફરનાર તરમાહ રેહેબર હતો. એમ કરતાં લશકર સાથે રાતદન દરમજેલ ચાલેઆબાદ તેઓ હલબ શેહેરનાં મેદાનમાં જઇ પોંહોં ચયા. તે શેહેરનો પાદશાહા આક નામનો હતો, જેતબીઅતનો ઘણો નાપાક, તથા બદ નજરનો હતો. તે નાપાક પાદશાહામાં બેમરવતાઇ ઘણી હતી. તેપણ મગરેબ જમીનની સરહદમાં કેહેવાતો હતો તેની પાસે કીના ભરેલું ઘણું લશકર હતું. તે પાદશાહાને આગલથી જેહાનબખશની ખબર હતી; તેથી તેનાં દીદાં હમેશે તે નામદારના આવવાની રાહા ઉ-પર રેહેતાં, એવામાં સમાવાત જાદુ મુશલ શેહેરથી તેની નજદીક આ-વેઓ તેણે તેને ખબર કીધી કે "ફરામરજનો બેટો કીના ભરેલો થઇ લશકર સાથે મગરેબ જમીનની તરફ જાયછે. તેણે અરબસતાનના કીસ પાદશાહાની ધુલ કાહાડી નાખી તમામ અરબનાં લશકરને તારાજ કીધુછે. તેની સાથે સરાયજીની પણ પોતાનાં લશકર સાથે શામેલ છે. તે સરવ કોઇ શેતાબ વાની મીસાલ રાહા માપતા તારા હલબ શેહેરની ન-જદીક આવી પોંહોંચઆછે." જેવારે આક પાદશાહે એવી ખબર સાં-ભલી તેવારે તે નાપાક પોતા ઊપર પેચ ખાઇને સમાવાત જાદુને કેહેવા લા-ગા કે, એ વાતનો હવે ચારો શું કરીએ? ને એ ફરામરજના બેટાની સાથે શી રવેશની લડાઇ કરીએ ! એ બદ નસલનો જાબુલી તો ઘણો જબર દસત કેહેવાયછે અને તેની દેહેશતથી તો આસમાન ઉપરનો આફતા-બભી પોતાની ચાલ ભુલી જાયછે. જાલેજરના ખાનદાનમા એ છોકરો ઘણો જબરદસતછે. એ છોકરાની દલેરીનો આવાજો તો જેહાન પેહેલ-વાન રૂસતમની મીસાલનો સાભલવામાં આવેછે." તેવારે સમાવાત જા-દુએ તેને કહીઊં કે "અય પાદશાહા, તું એવડો ગમગીન શા વાસતે થાયછે ? એ બદ બુનીઆદના છોકરાનો એલાજ હું કરૂં, ને એનાં ઈ-રાની લશકરની નીશાન કસી રેહેવા દેઊં નહી. વાસતે તું તારૂં હબસીનું લશકર તઇઆર કર ને લડાઇની સફ સમાર. હવે બેસી રેહેવાનું કામ નથી. અગર જો તું એ વખતમા બેસી રેહેશે તો તારૂં તમામ લશકર તથા તું સરવ મારેઆ જશો. એ જેહાનબખશ તો ગોયા એક નર અ-જદાહાની મીસાલનો છે; તેથી મગરેબ જમીનના દેવોની લડાઇને વાસતે દોડેઓ જાય છે. અગરચે કેહેકામ દેવ ઘણોભી જબરદસતછે તોભી એ

પેહેલવાન તે દેવની ગરદ્દ કાહાડી નાખશે. તેનું લશકર તમામ જાબુ-લી પેહેલવાનોનું છે. તે લોકોએ પોતાની કાબુલી તલવારે કરી તમામ બાબુલ જમીનના જાદુગરોને જીવથી મારેઆ છે." એ સાંભલીને ના-પાક આક પાદશાહા ઘણો ઘાભરો પડી ગયો, અને પોતાનું સર નીચું નાખીને અંદેશો કરવા લાગો કે, "તે જેહાનબખશનું લશકર હલબ ઊપર આવીશેં એ ખબર તો દરૂસત છે." એમ કરતાં જેહાનબખશ-નાં લશકરે હલબ શેહેરથી તરણ મંજેલ દુર આવીને દેહેરા મારીઆ અને તીઆંજ મકાન કીધો.

જેવારે જાબુલી લશકરે દેહેરા મારી મકાન કીધો તેવારે જેહાનબ-ખશે એક સવારને આક પાદશાહા પાસે મોકલીને જોબાની પેગામ કેહેવાડયો કે, "મને તરબલુસની તરફ જવાનો રાહા બતાવ ને દરીઆ-વની તરફ જવાનો રસતો આપ કે મારાં લશકર સાથે હું મગરેબ જ-મીનની તરફ જાઊં. તું એવું ના કરતો કે જેમ કીસ પાદશાહે પોતાની સરકસીએ કરી પોતાનું અરબસતાન શેહેર વેરાન કીધું, તે મીસાલ તારૂં હલબ શેહેરભી વેરાન થાય. મને કોઈ સાથે લડાઇ તથા કીનો નથી; મગર મગરેબ જમીનમાં નાપાક કેહેકામ સાથે લડાઇ કરવી છે તે સીવાય જે કોઈ મારી સાથે સલુક વાપરે તેને હરગેજ આજાર દેઊં ન-હી. અરબસતાનના પાદશાહા સાથે હું એટલા વાસતે લડીઓ હતો કે અવલ એ જગોની જાગીર, બુજરોગ ખાનદાનના પેહેલવાન જે જંગે સાવરાન કેહેવાય છે તે નામદારને ઇરાન જમીનના પાદશાહે બખશેલી છે, પણ થોડુંક થયું તે જગોના અરબ લોકો સીરજોરી કરીને તે જંગે સાવરાનનો હોકમ બજા લાવતા નહી હતા, તેથી મેં ઇનસાફને ખાતર તેની સાથે લડાઈ કરીને પાછી તે જગો મેં મારા કબજમાં કરી છે. પાદશાહા કેખોસરોનો હોકમ લેઇને તે જગોની સેરદારી જે અસ-લથી જંગે સાવરાન કરતો આવેછે તેને હવાલે કરશ." જેવારે આક પાદશાહે જેહાનબખશનો એવો પેગામ સાંભલીઓ તેવારે તે તમામ વાત તેને પસંદ નહી આવી. બુરા જમાનાએ તેના સરને ફેરવીઊં જેથી તે નાપાક સમાવાતના કહેવાથી ગુમરાહા થઇને પોતાનાં લશકરનો નાહક પોતેજ દુશમન થયો. એમ કરતાં સમાવાત જાદુ રાતને વખત રાહાના દ-

રમેઆનમાં આવેઓ તેણે પોતાની જાદુઇએ કરી એકાએક માહાતાબને સીહા કરી નાખેઓ, તેથી ઇરાની લશકરનીભી આંખો એવી આંધલી થઈ ગઇ કે કોઇ એક બીજાને જોઇ શકે નહી. આથી સરવે કોઈ અ-જબ રહી તોબા કરી કેહેવા લાગા કે, "વલી એ જગો આપણા ઊપર શું નવું આફ્‌ત પેદા થયું કે, આપણી દીન તથા મજહબ સરવ સીહા થઈ ગયું. યાને એ આફ્‌ત આગલ આપણને હકતાલાની બંદગીભી કરવી સુહુજ પડતો નથી." તેવારે જેહાનબખશે બુઢા સરાયજીનીને પુછીઊં કે, "વલી એકાએક એ જેહાનનો રંગ એ રવેશ કોલની મીસા-લ સીહા થઈ ગયો, એ શું હશે ? હું નથી જાણતો કે, એવી સીહાઈ કાંહાંથી પેદા થઈ હોશે ?" તેવારે બુઢા સરાયજીનીએ કહીઊં કે, "એ તમામ આફ્‌ત નાપાક જાદુગર લોકોનાં મકરથી છે, અને તેથી આપણાં લશાકરમાંથી બાહાર નીકલીને જોવું જોઇએ કે, એ તમામ સીહાઇ કેઈ તરફ્‌થી આપણાં લશાકર ઊપર ઊતરે છે. અગર જો કોઈ એસારો મા-લુમ પડે તો હવડાં તે કમબખતને મારી નાખીએ." એ રવેશ ગોફ્-તેગો કરીને પછે સરાયજીનીએ અફ્રીતને કહીઊં કે, "તું શેતાબ આ-પણાં લશાકરમાંથી બાહાર નીકલીને ડાહાભી તથા જમણી તરફ્ જો કે, એ આફ્‌ત કાંહાંથી આપણાં લશાકર ઊપર ઉતરે છે ? મગર કોઇ જાદુ-ગર એ કામ કરતો જણાય તો તે નાપાકને તું શોધી કાહાડે તો પછે આપણા લશાકરમાંથી એકુ દેલેરને મોકલીને તે નાપાકને રોસવા કરાવી-એ; અગર નહી તો આપણા ઊપર કામ વધી પડશે ને એ નાપાકોની જાદુઇથી આપણું લશાકર સખતીમાં આવી પડશે. આપણને તો હજુ આગલ ઘણી રાહા દુરદરાજ જવું છે, અને રાહામાં આપણો વાલી પાક યજદાં સીવાય કોઈ બીજો નથી." જેવો સરાયજીનીએ એવો હોકમ કીધો તેવોજ અફ્રીત દેવ લશાકરમાંથી બાહાર નીકલીઓ કે તે ચારા-ના કરનાર નાપાક જાદુનું સર તેનાં તનથી જુદું કરી તેને લઈ આવે. એમ કરતાં તે નરે દેવ હર તરફ્ ડાહાભો તથા જમણો ફરેઓ, પણ તે નાપાક જાદુગરની નીશાન કેથી પામેઓ નહી. એવામાં રાહાના દરમે-આનમાં તેને એક બીજો દેવ મલીઓ તેણે અફ્રીતને કહીઊં કે, "અય જમાનાના દેવ, એ આફ્‌ત જેહાનબખશનાં લશાકર ઊપર નાપાક

સમાવત જાદુએ કીધું છે. તેણે પોતાની જાદુઇએ કરી એ લોકો ઉપર જેહાન સીહા કરી નાખી છે. તેટલું છતાં તે દેવ તુંને જોયછે તેવારે તારી દેહેશતે કરી તુરત પાહાડની કંઢણમાં છુપો થઈ જાય છે. મારી ખાતેર નીશાન છે કે, અરબસતાનના તરમાહ સીવાય કોઇ બીજો તેની નજદીક જઇ શકે નહી. હરેક તદબીરે કરી તે નાપાક જાદુગરને તમારે મારવો જોઇએ; અગર નહી તો તે નાપાકના હાથથી ઇશની લશકર ઊપર આફ્ત વધી જશે." જેવારે અફ્રીત દેવે એ સખુન સાંભલીઆ તેવારે પાછો ફરી પોતાનાં લશકરમાં ગયો.

---

## હેકાયત લખી છે કે, મોકલીઓ જેહાનબખશે તરમાહને સમાવાત જાદુની નજદીક અને ગોફ્તેગો કીધી તેણે તે જાદુગરની સાથે

એ ખબર જેવારે અફ્રીત દેવે જેહાનબખશને કીધી, તેવારે તે ઘણો અજબ રહીને શેતાબ તરમાહને પોતાની નજદીક બોલાવીને તમામ દાસતાન તેની આગલ કહી કે, "અય નામદાર તું ચારાનો કરનાર છે, તો હવડાં આપણને એક કામ આવી પડીઉં છે, તે વાતનો તું ચારો કર ને સમાવાત જાદુ ઉપર એક હીલો નાખીને તે નાપાકની બેહુ બાજુ સખત પથરની મીસાલ બાંધીને એ જગો મારી નજદીક લાવ, કે તેથી આપણું કામ ઘણું બેહેતર થાય." જેવારે તરમાહે પાદશાહા કેખોસરોના સપેહેસાલાર જેહાનબખશનો એવો હોકમ સાંભલેઓ, તેવારે ખુશી થતો લશકરમાંથી બાહાર નીકલેઓ કે, તે નાપાક જાદુગરને પેદા કરે. તે સીહા રાતને વખત ઘોડાની લગામ છુટી મેલીને જંગલમાં હર તરફ ફરવા લાગો કે, તે જાદુગરને શોધી કાહાડીને કાબુ પામે તો તેની ગરદ કાહાડી નાખે. એમ કરતાં સમાવાતે તેને દુરથી દીઠો તેવારે ખુશી થતો તરમાહાની તરફ દોડતો આવેઓ ને તેને કહીઉં કે, "અય નામદાર પાદશાહા, તારૂં કામ એ જમાનાથી શી રવેશ ફરી ગયું ને તુંને શું ખશબી પોંહોંચી? ને તારૂં લશકર શાથો બરહમ મલી ગયું?

તારૂં તખત તથા તાજ એકાએક કેમ કરી બરબાદ થયું ? ને તું એ જંગલમાં એ રવેશ દીવાના આદમીની મીસાલ શા વાસતે ઘોડો દપ-ટાવતો ફરેછે ? અગર શું તું કંઈ ચીજની ખાહેશ રાખે છે ? તારી જે કાંઈ મોરાદ હોય તે મારી નજદીક કેહે." તેવારે તરમાહે મકરથી કહીઊં કે, "અય હોનર ભરેલા જાદુ, મારાં સર ઊપર જે કાંઈ આફ્ત પડીઊં છે તેની વાત હું તારી નજદીક શું કહું ! એ જમાનાએ એકા-એક મારાં સર ઊપર ખાક નાખી, તેથી લડાઈના મેદાનમાંથી મારૂં લશ કર તમામ આજેજ થઈને નાહાઠું; અને હું એ સગજીને તોખમના જેહાનબખશના હાથમાં કેદ પકડાયો છું. હું નથી જાણતો કે, હવે પછે તે જેહાનબખશ મારે ઊપર શું આફ્ત ગુજારશે. મને લાગેછે કે કોઈ વખત તેની તલવારે કરી મારી આખેર આવશે; એવાં ભારી દરદમાં હુ પડેલો છું, એના હાથથી છુટવાનો કશો એલાજ હું નથી જોતો. એ જેહાનબખશના હાથથી મારો તેફ્સુનનો મોલક ખરાબ તથા વેરાન થયો ને અરબ લોકોનાં લોહીની નદી હરતરફ જારી થઈ છે. તે જગો અ-રબનું લશકર તથા તેઓનો પાદશાહા કીસ કોઈ સલામત રહીઊં નથી, ને હમો લોકને જેર કરીને હવે વલી એ હલબની તરફ લડાઈનો કસદ કરી આવીઓ છે કે, હલબના પાદશાહા આક ઊપર જમાનો સીહા કરી નાખે, પણ આજ બે દાહાડા થયા હું તે પેહેલવાનનાં લશકરમાંથી નાહાઠો છું, તેથી હર તરફ ફરીને ચારો જોઊં છું કે હવે હું કાંહાં જા-ઊં." તેવારે સમાવાતે તેને કહીઊં કે, "પાદશાહા આકે નરે શેરની મીસાલનું લશકર એકઠું કીધું છે, તેથી આજ રોજે તે જેહાનબખશના લશકર ઊપર સબેખુન મારશે. બીજું તે એમ કરી કેહેછે કે, એ જાબુલી લશકરમાંથી એક શખસને પણ જીવતો જવા દેઊં નહી. અ-ગરજો એ મોલકથી આગલ જાય તો એ લોકો ઉપર તેફ્સુનનો કીનો લેઊં." તેવારે તરમાહા મકરથી તેને કેહેવા લાગો કે, "અય સમાવાત તું તો કાંઈ જાણતો નથી, પણ ઇરાની લશકરની આંખમાં તો જેહાન સીહા થઇ છે તેથી તે લોકો તો આંધલા થઈ બેઠા છે, ને જેહાનબખશ પોતે નાદાનીથી લશકરને એ જગો લેઈ આવેઓ તેથી તમામ લશકર ખતંગ આવીને જેહાનબખશ ઉપર ગોસો કરેછે તેથી જેહાનબખશ-

પોતાનાં કામથી પસેમાન થાયછે ને એ જગોથી નાહાસી જવાનો ચારો ઘણોભી જોયછે પણ કોઇ જગો નીકલી જવાનો રસતો તેને સુજ પડતો નથી." એ રવેશ ગોફતેગો કરી સમાવાત તથા તરમાહ એ બેહુ એકઠા થઇને આક જંગીની તરફ ગુમરાહીથી ગયા. જેવારે હલબના પાદશાહે તરમાહને દીઠો તેવારે તેને અરબસતાનની ખબર પુછી.

તરમાહે પોતાનો તમામ હકીકત તેની નજદીક કહી, તેવારે તમામ હકીકતથી અજબ રહી બોલીઓ કે, "અય તરમાહ, આજ રોજે હુ ઇરાની લશકર ઉપર સબેખુન મારવા જાઊં છું; વાસતે તું મારી સાથે રહીને જો કે શી રવેશથી હું જેહાનબખશનાં લશકરને બરહમ મારૂં છું. જેવાર હું એ બદ નસલના જાબુલીને મારશ, તેવારેજ મારી પાદશાહી કાયમ થશે. શા વાસતે કે, એ નાપેકાર સામેસવારના તોખમનો છે. તું જાણતો નથી કે, જેવારે એ જેહાનબખશનો નેઆગાન તેહેમતન રૂસતમ હમાવરાનના મોલક ઉપર આવેઓ હતો તે વખત તેની સાથે ભારી લશકર હતું તેણે મીસરના પાદશાહાને લડાઇના મેદાનમાં મારયો; ને મીસરનો મોલક તારાજ કીધો. તેવાર પછે સામ શેહેરના, તથા બબર શેહેરના પાદશાહોને મારેઆ; તે વખત તેના જાબુલી લશકરમાંનો એક સવારભી મારેઓ નહી ગયો હતો. વાસતે તે દાહાડા ઊપર તારો નેઆગાન તથા મારો નેઆગાન એ બેહુ પાદશાહા મોફત મારેઆ ગયા છે ને હવડાં જેવારે તે રૂસતમનો નબીરો એ જગો લડાઇને વાસતે આવેઓ છે; તેવારે આપણે એક દેલ થઇને એ સગજી જાદાને મારી લઇએ કે તેથી સામેસવારનાં ખાનદાનના લોકોનાં દેલ કબાબ થાય." એ સખુન સાંભલીને તરમાહ હસીઓ; ને કહીઊં કે, "અય પાદશાહા, હું પોતાના દેલમાં એ નાપાક જાબુલી લોકો ઊપર ઘણો કીનો રાખુ છું. એ નાપાકોથી મારૂં દેલ ઘણું નાખુશ રેહે છે. વાસતે એ લડાઇમાં હું તારી સાથે આવું પણ તારી સાથે અવલ એક શરત કરૂં છું કે, હું જેમ કહું તે મુજબ તું કામ લીએ.



## હેકાયત લખીછે કે, સબેખુન મારીઊં જેહાનબખશનાં લશકર ઊપર આક જંગીનાં લશકરે તથા પકડાયો ગયો સમાવાત જાદુ અફ્રીત દેવના હાથ ઊપર.

જેવારે તરમાહે આક સાથે એવો કોલકરાર કીધો તેવારે તે નાપાક હબસીએ ખુશી થઇને તરમાહાને પોતાનાં લશકરની હરેલ રાખેઓ, ને નાપાક સમાવાત જાદુને લશકરનો સપેહેસાલાર કરીને પોતાનાં હબસી લશકરમાંથી દશ હજાર સવાર હેરેમનની મીસાલના કાહાડેઆ તથા બીજા દશ હજાર સવાર અરબસતાની હલબ શેહેરમાંથી બાહાર કાહાડેઆ. તે તમામ લશકર આક પાદશાહે ફરતુસને હવાલે કરી શેરમરદ તરમાહને આગલ કરી તેની પછવાડે રવાને કીધું. તેવાર પછે બીજા દશ હજાર સવાર બદસુરત હબસી જે ઘણા તલવારના મારનારા હતા તેઓને પેલાં આગલાં લશકરની મદદે મોકલેઆં, તે ફોજની સેરદારી કલીસ નામના હબસીને આપી. તેને કહીઊં કે, "આજ રાતે તમોમાં જે કાંઈ હોનર હોએ તે છુપાવી રાખતા ના ને એવું કામ કરજો કે, એ ઇરાની લશકરોમાંનો એક સવાર જીવતો રેહે નહી. તે કરતાં તમો કસી વાતે ડરતામાં; એ ઇરાની લશકરનો સેરદાર તો એક નાદાન છોકરો છે." એ રવેશ પાદશાહા આકનો હોકમ સાંભલીને નાપાક કલીસ હબસી પોતાનાં લશકર સાથે બાહાર નીકલેઓ, ને જેમ દોજખમાંથી હેરેમન ગોસા ભરેલો થઈ બાહાર નીકલે તે મીસાલ આગલ ચાલેઓ. તે નાપેકાર આક હબસીએ તરણ લશકર એક બીજાની પછવાડે મોકલેઆં. તે લશકરના લોકોએ વાત કરવાથી પોતાનાં મોહોડાં બંધ કીધાં ને સીહા ધુઆની મીસાલ ઇરાની લશકરની તરફ ચાલેઆ. તેવાર પછે નાપાક કીસ પોતાની સાથે બીજા તીસ હજાર સવાર લેઇને બાહાર નીકલેઓ.

હવે પેલી તરફ દેલેર જેહાનબખશ ઘણો આજોરદે થઇ તે નાપાક જાદુગરોની જાદુઈથી લાએલાજ થઇ બેઠો; એવામાં રાહાના દરમેઆન-માંથી હલકારા લોકો દોડેઆ આવેઆ તેઓએ જેહાનબખશને ખબર કીધી કે, "આજ રાતને વખત હલબ શેહેરમાંથી ઘણુંએક લશકર બાહાર નીકલીઊં છે. તે નાપાક લશકર તમામ બદ રાહાછે; ને ચેઆર ક-

ટકે તેઓ એક એકની પછવાડે ચાલેઆ આવેછે. તે ચાર લશકરમાં ચાર સેરદારો છે તે ચોરની મીસાલ ચારે તરફથી આવીને ચોતરફથી હોમલો કરી આપણાં લશકર ઉપર આવી પડવાના છે, કે આપણાં લશકરનાં લોહીએ કરી જમીનને લાલાના ચમનની મીસાલની કરે." એ ખબર સાંભલતાં વાર શેતાબ જેહાનબખશે ઉઠીને લડાઇનું બખતર પેહેરીઉં; ને પાહાડની મીસાલના ઘોડા ઊપર સવાર થઇને શેતાબ સરાયજીનીનાં દેહેરાંની તરફ આવી તે બુઢાને ખબર કીધી કે, "આકનું લશકર કમીગાહા કરતું આપણા ઉપર સબેખુન મારવા રાહામાં આવી પોંહોંચીઉંછે." તેવારે સરાયજીનીએ પોતાનાં લશકરના લડાયક દેવોને શેતાબ હોકમ કીધો કે, સરવ કોઇ દેવ લોકો આપણા લશકર સાથે તઇઆર થાય." જેવારે એ રવેશ દેવોને પાદશાહા સરાયજીનીનો હોકમ થાયો તેવારે તે દેવોનાં લશકરમાં જે કોઇ સેરદારો હતા તેઓ તઇઆર થયા. તેમાં કેવાન દેવ, મુરજાન દેવ, ફરગાર દેવ, ફરહંગદેવ, સમદુન દેવ, ખરચંગ દેવ, હેરમાન દેવ, માહાન દેવ, માહાદેવ, હારેસ દેવ, તથા ગન દેવ એ વગેરે બીજા ઘણા જબરદસત દેવો જે સરાયજીનીના તાબામાં હતા તેઓએ ગોસા તથા કીનાથી કમર બાંધી, બાહાર નીકલી રાહામાં જઇ એક તરફ છુપા થઇ કમીગાહા કરી બેઠા. તે દેવોમાં અફરીત દેવ સેરદાર હતો. તેઓ તે રાતે ગોયા શીકાર મારવા ગયા હોય તેમ લડાઇ કરવાને વાસતે ખુશી થયા હતા. પછે તે અફરીત દેવ પેલા હબસીનાં તથા અરબનાં લશકરને આવવાના રસતા ઉપર બાહાર નીકલી બેઠો કે, જોઇએ કે તે નાપાક હબસીનાં લશકરથી શું રંગ નજર આવેછે. એવામાં એક અછોડો દશ હજાર સવારનો રાહામાંથી આવી પોહોંચેઓ. તેની હરોલમાં તરમાહ હતો. તે શેતાબ પોતાનો ઘોડો મકરથી આગલ દોડાવતો હતો કે શેતાબીથી જઇને જેહાનબખશને ખબર કરે. એવામાં તેણે રાહામાં અફરીત દેવને બેઠેલો દીઠો તેથી તેને ખબર કીધી કે,અય અફરીત દેવ તું બેઠોચ શું ? દુશમનનું લશકર કમીગાહા કરતું આવી પોંહોંચીઊ છે."

તે ખબર સાંભલીઆથી અફરીત દેવ ખુશી થયો. એવામાં નાપાક સમાવાત આવી પોંહોંચેઓ. તેણે તરમાહને એક દેવની સાથે

ઊભેલો દીઠો તેવારે તેણે અફ્રીત દેવને પુછીઊં કે, "તું કોણ છે? ને એ જગો શા વાસતે ઉભો છે? મગર તું એ ઈરાની લોકો ઉપર કાંઈ ચારો નાંખવા આવી એ જગો ઊભો છે? ઈઆ તું કોઈ રાહા ગુમ થાયલો મરદ છે? તું એ જગો હોશીઆરીથી ઉભો રેહેજે, કે હલબનો પાદશાહા જંગી આક કીનાં ભરેલાં લશકર સાથે આવી પોંહોચેઓ છે. અગર તું જેહાનબખશનાં લશકરનું માણસ હોય તો મને કેહે કે, તે બદ નસલ જાબુલીનો મકાન કાંહાં છે? આજ રોજે તે લોકો ઊપર જેહાન સોહા થઈ છે. કારણ કે ચારો તરફથી હબસીનાં લશકરની ફોજ આવી પોંહોંચી છે." તેવારે અફ્રીતે સમાવાતને જવાબ દીધો કે, "અય બદબખત હું તો સરાયજીનીનો ફરમાબરદાર અલગાર દેવનો બેટો અફ્રીત દેવ છું. તારાં મોહોતે તુંને એ રવેશ ઉતાવલ કરી મારી નજદીક મોકલેઓછે. હું એ જગો તારીજ જોસતેજોને વાસતે ઊભો હતો; અને તું પોતાને પાઊંએ ચાલીને મારી નજદીક આવેઓ છે." એટલું કહી અફ્રીત દેવે તે ઊપર હોમલો કીધો. તેવારે સમાવાતે આવાજ મારીને તરમાહને કહીઊં કે, "અય નામદાર, એ બદ બુનીઆદના દેવને જવા દેતો માં, કારણ એ સબેખુનની લડાઈમાં પેહેલું મુહુરત એ દેવ ઉપરજ કરૂં. તું એનો જવાનો રસતો બંધ કર, કે પછી એના જીવની ગરદ કાહાડી નાખું." જેવારે તરમાહે એવું સાંભલીઊં તેવારે મકરથી શેતાબ તલવાર ઊઠાવીને એબલાસને રૂએ અફ્રીતનો રસતો બંધ કરી ઊભો. પણ અફ્રીતે તુરત તરમાહને ઊઠાવી બાંધી લીધો. તેજ વખત બરગસતે બખતનો સમાવાત તાંહાં આવી પોંહોંચયો કે, અફ્રીત ઊપર જેહાન સીહા કરે. તેવારે અફ્રીત દેવ સમાવાતની સામે જઈ તેને કેહેવા લાગો કે, "એ બુરાં કામના જાદુગર, તારી જાદુઈથી તમામ જેહાન ખરાબીમાં પડી છે. તેથી રાત દન હું તારી સાથે લડવાનો ખેઆલ રાખતો હતો, અને મને ખોઆબમાંભી તારીજ લડાઈનો ખેઆલ નજરમાં આવતો હતો પણ એ મેદાનમાં તારી કમબખતીએ જોરો કીધો તેથી આપણે બેહુ જણા એ જગો એકએકને મલીઆ તેથી હું જાણું છું કે, હવે તારાં બુરાં કામથી તમામ જેહાન છુટકારો પામશે. એટલું કહીને ગોસાથી દોડી જઈને

તેને કમરબંદમાંથી ઊઠાવીને જમીન ઉપર મારેઓ. તે પછી તેના બેહુ હાથ બાંધીને કેવાન દેવને હવાલે કીધો. પછે તુરત તરમાહના હાથ છોડીને તેને ગોદમાં પકડેઓ. એવામાં પેલા તમામ દેવો જે કમીગાહામાં બેઠેલા હતા તેબી શેતાબ બાહાર નીકલેઆ, અને લડાઇની તઇઆરી કીધી. પછે તરમાહે આવાજ મારીને ઇરાની લશકરના દેલેરોને કહીઉં કે, એ લડાઈના કરનારા મરદાને મરદ લોકો, તમો શું જોયા કરોછો ? હવડાં તો તમામ જેહાનમાં જેહાનબખશની મરદાનગીનો આવાજો થઇ રહયોછે કે, એ લડાયક પેહેલવાન ગોયા એક રોઈનતન મગરમછ છે. અને હું અરબસતાનના બબર શેહેરનો પાદશાહ જે તરમાહ, તે એ પાક જાબુલી પેહેલવાનનોકમીનો ગોલામ છું." એટલું કહી પછે પેલા દેવો સાથે ગલબો કરતા હલબનાં લશકર ઉપર જઇ પડેઆ ને તે નાપાક હબસીઓ ઉપર બેદરેગ તલવાર મારવા લાગા.

## હેકાયત લખીછે કે, સુલતાની લડાઈ થઈ ઇરાની તથા હલબી લશકરને એક એક સાથે તથા જખમી થયો હલબી સરદાર ફરસતુ જેહાન બખશના હાથ ઊપર.

એ રવેશ તરમાહ તથા સરાયજીનીનાં લશકરના દેવો હબસીનાં લશકર ઉપર તલવાર મારવા લાગા, તેથી એક સાયતમાં એટલું તો લશકર મારીઉં ગયું કે, તેનાં લોહીએ કરી તે જંગલમાં ખાડા તથા અસમા ભરાઈગયા અને મારેલા આદમીઓની લોથના ટેકડા થઇ ગયા. તેનો શોર સાર કેઆમતના દાહાડાની મીસાલ ઉઠેઓ. એમ કરતાં તેઓએ અરબોની જે પેહેલી ફોજ આગલ આવી હતી તેને બરહમ મારી. એવામાં ફરસતુ પોતાની ફોજ સાથે બીજી તરફથી આવી પોંહોચયો. તાંહાં આવી જોય શું કે, સમાવાતની ફોજને પરાગંદે થયલી દીઠી, ને હર તરફ આદમીઓની લોથના ટેકડા નજર આવેઆ; જેથી પોતાનાં લશકરને હોકમ કીધો કે, "એ ઇરાની લશકરને જવા દેશોમા." એટલું

કહી પોતે તલવાર ઊઠાવી એક તરફથી ઘોડો દપટાવતો મેદાનમાં આવે- ઓ, તેને જોઇ કેઆનોશ, શેહેરોય તથા હોમાઊન તથા કેઆનશેહેર એ વગેરે બીજા ઇશિનીઓએ પોતાના ઘોડા તે લશકર ઉપર જોહોંકીઆ, ને તલવાર ઊઠાવીને ફરસતુના લશકરમાં જઈ પડેઆ. તે લડાઈ કરના- રા પેહેલવાનોને હાથે ફરસતુનું લશકર જમીન ઉપર પડવા લાગું. તેઓ ના નેજાઓની નોકે કરી પેહેલવાનોના સીના ચાક થતા, તોપણ હલબ નાં લશકરના શેર દડીની મીસાલ મેદાનમાં પડવા લાગા. તે લશકરમાં જે કોઇ નામીચા સવારો હતા તે તમામ મારેઆ ગયા. એવામાં પેહેલ- વાન જેહાનબખશ મહશત શેરની મીસાલ બખારતો તે મેદાનમાં આ- વી પોહોંચેઓ. તેના હાથમાં ભારી વજનનો ગોરજ હતો તે ગોરજ જેનાં સર ઊપર મારતો તેને ઘોડા સાથે ખાક બરાબર કરી નાખતો. તે રસતાખેજ જોઈ હલબનાં લશકરના સવારો તેની નજદીકથી નાહસ- વા લાગા. મારેલા આદમીઓ તથા ઘોડાઓની લોથના ટેકડા પાહાડ- ની મોસાલ ઊઠેઆ.

એમ કરતાં એકલા જેહાનબખશે તે લશકરમાંથી તરણ હજાર સવારોને મારેઆ જેવામાં જેહાનબખશની નજર ફરસતુ ઉપર પડી; તે ઉપર એક પોકાર એવોતો મારેઓ કે, હેરેમનભો તે પોકારથી ધ્રુજે. પછે તેને કહીઊં કે, "અય નાપાક બદગુમાન તુંને જમાનાએ ખેંચી લાવીને મારી નજદીક મેલેઓછે, પણ એ સીહા રાતને વખત તું પોતા નું નામ કેહે; કે તું એ રવેશ સીહા રાતને વખત તલવાર પકડીને અ- મારાં લશકરની તરફ આવેઓછે એવો તું કોણછે. પણ તું ઇશિની લો- કોથી ખબર રાખતો નથી કે, એ રવેશ પોતાની બેહુદી અકલે કરી શબે ખુન મારવા આવેઓ હતો, પણ હવે તો તુંને મારી તેજ તલવારે કરી એવી રસતાખેજ દેખાડું કે, તું પોતાની હઇઆતીથી હાથ ધોય." તેવારે તેણે જેહાનબખશને જવાબ દીધો કે, "જમાનામાં મારૂં નામ ફરસતુ કરી કેહેવાય છે, અગર હું ચાહું તો એ ફરતા આસમાનને મારા ડાબા હાથે કરી જમીન ઊપર નાખું. આક પાદશાહાનો સપેહેસાલાર ત- થા સામ શેહેરનો પાદશાહ તે હું છું. આફતાબભી મારાં તખ- તના પાઊંને બોસા દે છે." એટલું કહીને શેતાબ નેજો ઉઠાવેઓ

ને તેજીથી ઘોડો દપતાવતો આવીને એક નેજો શેર મરદ જેહાન બખશ ઊપર મારેઓ, પણ તે નેજો જેહાનબખશે રદ કરી નાખેઓ તેથી જેહાનબખશનાં તન ઊપર તે કારી લાગો નહી. પછે ફરસતુએ શેતાબ હાથમાંથી નેજો નાખીને બાજુ ઉપરથી કમાન ઊતારી, ને એક બેદંગી તીર જેહાનબખશ ઊપર મારેઓ. તેજ વખત જેહાનબખશે આડી ધાલ પકડી તેથી તે તીરભી તે નામદારના તનમાં લાગો નહી; આથી ફરસતુએ પોતા ઊપર પેચ ખાઈને જેહેરી પાણીની તલવાર ઊઠાવી, ને તે જાબુલી પેહેલવાનનાં તન ઊપર મારી; પણ જેહાનબખશે શેતાબ પોતાનો હાથ લાંબો કરી તેનો હાથ તલવાર સાથે પકડી લીધો ને તેના હાથમાંથી તલવાર છીનવી લેઇને ભાંજી નાખી. તે લડાઇના શેરની દેલેરી જોઈને ફરસતુ ડરેઓ. તે પછી જેહાનબખશે હસીને તેને કહીઊં કે, "એ બેહોનર ને બેબુનીઆદ આરબ, હવે તુંને લડાઈના હોનર દેખાડું તે જો કે, તેથી તારે ઉપર શીરવેશ જમાનો બદલાય છે." એટલું કહી ચીતાની મીસાલ ચુંગાલ મારીને તે આરબનો કમરબંદ પકડીને તેને એક મોરગની મીસાલ ઘોડાની પીઠ ઊપરથી ઉઠાવીને ઊંચો હવા ઉપર ફેંકેઓ; અને જેવો હવા ઉપરથી પાછો નીચે આવેઓ તેવો પાછો ઝીલી લેઇને ગોસાથી એવોતો જમીન ઊપર મારેઓ કે, તે નાપાક એક મરતબે બેહોશ થઈ ગયો. પછે પેહેલવાન જેહાનબખશે ચાહીઊં કે, પોતાના ઘોડા ઊપરથી નીચે ઉતરીને તે નાપાકનું સર કાપે. એવામાં હલબનાં લશકરમાથી ઘણાએક આરબ દોડતા આવી પોંહોચીઆ, જેઓ તે મેદાનમાંથી પોતાના સેરદાર ફરસતુને શેતાબ ઊઠાવી લેઇ ગયા.

---

## હેકાયત લખીછે કે, મારીઓ ગયો કલીસ હબસી પેહલવાન જેહાનબખશના હાથ ઊપર લડાઇના મેદાનમાં.

---

એવામાં એકાએક કલીસ હબસી તે જગો લડાઈનાં મેદાનમાં આવી પોહોચયો. તે ફરસતુને વાસતે કીના ભરેલો થઇ ગોસામાં આવે-

ઓ. તેની પછવાડે તીશ હજાર સવાર બદસુરત હેરેમનની મીસાલના તે ની મદદગારીમાં હતા. તે નાપાકોએ આવતાંવાર જોસથી જેહાનબખશ ઉપર હોમલો કોધો. તેવારે નરેશેર જેહાનબખશે પોતાના અબલખ ઘોડાને મેદાનમાં જોહોંકી હાથમાં ભારી ગોરજ લીધો, ને જેમકે ચોમાસાના વખતમાં વરસાદ ગાજે તે મીસાલ પોકાર મારવા લાગો. પછે આવાજ મારીને કલીસને પુછીઉં કે, "અય નાપાક બદસુરત સીદી તારૂ નામ શું છે ને તારે એવડી લડાઈ અમો સાથે શા વાસતે કરવી પડેછે કે તું બેહુદાપણાથી એકાએક મગરમછનાં મોહોડામાં આવી પડેઓછે. તું જાણતો નથી કે, એ જાદુગર સમાવાત તથા ફરસતુ અમો જાબુલી લોકોના હાથ ઊપર શી રવેશ ખોઆર થઈ ગયાછે. જેમકે જંગલમાં દવ લાગે ને આતશ જંગલનાં સુકાં જાહાડોને બાલી નાખે તે મીસાલ એ અમારા લશકરના દલેરો, દુશમનનાં લશકરને તારાજ કરેછે. આજ લગી કોઇએ અમો ઇરાનીઓ ઉપર પોતાની મોરાદ મોઆફૂક કામ લીધું નથી. એ જાબુલ જમીનના દલેરોની લડાઇને આસાન મા જાણતો." એવા સખુન જેહાનબખશની જોબાનથી સાંભલીને કલીસે જેહાનબખશને કહીઉં કે, "અય બેહોનર છોકરા, તું મને નામ શું પુછેછે? મારૂં નામ લડાઇના મેદાનમાં મારા હોનર જોઆ પછે તું પામી લેજે. હુ તો બુજરોગ બુનીઆદનો પાદશાહા છું. જેહાનના દરમેઆનમાં મારૂ નામ કલીસ કરી કેહેવાયછે. હું લશકરનો સાહેબ તથા હોશીઆર ને લડાયક મરદ છું; તેથી કોઇ પેહેલવાન એકાએક મારી લડાઈમાં ઉભો રેહેવાની તાબેશ રાખી શકતો નથી. હું કીનાનાં મેદાનમાં તુંને જીવતો રેહેવા દેવશ નહી. પણ તું ઇરાનથી એ જગો શા વાસતે આવીઓછે? મગર શું તુંને એ હલબના મોલકની ખબર નહી હતી કે, તું અનજાણમાં એ જગો પોતાનો જીવ ખોવા આવેઓ છે. તે કરતાં તું અમારા પેહેલવાનોનો રવઇઓ જાણતો નથી; ને તેં અમો લોકોના તલવારનો અવાજો પણ સાંભલેઓ નથી કે અમો લોકોએ તલવારને જોરે એ જેહાનને શી રવેશ જેરેજબર કરી નાખી છે."

તેવારે જેહાનબખશે તેને કહીઉં કે, "એવી બેહુદી વાત મા કર, હું તો તારી અકલ જોઇને હશું છું કે, તું એવી અકલે મારી સાથે શી

રવેશ લડશે. તમો હલબી લોકો તો કાચના શીશાની મીસાલના ને હું તો સખત પથરની મીસાલનો છું; તેથી તારાં મનમાંજ સમજ કે, સખત પથરને કાચનો શીશો શી રવેશ ભાંજે. વાસતે મારી તબીયત એવી નથી કે, એ કીનાનાં મેદાનમાં જરા આરામથી ઉભો રહું, પણ તારૂં નામ પુછવાની મારી મરજી થઈ તેથી એટલોબી વીલંબ લગાડેઓ. હવે દાદના લેનાર પાક યજદાની મદદથી તમો નાપાક લોકોનાં દેમાંગમાંથી મગજ કાહાડી નાખું છે." જેવારે બદ અંદેશાના કલીસે જેહાનબખશની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે પોકાર મારીને તેજ તલવાર ખેંચીને મહશત હાથીની મોસાલ રેલતો આવીને જેહાનબખશ ઉપર જખમ મારીને કહીઊં કે, "હવે તારી આખેર આવી ચુકી છે." તેજ વખત જેહાનબખશે તેના જખમને પોતાના નેજા ઉપર જીલીને રદ કરી નાખેઓ. પછે તે જાબુલી દલેર જેમ કીનાને વખત દેવ પોકારે તે મીસાલ પોકારી પોતાના ઘોડાને એડ મારીને બબર જાનવરની મીસાલ દોડતો આવીઓ, અને પોતાનો હાથ લાંબો કરી તે નાપાક હબસીનો કમરબંદ પકડી શેતાબ જીન ઉપરથી ઊઠાવી લઈને જોરથી જમીન ઉપર મારેઓ, અને તેજ વખત પોતાના ઘોડા ઉપરથી કુદીને શેરની મીસાલ તેના સીના ઊપર ચહડી બેસીને ખંજર ખેંચીને તે રોમની ભરેલા હબસીનું સર કાપી નાખીઊં. તેને મજબુત બંધ સાથે બાંધીને શેતાબ વાની મીસાલ પાછો ઘોડાની ઊપર સવાર થયો. પછે તુરત તે દેવની સુરતના હબસીનાં લશકર ઊપર જઈ પડેઓ. તેની પછવાડે અફ્રીત દેવ, મોરજાન દેવ, કકદેવ, ખરચંગ દેવ, કોપ દેવ તથા કેવાન દેવ વગેરે તમામ દેવો તેની મદદને વાસતે પોકારતા જઈ પોહોંચયા. તેઓએ હલબના શેહરમાં જઈ શેકારી શેરની મીસાલ તે લોકોનાં લોહીએ જમીનને રંગદાર કીધી. પછે મદુન તથા અબર દેવ હાથમાં તલવાર પકડીને આવી પોહોંચીઆ. તેઓએ તે હબસીનાં લશકરમાંથી એટલું તો લશકર મારીઊં કે, જમાનોભી આજેજ આવીને તે દેવો પાસે અમન માગવા લાગો. કોઈએ આવી આકને કહીઊં કે, "અય પાદશાહા તું શું બેઠો છે ? તારી બુજોરગી તમામ ગુમ થઇ ગઇ છે. તારે ઊપર તો ઉલટું કામ વધી પ

ડીઊ છે; ને તારાં લશકરના જે કોઈ નામીચા પેહેલવાનો હતા તે તમામ મારેઆ ગયા છે. વાસતે તુંથી એ મોલક રખાય તો રાખ. એ નોજવાન જાબુલી છોકરો તો એવો લડાયક દેખું કે, એની લડાઇમાં તો જંગલના શેર તથા દરીઆવનાં મગરમછનેભી ઉભા રેહેવાની તાકત નથી. એ તો ગોયા એકાએક એક બલા હલબના મોલકમાં આવી પડી છે. એવું આફત આજ લગી જમાનામાં કોઇએ પણ સાંભલીઊં નહી હોશે. એ છોકરો જેવારે હોમલો કરે છે તેવારે જેહુંનના દરીઆવની મીસાલ જોશમાં આવેછે અને જેમ કોઈ આદમી ઓઆફતમાં બેસીને શરાબની જામ પી જોકમાં આવી ખુશી થાય તે મીસાલ એ જેહાનબખશ લડાઇની વખતે ખુશીમાં આવેછે. તે નોજવાન જોવામાં ખુબસુરતીમાં પાકજાદ પાદશાહા શીઆવખસની મીસાલનો છે. તે જોરમાં તથા હોનરમાં તો તેહેમતન રૂસતમ તથા સામેસવાર કરતાંભી બરતર છે. દેલેર ફરામરજે, હીદુસતાનમાં પોતાની મરદીએ કરી જાદુગર લોકોને ટાલેઆ, તથા હેરાસ જેવા ભારી દેવને જીવતો પકડીને બાંધેઓ, જે નાપાક દેવને સાત માંથાં, ચઊદ હાથ, ચઉદ પગ, ચઉદ આંખ હતી, જોરમાં તો તે એકશો હાથીની બરોબર હતો. એવા ભારી દેવને હીંદુસતાનમાંથી પકડી બાંધી ઇરાન જમીન લેઈ ગયો. એવો દેલેર ફરામરજ તો એ જેહાનબખશની લડાઇમાં કસા હેસાબમાં નથી. બરજો તથા તમુર પેહેલવાનો તેની દેહેશતથી નાહાસે છે." એવા તારીફના સખુન સાંભલીને આક હબસીએ ગોસામાં આવીને પેલા શખસને કસો જવાબ દીધો નહી, ને શેતાબ પોતાનો ઘોડો મંગાવી સવાર થઇને જેહેરી સાપની મીસાલ કીનાથી તે લડાઈગાહાની તરફ દોડતો ગયો.

તાંહાં તેણે ફરસતુને ખુહારી ભરેલો દીઠો. તેના મોહોડાનો રંગ ઉડી ગયલો ને દેલ શેકસતે થાયલું, તથા આંખ જારી ભરેલી કરીને ઉભેલો હતો. તેનું તન તપ ભરેલું તથા નેતનાં જાહાડની મીસાલે ધ્રુજતો હતો. જેવારે આક પાદશાહે તેને એ રવેશ દીઠો તેવારે તેનુંભી મોહો જરદ થઈ ગયું. તેણે પોતાના દેલમા અંદેશો કીધો કે, 'એ લડાઇમાં કામ વધી પડીઊ ખરૂં.' પછે ઘોડાને એડ મારીને સપેહેસા-

લાર જેહાનબખશની નજદીક ગયો. એવામાં એકાએક સરફરાજ તરમાહ પોતાનો ઘોડો દપટાવતો આવી પોંહોંચ્યો. નાપાક આક તેની તરફ મોહો કરીને કેહેવા લાગો કે, "અય નાપાક ખસલતના જુઠા મરદ, તેં અવલ મકરથી મારી નજદીક આવી ફરેબથી પોતાની સાથે મારૂં લશકર લઈ જઇને દગાથી તેનો ઘાન કાહાડી નખાવેઓ. પણ તું કસી વાતે તારા જીવથી ડરતો નથી જે એવું જુઠું તરકટ કરીને તેં નાહક તારા જીવને બલામાં નાંખીઊં છે. ફરસતુ જેવા મારા નામીચા પેહેલવાનને આગલ રહીને તેં જીવથી મરાવેઓ." એટલું કહીને ગોસામાં આવી એક નેજો તેનાં સર ઉપર જોરથી મારેઓ. તે નેજાના જરબે કરી તરમાહાનાં સર ઉપરની ટોપ ખાકમાં પડી ને તે નેજાનું નોક તેનાં સર ઊપર તરછું લાગું તેથી તેનું સર જખમી થયું. જેવારે ઇરાની લશકરે આકનું કામ એવું દીઠું તેવારે સરવ કોઈ તેની તરફ લડાઇને વાસતે ફરી ગયા ને તેને ઘેરી લઇ તલવાર તથા ખંજર ઉઠાવીને લડાઇ કરવા લાગા. જેવારે આક પાદશાહે એ રવેશ ઇરાની લશકરને પોતાની આસપાસ ફરી વલેલું દીઠું તેવારે તેમાં જે કોઈ દેવ લોકો હતા તેઓની ઊપર જોસથી હોમલો કરા ગયો અને પોતાનો નેજો ઉઠાવી લડાઈ કરવા લાગો. પછે મોહડાંમાંથી ઘણીએક ગાલ દેઇને તેણે કહીઊં કે, "તમો દેવ લોકો થઇને એ ઇરાનીની મદદ શા વાસતે કરો છો."



## હેકાયત લખી છે કે, પકડાયો ગયો આક પાદશાહા દેલેર જેહાનબખશના હાથ ઊપર અને ગોફતેગો કીધો આક સાથે તે નામદારે.



એ રવેશ કહીને અવલ તેમાં ફરગાર નામનો જે દેવ હતો તે ઉપર જોસથી દોડી જઈ તલવારનો એક જખમ એવો તો મારીઓ કે, તેનું સર દડીની મીસાલ તેનાં તન ઊપરથી ઊડારી નાખીઊં. પછે કોપ નામના દેવને પોતાનો નેજો ઊઠાવી સીનામાં મારેઓ જેથી તેનો સીનો

ફાટી ગયો તેથી તે દેવભી ખાકમાં પડેઓ. એમ કરતાં તે દેવોનો સરદાર જે અફરીત દેવ તે ઊપર દોડેઓ ને ગોરજે કરી તે દેવનું એક સીંગડું ભાંજી નાંખીઊં, તેટલાંજ અફરીત દેવે પોતાની ચુંગાલ મારીને તે આકનો હાથ પકડીને જોરથી એક આંચકો મારેઓ તેથી તે આક પાદશાહા ઘોડાના જીન ઊપરથી ખાકમાં પડેઓ. જેવારે જેહાનબખશે દુરથી એ રવેશાની લડાઈ દીઠી તેવારે શેતાબ આજર ગોશાસપની મીસાલ ઘોડો દપટાવતો આવી પોંહોંચયો. તેણે એક હોમલો કરીને તેજ તલવાર ઊઠાવી તેને કહીઊં કે, "એ સીહા મોહોડાંના હબસી, હવે તું એક જરા સબર કર કે, એ લડાઇનાં મેદાનમાં મરદ લોકોના હોનર તું જોય; તેવારેજ તુંભી જાણશે કે મેદાનમાં લડાઈ કરવી તે એ મીસાલની દેખું." એ રવેશનો આવાજ જેહાનબખશનો આક પાદશાહે સાંભલેઓ, તેવારે શેતાબ અફરીત દેવની લડાઇ પડતી મેલીને પાંઊ પેઆદો જેહાનબખશની તરફ દોડતો ગયો અને એક ખેંદગી તીર જેહાનબખશના ઘોડા ઊપર મારેઓ, પણ જેહાનબખશના ઘોડા ઉપર લોહાની પાખર નાખેલી હતી તેથી તેને કસો અલજામ પોંહોંચેઓ નહી. એવામાં આકનાં લશકરમાંથી શેતાબ એક બીજો ઘોડો તેજીથી દોડાવતા લાવીને આકની નજદીક હાજેર કીધો, તેથી આક શેતાબ શેરની મીસાલ તે ઘોડા ઉપર સવાર થઇ ગાભરા શેરની મીસાલ જેહાનબખશની તરફ દોડતો આવેઓ, અને તલવાર ઉઠાવી એક પોકાર મારીને કહીઊં કે, "અય સગજીને તોખમના છોકરા, મગર તેં કીનાનાં મેદાનમાં કોઈ જબરદસત પેહેલવાનના હાથથી તમાચા ખાધા નથી તેથી તું ઘણોએક મગરૂર થયો છે, અને કોઇને ખાતેરમાં લાવતો નથી; પણ હવે તું મારી ચુંગાલમાંથી કીહાં જવાનો છે. તેં પોતાને પગે ચાલી આવીને પોતાના જીવને બલામાં નાખેઓ છે. હવે એ સખત બલામાંથી તારો છુટકો નથી થવાનો. તેં તરાકુરા હબસીને તથા તેનાં લશકરને દીઠું નથી, અગર તું તેનો દબદબો જોય તો સરવ ચીજ ભુલી જાય, તે કરતા તુંને એવી શું કમબખતી લાગી કે, ઇરાનનાં અનજુનમાંથી ઊઠીને એકાએક એ તરફ કેહેકામ દેવની સાથે લડવા આવેઓ છે. એ મગરેબ જમીનની રાહા સખત તથા એવી ડરામણી

છે કે, એ રાહામાં એકાએક હવા ઉપરથી સીમોરગ જાનવરથીજી ઉડી શકાતું નથી. અગર તું પોતે લોહાના પાહાડની મીસાલનો સખત હશે તો પણ એ ડરામણી રાહાની દેહેશતથી બીહીશે. એ ડર ભરેલી રાહે સેદેચલીપાની રાહા તરફ ફકત સામેસવાર ગયો હતો તે સેવાય આજ લગી કોઈ બીજો શખસ ગયો નથી. વાસંતે અય નાદાન છોકેરા, તુંને તારા પોતાના જીવની કદર નથી આવતી; કારણ તું મજલેસમાંથી ઊઠીને એકાએક એ સખત રાહામાં આવેઓ છે; પણ જોવામાં એવું આવે છે કે, તું પોતાની જવાનીના સબબથી મગરૂર છે તેથી એ તરફ ચાલેઓ આવેઓ છે. વારૂ તું તો પોતાની નાદાનીથી હઠ કરીને એ તરફ આવેઓ; પણ એ કમબખત સરાયજીની એવો બુઢો થઈને કેમ ઘેલો બનીઓ છે કે, તેણેભી તુંને મના કીધી નહી ને પોતેભી તારી સાથે આવેઓ છે; પણ હવે તો તમો એ જગો બલાના ફાંદામાં પડેઆ છેઓ, તેથી તમોએ તમારા જીવની ઊમેદથી હાથ ઊઠાવવો જોઈશે." એટલું કહી તલવાર ઊઠાવીને જેહાનબખશ તરફ દોડેઓ; તેવારે જેહાનબખશેભી હીંદી તલવાર ખેંચી. એમ કરતાં તેઓ બેહુ સેરદારો લડવા લાગા. જેવારે જેહાનબખશે તે આકની લડાઈ જબરદસત દીઠી તેવારે પોતાના દેલ સાથે કેહેવા લાગા કે, "એ આક તો એક હેરેમનની મીસાલનો દેખું." એ રવેશ પોતાના દેલ સાથે અંદેશો કરતો પણ નામને તથા શરમને વાસતે નરે શેરની મીસાલ તે સાથે લડતો હતો. તીહાં બાજે સવારોએ હીંદી જોબાનમાં જેહાનબખશને કહીઊં કે, "અય નામદાર પેહેલવાન, તું તો જાણતો નથી; પણ એ આક હબસી તો એક સીહા બલાની મીસાલનો છે, વાસતે હમણાં એની લડાઈથી તું થોડો વખત દુર જા." પછે તે નામદાર પેહેલવાન પાસે પોતાના નેઆગાન રૂસતમની કમંદ હતી તે કમંદ ખોલીને મહશત હાથીની મીસાલના આક ઉપર નાખી તેથી તેની ગરદન બંધમાં આવી. તેજ વખત જેહાનબખશે આંચકો મારીને તે હબસીના પાદશાહાને ઘોડા ઉપરથી જમીન ઉપર નાખીઓ. પછે જેહાનબખશ ઘોડા ઉપરથી ઉતરીને તેના સીના ઉપર ચીતાની મીસાલ બેઠો ને ખંજર પકડીને ચાહીઊં કે, તે આક પાદશાહાનાં તનથી સર કાપી લે.

એવામાં હલબનો પાદશાહા આક પોકાર મારીને જારજાર રડવા લાગો. તેવારે જેહાનબખશે તેને પુછીઊં કે, "તું એવડો જારી શા વાસતે કરેછે ? અગર તેં મારી ચુંગાલ શેરની મીસાલની જબરદસત દીઠી તેથી દરદ ભરેલો થઇને રડેછે યા તારા દેલમાં કાંઇ બીજો ગમ છે ?" તેવારે આકે જેહાનબખશને કહીઊં કે, "અય પેહેલવાન એક ઓરત પુતલીની મીસાલની છે તેના ગમથી હું નાતવાન થાયો છું. તે નાજ તથા નખરાં ભરેલી માશુક પરીની મીસાલની છે. તેણે મને દેલથી બેજાર કીધો છે." તેવારે જેહાનબખશે તેને પુછીઊં કે, "તે એવી ખુબસુરત કોણની બેટી છે; તે પરીનું વતન કાંહાં છે અને તે નાજ ભરેલીનું નામ શું છે તે સરવ મને કેહે, અને જે કાંઈ તારી મોરાદ હોય તેભી મને કેહે કે, તે સરવ તારૂં કામ હું બજાવશ." તેવારે આક પાદશાહે કહીઊં કે, "સામે શેહેરનો પાદસાહા સામે નામનો છે. તેની એક બેટી છે જે આફતાબને મોહોડાની પરીનું નામ પરીજાદ કરી કેહેવાય છે. તે પરીનીજ જણેલી છે. તે નાજુક કમરની ઓરત કદમાં સીધા સરવની મીસાલની છે; તેના રોખસારા ગુલાબનાં ફુલની મીસાલના છે, તેનાં તનમાંથી ચમેલીનાં ફુલની મીસાલ હમેશો ખુશબો નીકલે છે. તે મેહેબુબને તરાકુશ હબસીએ સામ શેહેરમાંથી ચોરી લેઈ જઇને તરબલુશ શેહેરમાં રાખી છે; પણ તે પાક દામાનની પરીજાદ હજી સુધી તે નાપાક હબસી સાથે એક બીછાના ઊપર સુતી નથી ને હરેક બાહાનાથી તેને ફરેબ દેઈને આજ લગી તે હબસીથી પોતે પાક દામાન રહીછે. વાસતે અગરજો એ લડાઈમાં હું મારીઓ જાઊંતો તે આફતાબની મીસાલના રોશન ચેહેરાની નાજુક પુતલી તે નાપાક તરાંકુસના હાથમાં રહી જશે ને પાક ચેહેરેની માશુક ઊપર સખતી રેહેશે, તેના ગમથી હું જારજાર રડુંછું, બાકી મને મારા જીવનો કસો અંદેશો નથી; વાસતે એ નામદારી ભરેલા પેહેલવાન, અગર જો તું મને જીવતો મેલી તે મારી માશુકને તરાકુસ હબસીના તરબલુસ શેહેરમાંથી છોડવી લાવેતો હું પોતાના જીવથી તારો ગોલામ થઇ રહું."



## હેકાયત લખીછે કે, કોલકરાર કીધો આક પાદશાહે જેહાનબખશ સાથે તથા મારીઓ ગયો ફુરસતુ તે નામદારના હાથ ઊપર.



એવા સખુન આકની જોબાનથી સાંભલીને જેહાનબખશે હસીને તેને કહોઊં કે, "તે પરીની મીસાલની ઓરતને લાવી તારે હવાલે કરૂં ને તરાકુસ સાથે લડાઇ કરવી પડે તો લડું; પણ તે ઓરતને હાથમાંથી જવા દેઊં નહી. તારે વાસતે એ મેહેનત કરૂં ને તરાકુસનું સર તનથી કાપું ને તારી મોરાદ મોઆફેક કામ રાસબાદ લાઊં; પણ તું એ વખત મારો દોસત થઇને એવી હેરેમંદીની રાહા ઉપર નહી ચાલેતો એ વખત તુને જીવથી સલામત મેલી તારા દેલની મોરાદ મોઆફેક તારૂ કામ કરી આપું, તથા જેહાનમાં તુંને બુજોરગી આપીને શરફરાજ કરૂં કે, તું પોતાની મેહેબુબની સાથે બેસીને આસાએસથી જોક કરે." તેવારે આક પાદશાહે ખુશી થઇને તેની વાતને કબુલ કીધી, ને એ રોશન રોજ ને લાજવરદી રાતના પેદા કરનાર પાક યજદાંના સોગંદ લીધા; ને કહીઊં કે, "તલવારના મારનારા મરદ લોકોના જોરને હોનરના કસમ, તથા તાજના રાખનારા પાદશાહોના નામ ને શરમના કસમ, ખુબસુરત ઓરતોના નાજ ને નખરાંના કસમથી હું તુને કહુંછું કે, એ નામદાર પેહેલવાન, અગરજો તું એટલું મારૂં કામ કરી આપેતો હું તારા ગોલામની મીસાલે તારી ખેદમતમાં ઊભો રહું. એ દુનીઆમાં તારી મરજી સીવાય કાંઈ બીજુ કામ કરૂ નહી." જેવારે તે આક પાદશાહે એ રવેશ સોગંદ ખાઇને કોલકરાર કીધો, તેવારે જેહાનબખશે તેનો ગુનાહા માફ કીધો ને તેના સીના ઊપરથી ઉઠીઓ ને પાછો પોતાના અબલખ ઘોડા ઊપર સવાર થાયો. આ વેલા હલબનું તમામ લશકર સીકસતમાં આવીઊં હતું, ને જે કોઇ નામીચા સવારો હતા તે મારેઆ ગયા હતા, તથા ફુરસતુ નામનો સપેહેસાલાર તે લશકરમાંથી બાહાર નીકલીને હલબ શેહેરની તરફ નાહાસતો હતો. એવામાં એકાએક રાહાના દરમેઆનમાં તેને સમે ઓરત મલી જેણે તેનો રસતો બંધ કરીને પુછીઊં કે, "એ નાપાક તું તે લડાઈના મેદાનમાંથી જાબુલીઓની તલવારથી છુટીને એ રવેશ

કાંહાં નાહાઠો જાયછે ? અમો લોકોની એ રસમ નથી કે હાથમાંથી શેકારને જવા દઇએ. વાસતે એ લડાઇની દરમેઆનમાંથી હું તને કેમ જવા દેઊં." ? તેવારે ફરસતુએ તેને કહીઊં કે, "એ નાજ ભરેલી રૂપાને બદનની તું મારે પાસે એ જગો શું માગેછે, તેં મારો રસતો શા વાસતે બાંધેઓ છે ? અમારો પાદશાહા આક નામનો હતો તેતો જાબ્બુલી જેહાનબખશના હાથમા કેદ પકડાયોછે, તેથી હું હલબ શેહેરની તરફ નાહાઠો જાઊંછું, કારણ કે હવે તો હમો હલબી લોકોનો દાહાડો બરગસતે થયો. વાસતે તું એ રાહામાંથી દુર રેહે, અગર નહી તો હું આજેજ આવેઓછું તેથી તારા તનને કાંઇ આજાર પોહોચાડશ. હું એ જગો નાહાઠો નાહાઠો આવેઓછું કે મારો જાન સલામત રાખું ને હલબ શેહેરમાં જઈ ભરાઊં. હું ઘાભરો પડેલોછું વાસતે મારા હાથથી તારા તનને આજાર પોહોંચશે ને તું પછવાડે પસેમાન થશે." તેવારે સમેએ તેને કહીઊં કે, " એ દીવાના મરદ તું એવું બેહુદુ ના બોલ, ને એ જગો મારી ચુંગાલથી તું પોતાની ખલાસી ના જાણ." એટલું કહી તેજ તલવાર ખેંચીને જંગી ફરસતુની નજદીક જઇ પોહોચી. એવામાં ફરસતુએ તે સમે ઓરતની કમર ઉપર એક નેજો મારેઓ કે તેને જીન ઊપરથી ખાકમાં નાખે; પણ તે સમે ઓરત ઘોડાની પીઠ ઊપર જરા હાલીભી નહી. એમ કરતાં સાયત એક તે બેહુંએ લડાઈ કીધી એવામાં હલબનાં લશકરના લોકો જે કોઇ ઇશનીઓથી સેકસત ખાઇ નાહાઠા જતા હતા તે સરવ કોઇ તે જગો ફરસતુની નજદીક એકઠા થયા, તમામ લોકોએ સમે ઉપર હોમલો કીધો, કે તે દેલાવર ઓરતને પકડી લે.

જેવારે સમેએ એવું દીઠું તેવારે હોશીઆરીથી તલવાર ઉઠાવીને બેદેહેશત તે લશકર ઉપર જઇ પડી. એમ કરતાં ડાબી તથા જમણી તરફથી ઘણાએક લોકોને મારીઆ, ને જે કોઇ જીવતા રહયા તેઓનો રસતો ઘેરીઓ. પછે ગોસાથી તલવાર ઊઠાવીને ફરસતુની તરફ ઘોડો દપટાવતી ગઇ ને તેની કમર ઉપર એક જંખમ એવોતો મારેઓ કે તેનું અરધું તન ખાકમાં પડીઊં ને અરધું તન ઘોડાની પીઠ ઉપરજ રહીઊં. પછે તેનાં લશકર ઊપર હો

મલો કરીને તેમાંથી ઘણાએક સવારોને જીવથી મારીઆ. તે મરદાનગી જોઇને હલબનાં લશકરના લોકો તેની નજદીકથી નાહાસી ગયા. પેલી તરફ જેહાનબખશે લડાઇથી પાછો ફરી કીનો તથા લડાઇ કોટા કીધી. જેવારે હલબનાં લશકરની ગણતરી કીધી તેવારે જણાયું કે, તીસ હજાર લશકર મારીઊં ગયું, અને જખમી થયલાઓનો તો કસો શુમાર હતોજ નહી. પછે જે કોઇએ માફ માગી તે લોકોનો ગુનાહા માફ કીધો. નામદાર જેહાનબખશ પોતાનાં મુકામપર આવી તખત ઊપર બેઠો ને જે કોઇ બંદીવાન હતા તેઓની તકસીર માફ કરીને રજા આપી, ને પોતે સરફરાજ થાયો તથા હલબની પાદશાહી પાછી આકનેજ બખશી. તે આકને બદશાહા ઊપરથી પાકદાદારની શાહા ઊપર લાવેઓ અને તે સાથે એખલાસથી દોસતી કીધી. આકના ભાઇને લશકરનો સપેહેસાલાર કીધો તેથી તે બેહુ ભાઇ ખુશી થતા પોતાના શેહેરમાં ગયાને પોતાનાં તખત ઉપર બેઠા પછે જેહાનબખશ તે જગોથી કુચ કરી લશકર સાથે તરબલુસ શેહેરની તરફ ચાલેઓ. તેનાં લશકરની હરોલ હલબનો આક પાદશાહા હતો તથા પછવાડે અરબસતાનનો પાદશાહા તરમાહા બઇબુનગાહા સાથે ચાલતો હતો.

## હેકાયત લખીછે કે, લશકર સમારીઊં તોગાનશાહે તથા મેદાનમાં આવીઓ જેહાનસોજ અને પોતાનો હમનબરદ તલબ કીધો.

એ નામાનો બનાવનાર સાયર મોસકની મીસાલની સીહાઇએ કરી કપુરની મીસાલનાં સફેદ કાગજ ઉપર એમ કરી લખેછે કે, પેલી તરફ ફતેહમંદી ભરેલા બરજોએ દુશમનની લડાઇને વાસતે લશકર તઇઆર કીધું ને પોતે ગુલગુને ઘોડા ઉપર સવાર થઇ મેદાનમાં આવેઓ. તેના કામથી લડાએક જેહાનસોજ વાકેફ થાયો. તેજ વખત શેતાન તોગાનશાહાનો નજદીક ગયો અને કહીઊં કે, "એક લડાઇ આજ રોજે હું મેદાનમાં જઇને એ બરજો સાથે એવો કરૂં કે, જેહાનમાં મારી

મરદાનગીનો આવાજો થઈ રેહે. હું એ બરજોને મારા હોનરે કરી ઘોડા ઊપરથી નીચે ખાકમાં નાખીને એની બેહુ બાજુ બાંધીને ખેં-ચતો તારી નજદીક લાઊં; તેવાર પછે કેઆનશાહને તથા અફરાસીઆ-બને બાંધુ, ને એ તમામ બંદીવાનોને લશકર સાથે મોકલીને સકશી-નના કીલામાં બંધ કરાઊં. તેવાર પછે ઇરાનની તરફ જઇને અકલ ભ-રેલા પાદશાહોના પાદશાહા કેખેસરોને તખ્ત ઊપરથી ઉઠાડું. એ રવેશ તમામ જેહાનને મારા તાબામાં લાવી તારી મોરાદ રવા કરૂં." તેવારે તો ગાનશાહે તેને કહીઊં કે, "અય નોજવાન, તું જાણતો નથી; પણ બર-જો તો લડાઇને વખત અજબ એક તરેહનો પેહેલવાન મરદ છે; જેહા-નના દરમેઆનમાં એની બરાબરીનો કોઇ મરદ નથી. એ બરજોએ કીનાને વખત તેહેમતન રૂસતમનો બાજુ પોતાના ભારી ગોરજે કરી તો-ડી નાખી હતી. વાસતે તું પોતાના જોર તથા જવાની ઊપર નચીતમાં રેહેતો કારણ કે એ જમાનો એકસાન ચાલતો નથી; તો તું પોતાની કવી બાજુ ઉપર મગરૂરી કરીને સરવ કોઇને એકસાન માજાણ. એ બરજો તો જાલેજરના ખાનદાનમાં એક ભારી મગરમછછે; અને એ નો બેટો ફરીમાનછે તે ગોયા એક અજદાહાછે ને તમુર છે તે લડાઇને વખત એક અબરેબલા છે યા બલાનું વાદલ છે." એવા સખુન સાંભ-લીને જેહાનસોજે હસીને તોગાનશાહાને કહીઊં કે, એ બરજોને તથા તથા એના બેટાને હાથ બાંધીને બેચારા આદમીની મીસાલ ખોઆ-રીથી ખેંચતો તારી નજદીક લાવશ, તેથી તારૂં સર આસમાન સાથે લાગ શે. એટલું કહી લડાઇનું બખતર પેહેરીને જરી પટકાની કમર બાંધી. પછે મહશત શેરની મીસાલ સફેદ હાથી ઉપર સવાર થયો. ને જેમ દરીઆ-વમાં જોસથી મગરમછ દોડે તે મીસાલ હાથીને મેદાનમાં રેલવેઓ. તેને જોઇને કેઆનશાહેભી પોતાનાં લશકર સાથે તઇઆરી કીધી ને સરવ કોઇ ઘોડા ઉપર સવાર થયા. તેવારે દલેર અફરાસીઆબેભી પોતાનાં લશકર સાથે કમર બાંધી. એમ કરતાં તે ચારો લશકર તઇઆર થઇ ઠીનાથો મોહો ઊપર કફ લાવીને મેદાનમાં સફ ખેંચો ઊભાં, અને કેઆ નશાહાનાં લશકરની જમણી બાજુ દલેર અરસેવન તથા ડાહાભી બાજુ લડાયક કરાખાં મસલ પકડી ઊભા. નગારાંના આવાજે આસમાનના

કાનના પરદા ફાડી નાખીઆ. તેવારે તુરાનના પાદશાહે પોતાનાં લશકરની સફ સમારીને જમણી તરફ પીરાન વઝીર તથા ડાહાબી બાજુ લોહાક ઊભા, ને પાદશાહા અફરાસીઆબ કલબગાહામાં પોતે ઊભો. તેવારે શેરમરદ બરજોએ એક તરફ પોતાનાં લશકરની સફ લોહાના પાહાડની મીસાલ ખેંચી તેની જમણી તરફ નામનો ઊઠાવનાર કરીમાન તથા ડાહાબી તરફ દેલાવર ફરોખજાદ ઊભો. લશકરની કલબગાહામાં શેરની વજનનો કરનાર બરજો પોતે દબદબાથી ઊભો ને લશકરની સફને હરોલ નોજરશાહાનો ફીરોજ, બેહેજાદ તથા એરદવાન એ તમામ પેહેલવાનો જરી કોલાહ સાથે મેદાનમાં નીકલી ઉભા.

એવામાં જેહાનસોજ મહશત પાહાડની મીસાલ હાથો ચલાવતો મેદાનમાં આવેઓ તેના હાથીના પાંઊએ કરી જમીનમાં ખાડા પડતા હતા. એવા મહશત હાથી ઊપર લોહાની પાખર નાખેલી ને તે ઊપર જેહાનસોજ ચીતાની મીસાલ સવાર થયલો હતો અને પોતાની ખાંધ ઉપર એક ભારી ગોરજ પાહાડના તુકડાની મીસાલનો પકડેલો હતો. તનમાં પાદશાહી લાયકના જડાવનું બખતર પેહેરેલું હતું તથા સર ઉપર જરી કોલાહા પેહેડી તેમાં હોમા જાનવરના પડ ખોસેલાં હતાં. તેથી તું કેહે ગોયા જાલેજરનો બાપ સામેસવાર પોતે જીવતો થઈને હાથી ઉપર સવારી કરી તે મેદાનમાં આવેઓ હતો. એ રવેશ દબદબાથી મેદાનમાં આવી તમામ પેહેલવાનો ઉપર એક પોકાર મારીને કહીઊં કે, "એ તમામ લશકરના સેરદારો, તમારાં લશકરમાંના પેહેલવાનો કેહેવાએકછે? તેઓને હોકમ કરો કે મેદાનમાં આવોને શાયત એક મારી સાથ જોર તથા હોનર અજમાવે. અગર એ જગો તેહેમતન રૂસતમ યા ફરામરજ યા બરજો એ પેહેલવાનો હાજેર હોય તો તેઓ આવે. યા જાલેજરનો બાપ સામેસવાર તથા નામદાર નરીમાન યા તમામ પેહેલવાનોમાં શરફરાજી પામેલો રોશન રવાનનો સોરાબ એ મેદાનમાં આવે તોભી હું ડરતો નથી. યા અગરેબ જમીનથી જેહાનબખશ યા તમુર તથા કરીમાન તથા કેરશાસપશાની એ તમામ પેહેલવાનોમાંથી જેને પસંદ આવે તે એ મેદાનમાં આવીને જેહનસોજની લડાઈનો તમાસો જોય કે એ નવો પેહેલવાન સી રવેશ લડાઈ કરેછે." જેવારે બરજોએ એવા સખુન સાં-

ભલીઆ તેવાર ઘણોએક ગોસામાં આવી કેહેવા લાગો કે, 'નાદાન ઊં-
ધા બખતનો છોકરો કોઇ દીવાનોછે.' એટલું બોલી પછે બરજોએ
પોતાના બેટા કરીમાનને કહીઊં કે, "આજ રોજે હું લડાઇમાં જાઊં-
છું કે, એ જેહાનસોજના હાથ બાંધીને ઇરાન જમીનના નામદાર આ-
જાદ, ગસતેમ, ગજદેહેમ, બીજન તથા ગેવ એ તમામ પેહેલવાનોને
તોગાનશાહે બંદીખાનામાં રખેલાછે તેને છોડવી લાઊ."

## હેકાયત લખીછે કે, મેદાનમાં આવી લડાઇ કીધી દેલાવર બરજોએ શેરની ચુગાલના જેહાનસોજ સાથે.

એટલું કહી નામદાર બરજોએ, પોતાના ગુલગુને દેવજાદ ઘોડા
ઉપર સવાર થઇ મહસત હાથીની મીસાત ઘોડાને મેદાનમાં જોહોકીઓ,
ને જેહાનસોજ ઊપર એક પોકાર મારીને કહીઊં કે, "એ છોકરા, તું
કેટલોએકવાર થયો એ મેદાનમાં ઉભો રહીને જુઠી ગપ શા વાસતે
મારેછે ? એવી બેહુદી વાત મા કર; તેં લડાયક પેહેલવાનોની લડાઇ દી
ઠી નથી, પણ મેંતો તું જેવા હજારો પેહેલવાનોને મેદાનમાં અજમાવી
મેલેઆછે કે, જેઓ એવી તારી મીસાલેજ બેહુદી વાતનુ ડમર કરતા
હતા. તે નાદાનોને મેં કમંદના પેચે કરી જરી જીન ઊપરથી સોહા ખા-
કમાં નાખેઆ છે. તે કરતાં તું જેવા ઘણાએક છોકરાઓનાં સર મેં
મારી તલવારે કરી ખાકમાં નાખેઆંછે, ને તે લોકોએ તારી મીસાલ
નાદાનીથી બોલીને પોતાના જવાન જીવને બરદાદ કીધાછે. તેં આજ
લગી મેદાનમાં કોઇ એવો સવાર દીઠો નથી કે, તેના હાથથી તારા કાન
ચીમતાએ અને તુને નસીએત મલે, પણ હવડાં જો કે તારા કાન શી
રવેશ ચીમતુંછું કે, ખોતાનું લશકર તમામતારા ઉપરરડે ને તોગાનશાહ
તારી મહાતમમાં બેશે. અગર તુંને એ વાતની ખબર નહી હોય તો
તારા ખોતાઇ લોકોને મુછી જો કે એ સોરાબના બેટા બરજોની લડાઇ
શી રવેશની છે ? કાંયકે એ ખોતાના લોકોએ મારા હાથથી ખતા ખા-

ઘેલી છે; પણ તેં મારી દેલેરીની દાસતાન સાંભળી નથી ને કોઇએ તુંને કહીઊં પણ નથી. મારી લડાઇનાં મેદાનમાં એકાએક મગરમછ નેભી ઊભું રેહેવાની તાબેશ રેહેતી નથી. તું મને મારા બાપનું નામ શું પુછેછે ! મારા બાપ દાદાના નામ તો તમામ જેહાનમાં આફતાબ ની મીસાલ રોશન છે; પણ તું ખોતા શેહેરનો રેહેનાર છે તેથી તુ કેહે કે તારી ઓલાદ કોણથી છે ! અને તું એ રવેશ જાણી જોઇને બતા બાવા કેમ આવેઓ છે ? તુંને એ તોગાનશાહા સાથે ઇઆરી શા વાસતે થઇ છે, તથા તારો બાપ કોણ છે તે સરવ મને કેહે." તેવારે જેહાનસોજે તેને કહીઊં કે, "મારૂં નામ તો લડાયક ચીતો કરી કહેછે મારા બાપનું નામ તો મગરમછ કરી કેહેવાયછે. તે કરતાં તું દાના છે તો પોતાના દેલ સાથે અંદેશો કરીને જો કે કોણને પેટે હું નર અજદાહાની ઓસાલનો બેટો પેદા થયો છું. મારી નજદીક તો બબર તથા સીહને ભી ઊભા રેહેવાની તાબેસ રેહતી નથી. એ રવેશ મારા જેવા એક છોકરા ઊપર નેગાહા કરીને તે ઊપરથી તું મારા બાપની નીશાન જોઈ લે. તે કરતાં તેં આગલા દાનાવ મોબેદ લોકોથી સાંભલીઊં નથી કે, જે છોકરો પોતાના બાપનું નામ તથા નીશાન નહી જાણતો હોય તો તે છોકરાનાં કામ તથા જોર તથા હોનર જોઇને તેને પીછાની લે. વાસતે હું તો તુંને મારા બાપ દાદાની નીશાન જાહેર દેખાડું છું કે, એ મેદાનમાં તું મારી મરદાનગી જોઇને મારા ખાનદાનને પેહેલવાની બુનીઆદનું કરી જાણ. અગર તું સામેસવારને તોખમનો શેરમરદ પેહેલવાન છે તો અવલ એ છોટી ઊમરના જેહાનસોજ સાથે લડીને જો કે, એ જેહાનસોજ શી રવેશનો પંતો તથા જોર રાખે છે. વાસતે હવે તું એ મેદાનમાં ભટાઈ થોડી કર, ને લડાઇની બાજુ ખોલ કે, તુંભી લડાયક પેહેલવાનની દેલેરી જોય. તેવાર પછે મેદાનના દરમેઆનમાં તું એ રવેશ બોલે નહી."

એટલું કહી જેહાનસોજે પોતાનો ગોરજ ઊઠાવેઓ કે બરજોને પોતાનો જોર દેખાડે. તેણે કસદ કરી બરજો ઉપર હાથી રેલવેઓ. તેનાં પાંઊંની ગરદે આસમાન સીહા થાયો. પછે જેહાનસોજે એક પોકાર મારીને બરજોનાં સર ઉપર એક ગોરજ મારેઓ, તેના જરબનો આવાજ

તમામ લશકરે સાંભલેઓ ને આસમાનભી તેના ધકાથી લરજેઓ. જેવારે બરજોએ તે શેરનરની બાજુનો એવો જોર દીઠો તેવારે પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, મેં જાલના રૂશતમ સાથે તથા ફરામરજ સાથેભી લડાઇ કીધીછે, પણ એ રવેશ ગોરજનો મારનાર કોઇ પેહેલવાનને દીઠોતો નહી, વાસતે એવા નોજવાન પેહેલવાનને લડાઇના મેદાનમાં જીવથી મારવો, તે ઘણું અફસોસકારક છે; વાસતે કાંઇ તદબીરે કરી એને જીવ તો પકડીને બાંધી ઇરાનની તરફ લેઇ જાઊં, કે પાક જીવનો પાદશાહા કેખોસરો તથા તેનું તમામ અનજુમન એ નોજવાનને જોય. એવો અંદેશો કરીને પોતાનો ગોરજ ઊઠાવી બે હાથે જેહાનસોજનાં સર ઉપર મારેઓ, તેથી તું કેહે ગોયા જમાનોભી બતંગ આવેઓ, પણ તે ગોરજનો જખમતો દેલેર જેહાનસોજની ખાતરમાંભી નહી હતો, તેથી હસી પડેઓ ને બરજોને કહીઊં કે, "અય લડાઇના કરનાર પેહેલવાન, તું ડમરતો ઘણું કરતો હતો ને તારા ગોરજનો જરબ તો એટલોજ દેખું. તું પોતે પેહેલવાન કેહેવાયછે ને લડાઇનાં મેદાનમાં મરદાનગીતો એવીજ રાખતો દેખું તો તારી એવી દેલેરી ઊપર તો જંગલમાં માખ તથા મછરભી મશકેરી કરીને હસશે. હવે મારી પુરી ખાતેર નીશાન થઈ કે, તમો ઇરાની લોકોમાં ખાલી ડમર સીવાય બીજું કાઇ દેખું નહી. એતો તમો લોકો તમામ જેહાનમાં જોબાને બોલીને પેહેલવાન કેહેવાતા દેખું, બાકી મરદીમાં તો એક લોંકડીની મીસાલના છેઓ." એટલું કહી બીજી મરતબે તે નોજવાને પોતાનો ભારી ગોરજ ઊઠાવેઓ, તેજ વખત શેર મરદ બરજોએ પોતાનાં સર ઉપર ઢાલ પકડી, પણ જેહાનસોજે બીજી મરતબે લડાઇનો હાથ ઉઠાવેઓ ને જેમકે બામદાદને વખત બાગમાં ફુલ ખીલે તે મીસાલ પોતાનું મોહો હસતું કરીને હાથીને જોસથી આગલ ચલાવેઓ, તેથી જમીનભી ધ્રુજવા લાગી. એમ કરતાં જેવારે તેનો હાથ બરજોની નજદીક જઇ પોહોંચયો, તેવારે જેહાનસોજે પોતાના હોટ દાંતમા પકડીને બેહુ હાથે ગોરજ ઉઠાવી બરજોનાં સર ઊપર મારેઓ તેના ધપકારાથી તમામ મેદાન હલી મલી રહીઊં. તમામ લશકર આ વેલા હર તરફથી તમાશો જોતાં હતાં. એમ કરતા બેહુ દેલાવરો એક એકના સર ઉપર ગોરજ મારવા લાગા. તેના દરંગા

દરંગીનો આવાજ એ કબુદ રંગના આસમાન ઊપર જતો હતો, અને તેના કુંફારા બાહેર નીકલતા તે મગરેબના દરીઆવનાં જોસની મીસાલ નીકલતા, ને બેહુ દેલેરો એક એક એક ઊપર પોકાર મારતા તેની દેહેશતે જંગલના શેર તથા બબર ગાભરા પડી ગયા હતા.

## હેકાયત લખીછે કે, લડાઈ કીધી દેલાવર બરજોએ જેહાનસોજ સાથે, અને આવયો કરસેવજનો બેટો અરસેવન લડાઇનાં મેદાનમાં.

એમ કરતાં ખોરશેદે પોતાના સર ઉપર સીહા ચાદર ખેંચી અને રાતનો વખત થાયો, તોબી તે બેહુ દેલેરોની લડાઇ મેદાનમાં ચાલતી રહી, અને તેઓ એવી તો સખતીથી એક એકનાં સર ઊપર ગોરજ મારતા હતા કે, તેઓના ગોરજના દસતા કમાનની મીસાલ વાંકા વલી ગયા. પછે ગોરજ મેલીને હાથમાં તીર કમાન પકડી ને નવી લડાઈ શરૂ કીધી. તે લોકો પોતાની કમાન ઊપર તીર ચહડાવીને ચીલો ખેંચતા તેવારે તેઓની ચાચી કમાનમાંથી સરાસરનો આવાજ નીકલતો. એ રવેશ ડાહાબી તથા જમણી તરફ તેઓએ એક એક ઉપર તીર મારી અજમાવીઊં કે, જમાનો કોણ ઊપર બરગશતે થાયછે. તે દેલાવરોમાંથી એકના તનમાં તીર કારી લાગો નહી. એવામાં કરસેવજનો બેટો પેહેલવાન અરસેવન સરથી તે પાઊં લગી લોહામાં ગરક થયલો કેઆનશાહાની નજદીક જઇને કેહેવા લાગો કે, "અય નેકબખત પાદશાહા આજ રોજે હું તારી રજા લેઊં છું કે, એ લડાઇના મેદાનમાં જઇને મારો જોર અને હોનર તુંને દેખાડું અને સુમીઅત ભરેલા મારા બાપ કરસેવજના જીવથી ગરદ કાહાડી નાખું. કારણ કે એ ઊંધા નસીબના બાપ ઉપર તમામ જેહાનના લોકો લેઆનત ઘાલી નાખે છે જેથી મને ઘણું જબુન લાગે છે, ને મારાથી દાનાવ લોકોની મજલેસમાં બેસીને તાનાજનીના સખુનો સંભલાતા નથી. વાસતે એવા બુરા લેઆનતી બાપ બગેર મને આ દુનીઆમાં ચાલશે, માટે એક મરતબે મેદાનમાં જઈ તેના બેહુ હાથ બાંધું તો એ તમામ લડાઇનો ફેસાદ

ભાગી જાય. એ ચુગલીખોર કરસેવજને હાથ બાંધી ઈરાન જમીન તરફ પાકજાદ પાદશાહા કેખોસરોની નજદીક મોકલું ને એનું લેઆનત ભરેલું નામ જેહાનમાંથી ગુમ કરાવી નાખું. એ તમામ લડાઈ તથા ફેસાદ સરવ તેનાથીજ છે. બસ એને તો ચીતાની મીસાલ હું મારી ચુંગાલમાં પકડીને ફાડી નાખું કે, તમામ જેહાનમાં મારી તારીફ થાય; કે બદ ગુમાનનો કરસેવજ પોતાની બદફૂલીથી એકાએક પોતાના બેટા અરસેવનનાં હાથ ઊપર મારયો ગયો. અય પાદશાહા, તું જો કે પોતાના બાપને મારવાનો મોટો ગુનાહા છે; પણ પાક યજદાં એ ગુનાહા તો મને માફ કરશે; કાંય કે એ મારો બાપ ચુગલીખોર છે અને એની ચુગલીએ કરી તમામ જેહાન ખરાબીમાં પડી છે ને મોલકે મોલક લડાઈ તથા કીનો સલગેલો છે તો એવા એક નાપાકને મારીએ તો તમામ જેહાન આસાએસ પામે. વાસતે તું મને રજા આપ કે હું મેદાનમાં જાઊં." એ રવેશ અરસેવનની જોબાનથી દાનાઈ ભરેલા સખુન સાંભલીને કેઆનશાહે તેને પોતાની ખુશીથી રજા આપી, ને તે ઉપર દોઆ કરી કહીઊં કે, "એ લડાઈના મેદાનમાં જેહાનનો પેદા કરનાર પાક યજદાં તારો યાર થઈને એ લડાઇમાંથી તુને ખુશી થતો શેતાબ અમારી મજલેસમાં બેશી શરાબની જામ ઊઠાવા મોકલે." એ રવેશ કેઆનશાહે દોઆ કીધી. તેજ વખત દલેર અરસેવને આજર ગોસસપની મીસાલ પોતાનો ઘોડો મેદાનમાં દપટાવેઓ ને તુરકી લશકરની તરફ જઈ ઊભો. તેણે પોતાનું દેલ કીના ભરેલું કરી અફરાસીઆબનાં લશકર ઉપર જોવા લાગો.

એમ કરતાં જેવારે પીરાન વજીરે તેને દુરથી દીઠો તેવારે પોતે મુછમાં હસીને દેલમાં ખુશી થતો પસંગના બેટા અફરાસીઆબની નજદીક જઈ કેહેવા લાગો કે, "આજ રોજે તારો ભતરીજો અરસેવન આપણી સાથે લડવા આવેઓછે વાસતે તારો શું હોકમ છે? અરસેવનતો ઘણો લાયક સવાર છે વાસતે અગર જો એ હોનર ભરેલો પેહેલવાન પોતાની તલવાર ઉઠાવશે તો આપણા લશકરની ધુલ કાહાડી નાખશે. એ સખુન પીરાનની જોબાનથી સાંભલીને અફરાસીઆબે પીરાનને કહીઊં કે, " અય દાનાવ વજીર, તું નરમી તથા શીરીન જોબાનથી એ મેદાન-

માં અરસેવનની નજદીક જા, અને હરેક તદબીરે તથા મકરે કરી એને ફાંધામાં લાવ. અગર નહી તો એ નામદાર પેહેલવાનથી આપણું કામ ખરાબ થશે. આગલા દાનાવ લોકો કહી ગયાછે કે, કોઈને પોતાનો માહોમાહેમાં ભાઈ ભતરીજા સાથે લડાઈ મા હોતી. માહોમાહેની દુશમનીમાં ખરાબી ઘણી હોયછે. અને એ માહોમાહેની લડાઇમાં આપણો પાકો દુશમન પોતાનું કામ મફત કાહાડી જાય છે. પાકા દુશમન કરે તે કરતાં માહોમાહેની દુશમનીથી ખરાબી ઘણી થાયછે. તું જો કે આદમીના તનમાં કીડા પેદા થાયછે તે રાત દન તેનાં તનને આજાર દેઇને આકેબત એક દન તે તનને ખાકમાં નાખેછે, તે મીસાલ એ અરસેવનભી આપણા ખાનદાનનો આપણાજ લોહીથી પેદા થયલોછે તેથી આપણી બરાબરી કરશે. વાસતે હરેક ચારાથી એને આપની દરગાહમાં લાવવો જોઇએછે. તું જોકે નોજવાન ફરોદથી મારૂ દેલ આજ લગી દરદ તથા ગમ ભરેલું રેહેછે; કાંયકે તેભી આપણાજ ખેશનો હતો. વાસતે અય દાના વઝીર એ કામનો આગલ અંદેશો દેહાવીને શેતાબ તેને હાથમાં લાવ.” જેવારે પીરાને એવા દાનાઇના સખુન પાદશાહા અફરાસીઆબથી સાંભલેઆ, તેજ વખત શેતાબ ઘોડો દપાવતો મેદાનમાં આવી પોતાના હોટ હસતા કરીને અરસેવનને કેહેવા લાગો કે, “અય તલવારના મારનાર તુરાન જમીનના શાહાજાદા, તું પોતાના બુજરોગ કાકાથી મોહો ફેરવીને બેગાના લોકો સાથે શા વાસતે જઈ મલેઓછે? એવી તારી દાનાઈ બીજા લોકો પસંદ કરે નહી; કે તું પોતાના બાપ તથા કાકાથી ફરીને દુશમન લોકોની તરફથી કીનાની કમર બાંધીને આવેઓછે. ભલું, અગર તુને પાદશાહા અફરાસીઆથી તથા કરસેવજથી તો શરમ નથી આવતી પણ તારા બુજરોગોનાં તાજ તથા તખતથી તો શરમા. એવી બેઅદબી તું કરેછે કે, તું પોતાના બાપ તથા કાકા ઉપર કીનો રાખીને મેદાનમાં લડવા આવેઓછે ને ચાહેછે કે, પાદશાહા અફરાસીઆબનું તાજ તથા તખત છીનવી લે, એ વાત તું સારી નથી કરતો. વાસતે પાદશાહા અફરાસીઆબે મને તુંને બોલાવાને વાસતે મોકલેઓ છે, ને કેહેવાડીઓછે કે, તારો ગંજ ખજાનો તથા મનસફ સરવ હજુર અનામતછે. મેં કોઇ બીજાને તારી જગો આપી નથી.

એ વાત સાંભલીને શેર મરદ અરસેવન ગોસાથી પીરાન વેસેને કેહેવા લાગો કે, "અય બુઢા અકલમંદ ને જલકાટ ભરેલા પીરાન, તું એ નેહેસ કદમના કરસેવજને પુરૂ જાણતો નથી કે, એ બુરા કરસેવજના કામથી ઘણાએક મોલકની આબાદી વેરાન થઇછે. એ નાપાકના કામ અદેખાઇ તથા ચુગલી સીવાય બીજું કાંઇ નથી. મગર એ નાપેકારનુ તન પાક યજદાંએ ચાર ચીજથી પેદા નથી કીધું. તે ચાર ચીજમાં બાદ, ખાક, આબ તથા આતસ છે. એ ચાર ચીજથી એ પેદા થાયલો નથી મગર એતો હેરેમનના તોખમથી પેદા થાયલોછે. એવાં એના કામ બદી ભરેલાંછે; તે કરતાં અય પીરાન વજીર, મને એ ઘણું અજબ લાગેછે કે, તું એ નાપાક ચુગલીખોરને સારી રવેશથી જાણે છે ને વલી તેની સપારસ લેઇને મને બોલાવા આવેઓ છે. વાસતે એવા કમબખતનું તન તો સીહા ખાકમાં પડેલુંજ બેહેતર છે. જેહાનના તમામ બદ લોકોની બદી એકઠી કરીએ ને એ કરસેવજની બદી સાથે તોલીએ તોભી એ કરસેવજની બદી જીઆદે થાય. વાસતે એ દાનાવ વજીર તું પાછો ફર, ને અફરાસીઆબની નજદીક જા ને હવે પછે એ વાતની ભાંજગડમાં તું હરગેજ આવતો ના. તાંહાં જઇને મારા બાપ કરસેવજને એ મેદાનમાં મોકલ, કે એક ભેદની વાત છે તે તેના કાનમાં હું કહું ને જોઊં કે તેનો જવાબ તે કરસેવજ એ મેદાનમાં મને શું દોએ છે. એ પીરાન વજીર, તું હરેક કોઈ સાથે નેકી કરતો આવેછે તો તમામ આલમના લોકો તુંને એ જમાનામાં નેકબખત કરી કેહેછે, ને તમામ ઇરાની તથા જાબુલી લોકો તારી તારીફના સખુન બોલે છે. અગર એક ગોદરજીઆની ટોલાના લોકો તારી સાથે અદાવત રાખેછે તેનો કસો મોજાકો નથી. વાસતે જેહાનના દરમેઆનમાં નેકી એવી ચીજ છે કે, નેકીના કરનારની તમામ આલમ ખુબી કરે તો એ કમબખત મારો બાપ એવો શું હેરેમનનો આસના થઈ બેઠો છે કે, બદી સેવાય કાંઇ બીજું કરતોજ નથી. એ પીરાન, તું તારી બુજોરગી સાથે પાછો જા ને તાંહાં જઇને ખબર કર કે, કરસેવજ એ મેદાનમાં આવે." જેવારે પીરાન વજીરે એવી વાત સાંભલી તેવારે શેતાબ ઘોડો ફેરવીને રેલનાં પાણીની મીસાલ દોડતો અફરાસીઆબની નજદીક આ-

વી કેહેવા લાગો કે, "અરસેવન તો ઘણો ગોસામાં છે ને ભુખા શેરની મીસાલ બખારે છે, ને પોતાના બાપ કરસેવજને મેદાનમાં બોલાવે છે; તેથી એ પાદશાહા અફ્રાસીઆબ, હું નહી જાણતો કે એથી શું મુસીબત ગુજરશે."

---

## હેકાયત લખીછે કે, ગયો કરસેવજ પોતાના બેટા અરસેવનના મેદાનમાં ને જખમી થયો કરસેવજ તેના હાથથી.

---

એ રવેશ પીરાન વજીરે અફ્રાસીઆબને કહીઉં જે સાંભલીઆથી અફ્રાસીઆબ દેલગીર થયો ને પોતાના ભાઇ કરસેવજને કહીઉં કે, "અય મારા નામદાર ભાઇ, એ તારા બેટા અરસેવનના મગજમાં તો પવન ઘણો દેખું વાસતે તું તેની નજદીક જા કે, એતો તારે ઊપર કીનો લેઇ બેઠો દેખુ, પણ જેવો તું એની નજદીક જાય તેવો નરમીથી સખુન બોલજે સબબ કે, એ તારો બેટો અરસેવન તબીઅતનો ઘણો આકરો છે વાસતે તું હરેક વાતે નરમી પકડીને એને મનાવીને મારી નજદીક બોલાવી લાવ. પણ તું એકાએક તેની સાથે લડતો મા, કાંય કે એ અરસેવનતો જાબુલી પેહેલવાનોની મીસાલનો દેલેરછે તેથી તું એની બરાબરી કરી શકશે નહી." બદ તબીએતના કરસેવજે એવા સખુન સાંભલીઆ, તેવારે પાદશાહ અફ્રાસીઆબને જવાબ દેઇ કહીઉં કે, "એ બદ ફેલના અરસેવને જેહાનના દરમેઆનમાં પાદશાહોના ખાનધાન સાથે એવાં કામ કીધાંછે, તે બધાં તારે લીધે છે. જે અવલ એ અરસેવન તારી સાથે ગોસો કરી દુશમન થઈ બાહાર નીકલી ગયોછે તેથી કોઈ દન તારાં સરને પણ કાપી નાખશે. તું જોકે પસંગના બેટા સાથે કેઆનશાહાની દરગાહાનો બંદો થઇને શી રવેશથી કે લડેછે. વાસતે હું તો એ રજાલા બેટાથી આજેજછું અને એમ કરી ચાહુછું કે, એનું સર તનથી દુર કરૂં." એટલું કહીને તેની નજદીકથી બાહાર મેદાનની તરફ નીકલી ચાલીઓ. અને મેદાનમાં આવી અરસેવનની તરફ નેગા કરીને કહીઉં કે, "અય લડાએક બેટા, તું આપણા અનજુમનમાંથી શા વાસતે મોહો ફેરવી નીક-

લી ગયોછે ? એ કામ બુજોરગ લોકોનાં ફરજંદોના નથી કે પોતાના બાપ તથા કાકા સાથે લડાઈ કરે. જેહાનના દરમેઆનમાં હું તારો બાપ, પાદશાહા પસંગને તોખમનો બુજોરગ કરસેવજ કેહેવાઊંછું ને તે પસંગ પાદશા ફરેદુનના તુરનો બેટો કે જેથી તમામ જેહાનનું કામ રાસત બાદ આવીઊંછે ને તે પાદશાહા તમામ હફતેકેશવર જમીનના પાદશાહો ઊપર બુજોરગ કેહેવાતો હતો એવા નામદાર પાદશાહાને તોખમનો તું શાહાજાદો કેહેવાયછે ને હવડાં રજાલા લોકોની ખેદમતમા જઈ બેશીને બદ કામ કરેછે. અય બેટા, તુંને શરમ નથી આવતી કે, ફરેદના બેટાની નજદીક તું ફરમાબરદાર થઈ ગયોછે તો એ કેઆની લોકો આપણી નજદીક કોણછે. તું જોકે જેવારે આફતાબ રોશન થાય, તેવારે શેતારા શા હીસાબમાં છે. તે મીસાલે એ ઇરાની લોકો આપણી નજદીક કશા હીસાબમાં નથી. તું શરમાતો નથી કે, પોતાની સાહેબી મેલીને એવા નીચ લોકોની ચાકરીમાં જઈ રહયો છે. એ કેઆનશાહા જેવા તો હજારો હજાર ગોલામ તારી ખેદમતમાં જોઇએ તો હવે તું તેની ખેદમતમાં રહીને આપણા બુજોરગોનાં નામને નામોશી લગાડે છે." જેવારે દેલેર અરસેવને એવા સખુન પોતાના બાપની જોબાનથી સાંભલેઆ, તેવારે તેને જવાબ દીધો કે, "અય બદ બસલતના બાપ, તારા જેવી બેહુદી વાત જેહાનમાં કોઈ કરે નહી. અય કમબખત તમામ જેહાન તારાં ફેલથી બેજાર છે; ને તારી ઉપર લેઆનત નાખે છે. મગર તારા દેલમાં હેરેમને આવીને જગો કોધી છે કે, જેહાનના દરમેઆનમાં તેં એક કામબી સારૂં ખુબીનું કીધું નથી. તેં જે કાંઇ કામ કીધાં છે તે એવાં કીધાં છે કે તેથી તમામ જેહાન ખરાબીમાં પડે તથા ખુનરેજી થાય. અને તમો તુરકી લોકોબી પરેશાંનીમાં પડેઆ છો. એવા ફેસાદ ભરેલાં કામ તુંથી થાયાં છે. વાસતે તું તો સુલી ઊપર ચહડવાનેજ લાયકનો મરદ છે. તુંથી પરવરદેગારબી બેજાર છે. અવલ તો તારૂં બોલવું ખરાબી ભરેલું ને દેલ કીનાં ભરેલું છે તેથી તું જેહાનની બદીથી કસી વાતે સરમાતો નથી. એ નાપાક, તેં તો એવું કામ કીધું છે કે, તારા તનનું ગોસ તો સગને ખવડાવીઊં જોઇએ. જેવારે તેં પોતાના બદ ફેલે ચુગલી કરીને પાકજાદ પાદશાહા સીઆવબશને મરાવેઓ, તેવારે તે

પાદશાહાનાં ખુનથી તમામ જેહાન સીહા થઇ ને તુરાનના તમામ મો-લકની ધુલ ધાની થઇ ગઇ. એવો ભારી ફેસાદ તેં ઉઠાડી ઊભો કીધોછે ને તુરાનના પાદશાહા અફ્રાસીઆબની નજદીક જુઠું બોલી તે પાસે બુરૂં કામ કરાવીને તેનેબી બદનામ કીધો છે. એ નાતરસ, તું તો એવો ખુની છે કે, તેં પોતાના બેટાનેબી જીવથી મરાવાની કમર બાંધી હતી ને મારો જાન લેવાના ચારામાં હતો; પણ મારો નેગેહબાન પાક યજ-દાં હતો, તેથી હું તમારી ચુંગાલથી છુટો ને પાક મજહબના કેઆન-શાહાની ખેદમતમાં ગયો અને તાહાં બુજોરગી પાંમેઓછું. વાસતે એ બેહોનર, હવે તું જો કે એ મેદાનમાં મારી તલવારે કરી તારી ખાતેર ની-શાન શી રવેશથી કરૂંછું. હવે હું તુને જીવતો પકડી પાદશાહા કેખોસ-રોની નજદીક મોકલીને તમામ જેહાનમાં તુને રોસવા કરાઊં. તે પાક જીહાનના પાદશાહા કેખોસરો તારા હરામ ફેલથી ઘણો આજારદેછે, તેથી તરીમા તથા ખુશકીમાં હરજગો તારી જોસતેજોમાંજ છે; બલકે ઘણા એક શખસોને તારી પછવાડે મોકલેલાછે કે તુને જીવતો પકડી બાંધી લાવે યા નહી તો તારા બદકાર જીવથી ગરદ કાહાડી નાખે."

જેવારે એવા નાલાયક સખુન બદગુમાન કરસેવજે સાંભલીઆ તેવારે ગોસામાં આવેઓ કે, મારો બેટો થઇને એવા નાલાયક સખુન તમામ અનજુમનમાં મોહો ઊપર મને બોલે છે. તેણે કમાન ઊપર ચીલો ચડાવીને એક ખેદંગી તીર ખેંચીને પોતાના બેટા અરસેવન ઊ-પર મારીઓ; તેજ વખત અરસેવને પોતાનાં સર ઊપર ઢાલ પકડીને તે તીર રદ કરી નાખેઓ. પછે પોતાના ઘોડાને એડ મારી પોતાની જ-ગોથી વાની મીસાલ દોડાવતો આવી વીજની મીસાલની તલવાર મેઆ-નમાંથી ખેંચીને સુમીઅત ભરેલા કરસેવજ ઉપર પોતાનો હાથ ઊઠા-વીઓ; પણ નાપાક કરસેવજે તુરત પોતાના સર ઊપર ઢાલ પકડી; પ-ણ નામદાર અરસેવને તે ઢાલ ઉપર એવો તો જખમ મારેઓ કે, તે-ની ઢાલ તથા તેનાં સર ઉપરની લોહાની તોપ કાપીને તે નાપાકનાં સર-માં તલવારનો જખમ કારી લાગો જેથી બેહોશ થઇ ઘોડા ઊપરથી જ-મીન ઉપર ખાકમાં પડીઓ. તેજ વખત દેલેર અરસેવન ચીતાની મી-સાલ ઘોડા ઊપરથી કુદીને તે નાપેકારના સીના ઊપર બેઠો અને ખં-

જર ઉપર હાથ નાખીને ચાહીઊં કે, તે હેરેમનનું પેટ ચીડી નાખે. એવામાં એકાએક કરસેવજના લશકરના ચાલીસ હજાર સવાર દોડતા આવી પોહોંચયા. ને દલેર અરસેવન ઉપર હોમલો કરવાનો કસદ કીધો, તેજ વખત અરસેવન કરસેવજના સીના ઉપરથી ઉઠીને પોતાના ઘોડા ઉપર સવાર થયો, ને હાથમાં તલવાર પકડીને તે તુરકી લશકર ઉપર પડીને કેટલાએક સવારો તે મેદાનમાંથી કરસેવજને જખમી થયલો ઊઠાવી લેઇ ગયા.

## હેકાયત લખીછે કે, આવીઓ અલવંદ દેવ અફરાસીઆબની મદદે અને લડાઇ કીધી અરસેવન સાથે.

એ રવેશ લડાયક અરસેવને તુરકી લશકર ઊપર હોમલો કીધો અને જેમ કે વરૂ ગોસપંદના ટોલામાં પડે તે મીસાલ તુરકી લશકર ઉપર પડેઓ. તેથી તે તુરકી લશકરેભી તેની સામે લડાઈનું મોહો ધરીઊં; ને એક લડાઈ રસતાખેજની મીસાલની શોરસાર ભરેલી ઊઠી; તેની મદદે કરી તમામ જેહાન સીહા થઈ ગઈ, અને લોહીએ કરી જમીન લાલાના ચમનની મીસાલની થઇ; પણ લડાઇના પેહેલવાન દલેર અરસેવનની તલવારે ઘણાએક તુરકી સવારો મારીઆ ગયા; જે તરફ અરસેવન પોતાનો ઘોડો જોહોંકતો તે તરફની તમામ જમીન આદમી તથા ઘોડાઓની લોથે કરી ભરી નાખતો. એ રવેશ જમણી તથા ડાહાબી તરફ દોડતો ને મરદાનગીથી તલવાર મારતો હતો. જેમ કે એક શેર ઘણાએક દાહડાનો ભુખો હોય ને ગોસપંદનાં ગોવારામાં ખરાબી કરે, તે મીસાલે તે મેદાન તુરકી લોકોથી ખાલી કરતો હતો. અને હર તરફ જુંડાઓ કાપી જમીન ઊપર નાખતો તેની તલવારે કરી આદમીનાં તનમાંથી લોહીના ફુંવારા ઉડતા હતા. એમ કરતાં તેણે એખલે હાથે કરસેવજનું તમામ લશકર બરહમ મારીઊં, ને આદમીઓની લોથના ટેકરા ઊઠાવીને તે લશકરને પરાગંદે કરી નાખીઊં.

એમ કરતાં જેવારે અફરાસીઆબે અરસેવનથી એવી દલેરી દીઠી તેવારે ગોસામા આવી પોતાના લશકર ઉપર એક પોકાર મારી કહીઊં

કે, "અય તુરાન જમીનના દેલેરો, તમો જોયા શું કરો છો, શેતાબ મેદાનમાં દોડી પોંહોચો ને રજાલા અરસેવન સાથે મોકાબલો કરો. એ કરસેવજનો બેટો કાંઈ શેર તથા બબર તથા મહશત હાથી તથા હેરેમન નથી જે તમો એથી ડર પાઓ છો. એતો એક બેહોનર અને હુલર જોરનો છોકરો છે, વાસતે એના મેદાનમાં જઇને એનું સર મારી નજદીક લઇ આવો. જે કોઈ એ અરસેવનનું સર કાપી લાવે તેને મારા લશકરનો સપેહેસાલાર કરૂં તથા મારો કેટલોએક મોલક તથા ખજાનો બખશું. કારણ કે એ છોકરો ઘણો નેહેસોઅત ભરેલો છે; તેથી એને જીવથી મારેલોજ બેહેતર છે." એવો હોકમ અફરાસીઆબની જોબાનથી સાંભલીને તમામ લશકરે તે ઊપર હોમલો કીધો; પણ જે કોઇ સરકસી કરી અરસેવનની નજદીક જતો તે શેતાબ પોતાના જીવથી જતો. તેની તલવારથી કોઇ સલામત જતો નહી હતો. એવામાં એક પોકાર ઘણો ડરામણો નીકલીઓ. તે દેહેશત ભરેલા પોકારથી આસમાનભી લરજવા લાગો. તે આવાજની તરફ જોય શું કે, એક નાપાક ડરામણો દેવ નજર આવેઓ. તેનું સર ભારી શેરની મીસાલનું હતું તથા તેના હાથમાં એક કરવત પકડેલી હતી. આંગમાં તેણે બબર જાનવરનું ચામડું પેહેરેલું હતું. તથા કમરબંદની જગો લોહાની સાંકલ વીટેલી હતી. તે નાપાક દેવે મેદાનમાં આવીને અરસેવન ઊપર એક પોકાર મારેઓ ને કહીઊં કે, "અય ઊંધા નસીબના, તું એ રવેશ તુરકી લશકર ઊપર કોનાની કમર બાંધીને એ લોકો પાસે શું માગે છે? એ રવેશ બેશુમાર તુરકીઓને તેં મારીને જમીન ઉપર નાંખેઆ છે, પણ તું જાદસુમનો નબીરો નામદાર કરસેવજનો બેટો કેહવાય છે, અને પોતાના કાકા પાદશાહા અફરાસીઆબ સાથે શા વાસતે લડે છે. તેં ઇરાનીઓની તરફથી અફરાસીઆબનાં લશકરને બરહમ મારીઊં; પણ એવા બેહુદાપણાથી તું પોતે મારેઓ જશે તેની તો તુંને ખબરજ નથી. તું જો કે હવડાં તારા જીવથી ગરદ કાહાડી નાખું છું, ને તારી નીશાન દુનીઆંમાં રેહેવા દેઊં નહી." તેવારે અરસેવને તેને કહીઊં કે, "અય નાપાક બદસુરત હેરેમન, હું દેલેર અરસેવન છુ તેથી લડાઇના મેદાનમાં મગરમછની સાથેભી લડાઇ કરૂં છુ. અગર

મારી નજદીક નરે દેવ આવે તેથીભી ડરૂં નહી. એ નાપાક તમામ દેવોમાં તું કીહા દેવ ને તોખમનો છે ને તારૂં નામ શું છે અને તું એકાએક એ મેદાનમાં શા વાસતે આવેઓ છે? તારી એ જગો આવવાની મોરાદ શી છે? મગર તું એ જગો પોતાને પાઊએ ચાલીને પોતાનો જીવ બરબાદ કરવા આવેઓ છે કે શું? હું લડાઇના મેદાનમાં હેરેમનથીભી ડર રાખતો નથી." તેવારે તે દેવે તેને જવાબ દીધો કે "મારૂં નામ આલમમાં પુલાદવંદ દેવનો બેટો અલવંદ દેવ કરી કેહેવાય છે. મારા જોરે કરી જમાનોભી દલગીર થાય છે; ને હું ગોસામાં આવું તેવારે આસમાન ઊપરથી ફરેસતાઓને ખાકમાં ઊંધા નાખું, એવો જબરદસત અલવંદ નામનો દેવ તે હું છું. તે કરતાં મારા તન ઊપર કોઈ હથીઆર કારગાર થતું નથી એવા પુલાદના બેટા અલવંદ દેવને તેં દીઠો નથી. હું સકલાબ રૂમના ચરાબુમનાં જંગલમાંથી એ મોલકની તરફ કીનાને વાસતે આવીઓ છું. મેં સાંભલીઊં કે, તારી બદજાતીના ગોસાથી પાદશાહા અફરાસીઆબ એકદમ ખુશ ખુઆબમાં સુતો નથી. એ વાત મેં સાંભલી તેથી હું શેતાબી કરતો એ જગો આવેઓ છું કે તારા તન ઊપરથી તારાં સરને ઊખાડી નાખું ને તુંને ખુન તથા ખાકમાં લપેટી નાખું."

જેવારે પેહેલવાન અરસેવનને તે નાપાકથી એવી વાત સાંભલી, તેજ વખત તલવાર ઉઠાવીને તે નરે દેવ ઉપર મારી, પણ તે નાપાક દેવ રોઇનતન હતો તેથી તેનાં તન ઉપર તેની તલવાર લાગી નહી. એમ કરતાં સાયત એક તે દેલેર, અલવંદ દેવની સાથે લડેઓ. પણ તે દેવના તન ઉપર તે લડાઇના કરનાર અરસેવનનાં હથીઆર કાંઇ કારગાર થયાં નહી. પછે તે બદસુરત દેવે પોતાની ચુંગાલ લાબી કરી અરસેવનને ઘોડાની પીઠ ઉપરથી શેતાબ ઉઠાવી લીધો તેથી તે નામદાર પેહેલવાન ઊપર જમાનો સીહા થયો.



## હેકાયત લખીછે કે, મેદાનમાં આવી હમનબરદ માગી ઓ કેઆનશાહે તથા મેદાનમાં આવીઓ જંગાવે અને ગોફતેગો કીધી તેની સાથે.

એ રવેશ નાપાક અલવંદ દેવ મેદાનમાંથી અરસેવનને પકડી લેઈને વાની મીસાલ બાહાર નીકલી ગયો, ને તે તુરકીની આંખ આગલ આફતાબને સીહા કીધો. જેવારે પાકજાદ કેઆનશાહે એ રવેશ તે નાપાક દેવનું કામ દીઠું; તેવારે પોતાના તન ઉપર પેચ દ઼ખાઈને પોકાર મારીને પોતાના સપેહસાલાર કરાખાને કહીઊં કે, "એ લડાઈથી મારૂં દેલ દરદ ભરેલું થયું છે. એ નાપાક તનનો દેવ પોતાની જાદુઈએ કરી એકાએક અરસેવનને પકડી લેઈ ગયો, તેથી હું નથી જાણતો કે તે નાપાક તેને કાંહાં લઈ ગયો હશે તથા તે ઊપર શું આફત નાખીઊં હશે. એ નાપાક દેવ લોકોની લડાઈ ઘણી બદ દેખું." તેવારે કરાખાંએ કહીઊં કે, "અય પાદશાહા, એ વાતનો તું કસો અંદેશો માં કર; એ નામદાર અરસેવનને દેવની લડાઇ તથા બંદીખાનામાંથી આપણ છોડવશું; પણ એ કામમાં સબર કરશું તો આપણું કામ રાસતબાદ આવશે. વાસતે એ પુલાદવંદ દેવનો બેટો અલવંદ દેવ મગરેબ જમીનના ચરાબુમનાં જંગલમાં રેહે તેથી હું એને ચારાએ કરી અવલ હાથમાં લાવીને પછે એનું સર કાપશ." એવા સખુન કરાખાનો જોબાનથી સાંભલીને પાદશાહા કેઆનશાહે પોતે તનમાં બખતર પેહેરીઊં ને કમર ઊપર જરી કમરબંધ બાંધીઓ કે પોતે મેદાનમાં જઈને તુરાનના લશકર સાથે લડાઈ કરે. એ રવેશ તમામ હથીઆર બાંધીને તે નોજવાન પાદશાહા, પોતાના ઘોડા ઊપર સવાર થઈ મરદાને મરદની મીસાલ મેદાનમાં આવીઓ અને તુરાનના પાદશાહા અફરાસીઆબ જે પોતાના લશકરની કલબગાહામાં ઊભો હતો તે ઊપર એક પોકાર મારીને કહીઊં કે, "અય બેદાદગર અફરાસીઆબ, હું પાદશાહા સીઆવખસનો નબીરો નામદાર ફરેદનો બેટો થાઉછું. મેં તારી બેદાદી દીઠી તેથી તારી સાથે કીનો ઉઠાવેઓ છે, કે પોતાનો મહજબ તથા બુજરગોની રાહો રસમ નેગાહ રાખું એટલા વાસતે આજ રોજે હું મેદાનમાં

આવેઓછું. પણ એ લડાઇમાં મારા કાકા પાદશાહા કેખોસરોના બખતની મદદે તારા સરને હું પોતાની ચુંગાલમાં લાવીને તે પાક તનના પાદશાહા પાસે તને મોકલી દેઊં; કે આજ રોજે તમામ જેહાન પાદશાહા કેખોસરોની નેક નામીના અવાજથી ભરેલી છે એવો તે નેક બખત પાદશાહા છે. તેથી હું આજ રોજે મારા નેઆગાન પાદશાહા સીઆવખસનો કીનો લેવા મેદાનમાં આવઓ છું. વાસતે તું શેતાબ મેદાનમાં આવ કે, આપણે બેહું જણા એ લડાઇના મેદાનમાં લડાઇ કરીએ ને જોઇએ કે, પાક યજદાં કોણની મદદ કરી ફતેહમંદી બખશે છે. એ મેદાનમાં એક તરફ દેલેર જેહાનસોજ તથા શેરમરદ બરજો એ બેહુ નામદારો સખત લડાઇ કરે છે. તે ધરપકડ કરી જોય છે કે આકેબત ફતેહમંદી એ મેદાનમાં કોણને છે." જેવારે અફરાસીઆબે કેઆનશાહાથી એવા સખુન સાંભલીઆ તેવારે પોતાના લશકર ઊપર પોકાર મારીને કહીઊં કે, "એ વખત તમો એટલા સુસત શા વાસતે થઇ ઊભાછો? જે કોઈને દેલેરી હોય તે હવડાં એ મેદાનમાં જાય ને એ જાહેલ તથા બેહોનર છોકરાને લડાઇના મેદાનમાં ઊંધો નાખીને એ રજાલાના બેહુ હાથ પથરની મીસાલ બાંધે અને ખેંચતા મારી નજદીક લાવે તેને સરફરાજી આપી મારા તમામ પેહેલવાનો ઊપર સે-રદાર કરૂં." એવું પાદશાહાનું કેહેવું કે, તલવારનો મારનાર જંગાવે તુરકી એકાએક પોતાના લશકરમાંથી બાહાર નીકલીને અફરાસી-આબની નજદીક ગયો. તે પેહેલવાનની સાથે ખાવર જમીનનું તીસ હજાર લશકર હતું. તે જંગાવે પેહેલવાન અફરાસીઆબને કે-હેવા લાગો કે, "હું એ કેઆનશાહાના મેદાનનો હમનબરદ છું. એ ઇરાની શાહાજાદાની બેહુ બાજુ બાંધીને જેમકે ગેરેહે, વીજરં તથા દ-મોરી ગેરેહે પાદશાહા સીઆવખસને તારાં તખતની નજદીક લેઈ આ-વીઆ હતા તે મીસાલ લઈ આઊં. એવા સખુન સાંભલીને બુરી ખસ-લતનો અફરાસીઆબ ખુશી થયો. અને તે જંગાવેને ગંજ, ગોહર, ઘોડા, તખતો તાજ તથા મોલક આપવાની ઊમેદ આપી અને કહીઊં કે "એ કામ તું કરે તો તુંને એ રવેશ નવાજીને મારી બેટી તુંને આ-પી પોતાનો દામાદ કરી બોલાઊં."

એ રવેશ ગોફતેગો કરી ઊમેદ ભરેલો જંગાવે લડાઈના મેદાનમાં આવેઓ, અને કેઆનશાહા પાદશાહા ઊપર નેગાહા કીધી તો રોશન આફતાબની મીસાલ જરી લગામના ઘોડા ઉપર બેઠેલો તેણે તેને જોયો. તે વેલા ગોસાએ કરી અબરૂ ઊપર ચોન ચહડાવેલાં હતાં તથા કીનાથી આજર ગોશાસપની મીસાલ તેઓમાં આવેલો હતો. તેનો દબદબો જોઇને જંગાવે અજબ રહયો. પછે પાદશાહા કેઆનશાહે આવાજ મારીને જંગાવેને તેનું નામ તથા નીશાન પુછીઊં કે, "તું કોણ છે ને કાંહાંથી આવયો છે તથા તારૂં વતન કાંહાં છે? તું એકાએક એવડી શેતાબી કરીને એ મેદાનમાં મારી સાથે લડવા આવીઓ છે તે શા વાસતે. અવલ તો તું પોતાનું નામ મારી નજદીક કેહે કે, તું પોતાનું નામ શું ધરાવે છે?" તેવારે ખાવર જમીનના જંગાવેએ જવાબ દીધો કે, "મારૂં નામ હરેક જગો લડનાર કરી કેહેવાય છે. તુંને તુરાન જમીનના પાદશાહા અફરાસીઆબ સાથે શા વાસતે લડવું પડે છે. સાંભલવામાં તો આવીઊં છે કે, તું તો પાદશાહા અફરાસીઆબના ખેશમાં છે. અગરચે તારો બાપ ઈરાની તોખમનો હતો; પણ તારી માએ તુરાન જમીનની પાદશાહાજાદી છે. તેથી તુંને એ તુરાન જમીનના પાદશાહા સાથે લડાઇ કરવી મુનાસેબ નથી. અગર તારામાં દાનાઈ હોય તો મારી સાથે પાદશાહા અફરાસીઆબની નજદીક આવ, ને એ ફેસાદથી ગુજરી જા. અગર નહી તો એ કીનામાં તું સલામત રેહેવાનો નથી. હવડાં તું પાદશાહા અફરાસીઆબ સાથે દોસતી કરે તો એ પાદશાહા તુંને કાસગરનો મોલક તથા ચાચ શેહેરની પાદશાહી બખશે. બલકે તે પાદશાહા અફરાસીઆબ તારો બાપ થઈને તુંને પોતાનો બેટો કરી રાખે. વાસતે એ નોજવાન તું જાણી જોઇને પોતાનું બખત બરગસતે મા કર." તેવારે કેઆનશાહે તેને કહીઊં કે, "અય નાદાન, તું એ લડાઈના મેદાનમાં આવી એવાં બાહાના શું કાહાડે છે અગરજો તું લડાઈને વાસતે આવેઓ હોય તો ઊભો રહીને એ ભઠાઈ માં કર, શેતાબ લડાઇનાં હથીઆર ઉઠાવ. એ અફરાસીઆબ પાદશાહા મને મોલક તથા તખત ને તાજ શું બેશત કરશે, હું મારા રોશન બખતની મદદથી ને મારી તલવારનાં જોરથી તુરકી અફ-

રસીઆબનો તમામ મોલક લેઈ મેલસ. અને મારા નેઆગાન પાદશાહા સીઆવખશના ખુનમાં એ નાપાક અફરાસીઆબ તુરકીનું તન ખાકમાં નાખશ અને જેમ કે બુજોરગ બુનીઆદના કેઆની પાદશાહો ઇરાન જમીનના તખત ઉપર રોશન આફતાબની મીસાલ બેશે છે, તે મીસાલ હું તુરાન જમીનના પાદશાહી તખત ઊપર બેસસ. વાસતે હવડાં તો તું શેતાબીથી લડાઇની બાજુ ખોલ."

## હેકાયત લખી છે કે, પકડાયો ગયો જંગાવે તુરકી કેઆનશાહાના હાથ ઊપર અને મારીઊં ગયું તુરાની લશકર તે વગેરે.

જેવારે ખાવર જમીનના જંગાવેએ, કેઆનશાહાની જોબાનથી એવા સખુન સાંભલેઆ તેવારે ગોસામાં આવી છુટભાલડી ઊઠાવીને કેઆનશાહા ઊપર મારી. તેજ વખત કેઆનશાહે પોતાનું સર ચોરાવી લીધું તેથી તે છુટભાલડો તીરની મીસાલ તેના સર ઊપર રહીને નીકલી ગઈ. તેવારે જંગાવેએ ગાભરો પડી જઇને શેતાબ બીજી મરતબે નેજો ઊઠાવીને કેઆનશાહા ઊપર મારેઓ. તેવારે તે કેઆની તોખમના પાદશાહાએ તે નેજાનો જખમ ઢાલઉપર લેઈ રદ કરી નાખીઓ. તેવારે ખાવરનો જંગાવે પોતાના દેલમાં અજબ રહીને કેહેવા લાગો કે, "એ કેઆનશાહા તો સામેસવારના ખાંનદાનના જાબુલી પેહેલવાનોની મીસાલના લડાઇના હોનર રાખતો દેખું." એવો અંદેશો કરીને તરીજી મરતબે તલવાર ઊઠાવીને હોમલો કરી આવીઓ; તેવારે કેઆનશાહે તેને કહીઊં કે, "તેં તરણ મરતબે હુમલા કીધા, પણ તું કસી વાતે મારે ઉપર ગાલેબ આવેઓ નહી, ને હું એક હુમલો તારી ઉપર કરૂં તો તારી આખેર લાઊં. પણ એ મેદાનમાં તારૂં માથું તલવારે કાપવું નથી કે તું જેવા નોજવાન ખુબસુરતને જીવથી મારવાનો મને ઘણો અફસોસ છે. તેથી મેં તુને જીવથી મારવાનું મોકુફ કીધું છે. પણ તું મારી સાથે કોલ કર ને તે કોલને પોતાના દેલથી પાલ કે આજ પછે તું મારા

તાબામાં રેહે; ને જેમ કે અફરાસીઆબની ખેદમતમાં રેહ છે, તે મી સાલ મારી મરજી મોઆફેક ચાલે તો ખાવર જમીનની પાદશાહી તારી જે છે તે તમામ પાછી તુનેજ બખશું." જેવાર જંગાવેએ કેઆનશાહાથી એવા સખુન સાંભલીઆ તેવારે હસીને કહીઊં કે, "એવા બેહુદા સખુન શા વાસતે બોલે છે. તું એ પાદશાહા અફરાસીઆબ સાથે લડવાની ખાહેશ રખે છે, પણ એ પસંગના બેટા અફરાસીઆબ સાથે લડવું આશાન નથી. એ તો જોર તથા કઊઅત ભરેલો જબરદસત મગરમછની મીસાલનો છે; ને એનો દમ જેહેર ભરેલા અજદાહાની મીસાલનો છે. લડાઇને વખત તો ગોઆ તમામ જેહાનની એ બલા છે. ને ગોશાને વખત તો ગોઆ બલતો આતશ છે. વાસતે તું એના પાઊંની છેલી આંગલી બરાબરબી નહી આવી શકે. તો હવે તું એવી લાફ શા વાસતે મારેછે કે, "બકરીનાં બચાંથી મસત શેરની લડાઇમાં ઊભુ રેહેવાતું નથી." એ સખુન સાંભલીને કેઆનશાહા ગોશામાં આવેઓ, અને પાહાડનો તોડનાર ભારી ગોરજ ઊઠાવીને જંગાવેના સર ઊપર મારેઓ, તેના ધકાએ કરી તમામ મેદાન હલીમલી રહીઊં. તે ગોરજના જરબે કરી ખાવરનો પાદશાહા જંગાવે બેહોશ થઈ ઘોડાના જીન ઊપરથી સીહા ખાકમાં પડેઓ. એવામાં કેઆનશાહાના લશકરમાંથી કરાખાં સપેહસાલાર આવી પોંહોંચયો. તે શેતાબ પોતાના ઘોડા ઉપરથી ઊતરીને જંગાવેના બેહુ હાથ સખત પથરની મીસાલ બાંધીને ખોઆરીથી ખેંચતો પોતાનાં લશકરની તરફ લેઇ ગયો.

તે પછે કેઆનશાહ હુમલો કરીને તુરાની લશકર ઊપર મસત શેરની મીસાલ જઇ પડેઓ ને તલવારે કરી તથા ગોરજે કરી તુરકો લોકો ઊપર મોહોતનો વરસાદ વરસાવા લાગો. એમ કરતાં લશકરની સફ ફાડીને પાદશાહા અફરાસીઆબ લશકરની કલબગાહામાં ઊભો હતો તેની નજદીક જઈને તેને કહીઊં કે, "અય બગેર આબરૂના તુરકી અફરાસીઆબ, આફતાબ તથા માહાતાબનાં પેદા કરનાર પાક યજદાના કસમ તથા પાદશાહોના પાદશાહા પાક દીનના કેખોસરોના તખતો તાજના કસમ તથા જાલેજરના બેટા જેહાન પેહેલવાન રૂસતમનાં જોર અને હોનરના કસમ તથા જેહાનના દરમેઆનમાં જે ચીજ

નેકીની છે તે નેકીના કસમ તથા તલવારના મારનારા દેલાવરોની જવાં મરદીના કસમથી હું કહુ છું કે, જાંહાં લગી હું તારાં લશકરને બરહમ મારૂં નહી તાંહાં લગી એ મેદાનમાંથી પાછો ફરૂં નહી. તેં મને એક અકલ વગરનો છોકરો જાણી તારી પોતાની બેઅકલે કીનાંનું બી રોપીઊં છે. પણ તેં એ બદીનું જાહાડ રોપીઊં છે ખરૂં તેથી તેનાં ફલ તુંનેજ ચાખવાં પડશે. અગર જો તારાં કામ નેક હોય તો, આલમના દરમેઆનમાં સરવ કોઈ અદના આલા તારા દુશમન નહી થાતે. તે કરતાં તારૂં લશકરબી તારા જોલમથી ને બેદાદીથી બેજાર છે તેનાજ સબબથી એ બેઊ જેહાન તારી મોરાદ મોઆફીક ચાલતી નથી. ને રોશવાઈથી મોલકે મોલક નાહાસતો ફરેછે. પણ હવે તો પાદશાહા કેખોસરો ઇરાન જમીનના દેલેરો સાથે આવી પોંહોંચયો છે, તે તારા સરને ખાકમાં ઊધું નાખશે." એટલું કહી પોતાના ઘોડાને અફરાસીઆબનાં ખાસ લશકરમાં જોહોકાવીઓ, ને તેજ તલવાર ઊઠાવીને તે લશકરમા ડાહાભી તથા જમણી તરફ હુમલો કરી રસતાખેજ ઊઠાવવા લાગો, ને જેમ કે સખત વા વાય ને જાહડનાં સુકાં પાદડાં ગલે તે મીસાલ તુરાની લોકોનાં સર જમીન ઊપર નાખવા લાગો. ને જે કોઈ નામીચા સવારો હતા તેઓને મારી ખાકમાં નાખીઆ. ને જે કોઈએ આજેજીથી માફ માંગી તેઓને જીવતદાન બખશીઊં. તેણે તલવારના જખમે તુરાની લશકરના જુંડા ખાકમાં ઊંધા નાંખેઆ, તેથી તુરાની લશકરમાં શોર શાર પડીઓ; ને તુરાની સવારો ડર ખાઈને ડાહાભા જમણી નાહાસવા લાગા. એ રવેશ તે નોજવાને તે લશકરને બરહમ મારીઊં; ને લોહાક તથા ફરશેદવરદ તથા કેરજંમ એ તરણ પેહેલવાનને જખમી કીધા. એમ કરતાં તરણ હજાર સવાર પાદશાહા કેઆનશાહાના હાથ ઉપર મારેઆ ગયા ને જખમી થયા તેનો તો કસો સુમાર હતોજ નહી. એમ કરતાં આફતાબ ગુરબ થયો ને સીહ રાતે સર ઊઠાવીઊં.



## હેકાયત લખીછે કે, રાતનો વખત થયો તેથી પાછા ફરી આં તમામ લશકરો લડાઇનાં મેદાનમાંથી પોત પોતાનાં મકાનની તરફ.

એ રવેશ જેવારે સીહા રાતે રોશન રોજના ચેહરા ઊપર પડદો નાખીઓ ઈઆને રાતનો વખત થયો તેવારે મેદાનમાંથી સરવ કોઇ ઘોડાઓની લગામ ફેરવીને પોત પોતાનાં મકાન ઊપર ગયા. તેવારે કેઆની તોખમનો કેઆનશાહાભી મેદાનમાંથી પાછો ફરી, શેરની મીસાલ પોતાના મકાન ઊપર આવીઓ. હવે પેલી તરફ બરજો તથા જેહાનશોજ લડતા હતા તેઓ રાતનો વખ્ત થયો તોભી લડાઇ કરતા પાછા રહયા નહીં. તે વખતે બરજો જેહાનશોજની લડાઈથી બતંગ આવેઓ હતો, પણ પોતાની શરમને વાસતે લડાઈ સખત કીધી. પછે જેહાનશોજને એમ કરી કહીઊં કે "અય દેલેર આપણે એ મેદાનમાં ઘણીએક લડાઇ કીધી, પણ તેમાંથી કોઇની મોરાદ હાંસેલ થઈ નહી, પણ હવે તો રાતનો વખ્ત થયો છે તેથી તું પોતાનાં મકાન ઉપર જા; અને કાલ રોજે જે કાંઈ તુને પસંદ આવે તે કરજે. મે જેહાનના દરમેઆનમાં તારી મીસાલનો દેલાવર પેહેલવાન દીઠો તો નહીં, અગર મેં ઘણાભી પેહેલવાનો સાથે તથા દેવો સાથે તથા જાદુગરે- સાથે તથા નરઅજદાહ સાથે હું લડીઓ છું પણ તું જેવો પેહેલવાન કોઇને મેં નજરે દીઠો નથી, બલકે કાને સાંભલીયોભી નથી; પણ તું હુજરને બેઅકલ ઘણો છે, તેથી તારી મરદાનગી તમામ બરબાદ થાય છે. અવલ તું બેઅકલીએ કરી પોતાનુંજ કામ ખરાબ કરે છે; વાસતે તું અંદેશો કરીને સમજ, ને એ કોનાથી હાથ ઊઠાવ. પછે હું તુંને મારી સાથે પાદશાહોના પાદશાહા કેખોસરોની નજદીક લેઇ જાઊં, ને તે પાદશાહાની દરગાહામાં તુંને ઘણીએક આબરૂથી જાલેજરના રૂસતમના બેટાઓની સફમાં સુનાની કુરસી ઊપર જગો કરી બેસાડું, તથા તુંને ઘણોએક ગંજ ખજાનો પાદશાહ પાસેથી બખશાવીને મોલકનો સાહેબ કરાવશ, ને જેવારે ઇરાન જમીનના પાદશાહના લશકરની સપેહેસાલારી તારા હાથમાં આવશે, તેવારે તમામ

નોજરી તોલાના લોકો તારા ચાકર કરી કેહેવાશે, ને જાબુલ જમીનનો શેર જે દેલેર ફરામરજ છે તે તારો ઇઆર થશે. અને કેશવાતનો ગોદરેજ પોતાના તમામ ફરજંદો સાથે તારી નેકખાહી કરશે. એ નોજરી લોકો તે મારા આશના છે તેથી મારાં લશકરમાં હરેક જગો તેઓનો મકાન રેહેછે; વાસતે તું મારી સાથે આવ ને મારાં લશકરમાં બાઆબરૂથી રેહેજે." તેવારે જેહાનશોજે હસીને કહીઉં કે, "અય દેલેર, તું એવાં બાહના શા વાસતે કરેછે. પણ હવે આજ તો તું જા, જેવારે કાલ રોજે તું એ મેદાનમાં આવશે તેવારે મરદાને મરદની મીસાલે હું તારા બેહુ હાથ બાંધીને તુંને નામોશી લગાડવાને વાસતે બાંધેલી બાજુ સાથે ઇરાન જમીન તરફ પાદશાહા કેખોસરોની દરગાહાના અનજુમનમાં મોકલશ ને કેખોસરોને કેહેવાડશ કે, ખોતા જમીનના જેહાનશોજે તારે વાસતે આ હદીઓ મોકલયો છે. એ રવેશ કેહેવાડીને તારી મશખરી કરાવશ. યા અગરજો એ લડાઇના મેદાનમાં તું મને ઊઠાવીને જમીન ઉપર મારે તો હું તારી ખેદમતમાં ફરમાબરદાર બંદાની મીસાલ હાજેર રહું. પણ હવે તો રાત પડીછે તેથી તું પોતાના લશકરમાં જઇને આરાઓેસ કર. અને કાલ રોજે જેવો આસમાન ઊપર આફતાબ નીકલે તેવોજ શેતાબીથી તું લડાઇના મેદાનમાં આવજે, કે આપણે એ મેદાનમાં લડીને જોઇશું કે, આકેબત કોણના પાદશાહાનું બખત રોશન થાય છે." એટલું કહી જેહાનશોજ તોગાનશાહાનાં લશકરની તરફ પોતાને મકાને ગયો.

જેવારે જંગી જેહાનશોજ કમર છોડીને તોગાનશાહાની દરગાહમાં ગયો, તેવારે તોગાનશાહે જેહાનસોજને પુછીઉં કે, "અય શેરની ચુંગાલના પેહેલવાન બરજોની લડાઇ શી રવેશની છે. મેં એ જાબુલી પેહલવાનને ઘણીએક મરતબે લડાઇમાં લડતો દીઠો છે, તેથી એની મરદાનગી તથા પેહલવાની મને પસંદ છે." તેવારે જેહાનશોજે તોગાનશાહાને કહીઉં કે, "તું એ બરજોની તારીફ કરેછે, તે તમામ દરૂસત છે. પણ મેં આજ રોજે મારા ગોરજે કરી તેની ખાતેર નીશાન કરી નાખી છે." પછે જે કાઇ તે લડાઇમા નીપજીઉં હતું તે તમામ તોગાનશાહાની નજદીક કહીઉં. તે સાભલીને પાદશાહા તોગાનશાહા ઘણો અજબ રહયો.

હવે પેલી તરફ શેરમરદ બરજો જેહાનસોજની લડાઈમાંથી શે-કશતે ખાતેર થયલો બેકરારી ભરેલો પોતાનાં લશકરમાં ગયો, તાંહાં તમામ પેહેલવાનોએ જેવારે બરજોનો ચેહેરો જરદ થાયલો દીઠો, તેવારે નોજરશાહના તુસે બરજોને પુછીઊં કે, "આજ રોજે તારૂં મોહો જરદ શા વાસતે થયું છે ? આજ રોજની એ નોજવાન પેહેલવાનની લડાઈથી તું એવડો ગમગીન છે ? એ જેહાનશોજ તો જોવામાં એક લડાએક ચીતો છે" તેવારે નામદાર બરજોએ કહીઊં કે, "આજલગી એવો જંગી અને લડાએક પેહેલવાન મારા જોવામાં કોઈ આવેઓ તો નહી." એવામાં ફરોબજાદે કહીઊં કે, "એ જેહાનશોજ તો ઓઆ જેહાનની એક બલા છે." પછે બેજાદે સખુન કાહાડેઓ કે, "એ નોજવાન તો લડાઈની વખ્ત ભારી મગરમછની મીસાલનો જબરદસત છે. અને એની લડાઈથી તો નરે દેવોભી નાહાશે છે." તેવારે જરમેહેરે એમ કરી કહીઊં કે, "એ પોતાના પેહેલવાનની લડાઈમાં તો મહસત હાથીભી પાએદારી લાવી શકતો નથી." તેવામાં નુશાદ પેહેલવાન બોલેઓ કે, "એ જેહાનશોજની દેહેસતથી તો જમાનોભી ધ્રુજે છે." એવામાં હજીર પેહેલવાને કહીઊં કે, "એ જેહાનનો લેનારો જેહાનશોજ પેહે-લવાન જેવો કોઈએ આજ લગી નજરે દીઠો તો નહી; બલકે કાને સાંભલેઓતોભી નહી." એ રવેશ તમામ ઈરાની પેહેલવાનો એક એક સાથે ગોફતેગો કરી કેહેવા લાગા કે, "એ નોજવાન પેહેલવાનની લડાઈ માં તો કોઈથી ઉભું રેહેવાતું નથી. બીજન જેવો નામીચો પેહેલ-વાન એના હાથ ઊપર કેદ પકડાયો ગયો છે, તેભી એકાએક છુટવો મુશકેલ છે. તેના દરદથી આપણને માહેતમમાં બેસવું પડશે." તેવારે તુસના ફીરોજેભી પોતાનું મોહ દીલગીર કરી કહીઊં કે, "અમારા નોજરી ટોલાના આજાદ તથા ગસતેહમ એ બેહુ પેહેલવાનો પણ બીજનની સાથે એ જેહાનશોજના બંદીખાનામાં કેદ પડેલા છે. વાસતે કાંઈ ચારો તો કીધો જોઈએ, કે તે નામદારો પોતાના તે બંદમાંથી છુટે, અગર નહી તો તેઓના જીવ ઉપર ખતા પડશે, અને તેવારે આપણા બખત બરગસતે થશે. વાસતે એ આપણા અનજુમનમાં કોઈ એવો પેહેલવાન નામદાર મરદ છે કે પોતાની દેલેરીથી એ તોગા-

નશાહાના લશકરમાં જાય, ને પોતાના હોનરે કરી તે જગોથી આપણા પેહેલવાનોને છોડવી લાવે."

નામદાર ફીરોજનું એટલું કેહેવું કે પેહેલવાન કરીમાન મહ- સત શેરની મીસાલ પોતાની જગોથી ઉઠી ઉભો; ને કેહેવા લાગો કે, " એ કામ ઘણી આબરૂ વધારનારૂં છે તેથી મને એ કામ કરવું સ- જાવાર છે. હું તોગાનશાહનાં લશકરમાં જાઊં ને નામદાર બીજનનો તથા પેહેલવાન આજાદને તથા ગસતેહેમને હરેક તદબીરથી લાવીને આ પણી અનજુમનમાં ખુસીથી બેસાડું." એ સખુન સાંભલીને શેરમરદ બરજો ઘણો ખુશી થયો. ને તેને રજા આપીને કહીઊં કે "એ નામના ઊઠાવનાર બેટા, એ કામ ઘણું સખત છે તોપણ તુંજ એ કામ બજા- વી શકશે. પણ સીહા રાતને વખતે દુશમનનાં લશકરમાં એકલી જાતે જવુંછે વાસતે ખુબ હોશીઆરીથી કામ કરજે. એવું નહી થાય જે દુ- શમન લોકો તારે ઉપર ચારો નાખે." એટલું કહીને તેને રવાને કીધો.

તેજ વખત પેહેલવાન કરીમાન બરજોના દેહેરામાંથી બાહેર આવીને હકતાલાનું નામ જોબાન ઉપર લઇ પોતાના ઘોડા ઉપર સવાર થયો ને જેહાનશોજનાં લશકરની તરફ ચાલેઓ કે, તે જગો જઇ સી- હા રાતને વખત ખોતા લોકો ઉપર ખતા નાખે ને તે જગોથી પોતાના પેહેલવાનોને છોડવે. એમ કરતાં તે દેલાવર, પોતાનાં લશકરની નજ- દીક જઇ પોંહોચેઓ; તાંહાં તોગાનશાહાનો બેટો પેહેલવાન આયખાં એખલો પોતાનાં લશકરની આસપાસ તલાયો ફરતો હતો. તેણે એ- કાએક કરીમાનને એખલો આવતો દીઠો તેજ વખત પોકાર મારીને પુછીઊં કે, "એ સવાર તું કોણ છે? ને એવી સીહા રાતને વખત તું કાંહાં જાએ છે? મગર તું કોઇ અમારાં લશકરનો નેકખાહા છે ઇઆ કોઇ ચોર છે ? વાસતે તું મારી નજદીક આવ ને તારૂં મોહડું મને દે- ખાડ કે.જે તે માલમ પડે.



## હેકાયત લખીછે કે, ગયો કરીમાન રાતને વખત જેહાન સોજનાં લશાકરમાં અને તીહાં આયખાંને પકડેઓ તથા તેને બીજી હકીકતો પુછીને ઈરાની પેહેલવાનોને છોડવીઆ તે વીશે.

જેવારે કરીમાને આએખાંને એ રવેસ બોલતો દીઠો તેવારે કસો જવાબ દીધો નહીં ને આસતે આસતે ઘોડો ચલાવેઆ કીધો. એવામાં આએખાં આવી પોંહોંચી તે ઊપર હોમલો કીધો, તેવારે તે નામદાર પેહેલવાન ચારાથી પોતાના ઘોડાની લગામ ફેરવી આએખાંની નજદીકથી જંગલની તરફ નાહાસવા લાગો, તેની પછવાડે આએખાંએ પોતાનો ઘોડો દપટાવેઓ. તેવારે કરીમાને આએસતે રહીને શેકાર બંધ ઊપરથી પોતાની કમંદ ખોલીને એકાએક પોતાનો ઘોડો પાછો ફેરવી શેતાબ આએખાં ઊપર કમંદ નાંખી, તેજ વખત આએખાંની કમંદનો ફાંઘો આવેઓ, અને તેવારે તુરતજ કરીમાંને આચકો મારીને ઘોડા ઊપરથી ખાકમાં નાખેઓ. પછે સેતાબીથી પોતે ઘોડા ઊપરથી નીચે ઊતરીને તેની બેહુ બાજુ સખત પથરની મીસાલ બાધી. તે પછે તેને ઊઠાવીને જંગલની તરફ દુર એક ગોશામાં લેઇ જઇને દેલાસાથી પુછીઊં કે, તું કસી વાંતે દરમાં, ને મને પોતાનું નામ રાસતોથી કેહે, કે હું જાણું જે ખોતાનાં લશાકરનો તું કોણ નામદાર છે. તેવારે તેણે જવાબ દીધો કે, "એ નામદાર હું તો ખોતાના પાદશાહા તોગાનશાહાનો બેટો છું, મારૂં નામ દેલેર આએખાં કરી છે. મને નામદાર સોહોરાબનો બેટો શેરની વજનનો કરનાર પેહેલવાન બરજોભી પીછાણે છે. મેં તે સરફરાજ પેહેલવાન સાથે નેકી કીધી છે, તેથી તે બુજોરગ ખાનદાનનો પેહેલવાન મારૂં હેાાન હરગેજ વીસરતો નથી. ને હુંભી તે નામદારના હેસાનમાં દુબેલો છેઊં." તેવારે કરીમાંને તેને કહીઊં કે, "અય શાહાજાદા, હું તુને પુછું તેનો જવાબ રાસતીથી મને કેહે કે, એ તમારાં લશાકરમાં અમારા પેહેલવાનો બીજન તથા ગસતેહેમ તથા આજાદ એ તમામ પેહેલવાનો જેઓ કેદમા છે તેઓ કહી જગોએ છે. ને

તેઓના બંદીખાનાં ઉપર કીહા પેહેલવાનોની ચોકી છે, અને તાંહાંનો તાલુકો કોણનો છે." તેવારે આએખાંએ જવાબ દીધો કે, "એ નામદાર પેહેલવાન, તે ઇરાની પેહેલવાનોતો મારાં બંદીખાનામાં કેદછે. અને તેઓ ઉપર મારાં લશકરની ચોકી છે. તોગાનશાહે મને હોકમ કીધોછે તેથી મેં પોતાના દેહેરાની નજદીક તે તરણે પેહેલવાનોને લોહડાંની સાકલે બાધીને મારા તાલુકામાં રાખેલા છે." એવી વધાઇના સખુન સાંભલીને પેહેલવાન કરીમાન પોતાના દેલમાં ઘણો ખુશી થયો. પછે તેની સાથે દોસતીની રૂહે વાત કરીને તે રાહાની તમામ નીસાની પુછી લીધી. પછે ચાહીઓ કે, ખંજરે કરી આએખાંને મારે. પણ તે શાહાજાદો ઘણો ખુબસુરત હતો તેથી તેને મારતાં અફસોસ આવેઓ; તેવાર આએખાંના તનમાંથી તેનો તમામ પોશાક તથા હથીઆર સરવે ઊતરાવી પોતે પેહેરેઆં. ને આએખાંને તે પછી એક જાહડ સાથ ઊસતવાર બાંધીને પોતે આએખાંનાં ઘોડા ઊપર સવાર થાયો, ને પોતાનો ઘોડો તથા સામાંન સરવે આએખાંની નજદીક તેજ જગાએ મેલીને પોતે આએખાં થઈ પોતાનાં લશકરની તરફ ચાલેઓ. જેવારે આએખાંના દેહેરાની નજદીક જઇ પોંહોંચેઓ, તેવારે તેના ચાકરોએ તેને પોતાનો સાહેબ જાણીને દેહેરામાં દાખેલ થવા દીધો, પછે એક જામ શરાબની મંગાવીને નોશ કીધી.

હવે એ દેહેરામાં જે ઇરાની પેહેલવાનો બંધમાં હતા તેઓએબી એકાએક કરીમાનને પીછાનેઓ નહીં. પણ શાહાજાદો આએખાં જાણીઓ. જેવારે કરીમાને તે ઇરાનીઓનાં તન ઊપરના ભારીં બંધ પોતાને હાથે તોડી નાખેઆ, તેવારે તેને બીજને પીછાનેઓ. તેથી ઘણો અજબ રહેઓ, અને કહીઓ કે, "તમામ જાબુલી પેહેલવાનોમાં તું અજબ દેલગોરદો રાખે છે." પછે તે તમામ ઇરાનીઓને આએખાંના દેહેરામાં લાવીને તેઓનાં તનમાં પાદશાહી લાયકનાં બખતર પેહેરાવીને તેજ લશકરમાંથી ઘોડાઓ છોડી તે ઊપર તે તરણે પેહેલવાનોને સવાર કીધા ને પોતે પાછો કુદીને આએખાંના ઘોડા ઊપર સવાર થયો, ને જે ગીસાલે તલાએઆ લોકો આવે જાય તે ગીસાલ પોતાનાં લશકરમાંથી બાહેર નીકલેઓ. પછે તે તરણે ઇરાનીઓને બર-

જોના લશકરની તરફ રવાને કરી પોતે કરીમાંન જે જગાએ આએબાં-
ને બાંધેલો હતો તાંહાં ગયો, ને તે જગો જઇને પોતાનું બખતર તથા
હથીઆર પાછાં પોતે પેહેરેઆં, ને પેલો આએબાંનો લેબાસ પાછો
આએબાને પેહેરાવયો. ને કહીઊં કે, "એ શાહાજાદા, તું તોખમ
પાદશાહી રાખે છે તેથી તુંને સલાંમત જીવતો મેલું છું, પણ તું શેતા-
બ તારા બોતાના લશકરમાં જા ને તારા તોગાનશાહાને તથા જેહાન-
શોજને ખબર કર કે, નામદાર બરજોનો બેટો દેલેર કરીમાંન શીહા
રાતને વખત આપણાં લશકરમાં આવીને એ રવેશથી દેલેરી કરી ઇરાંની
પેહેલવાનોને છોડવી લેઇ ગયો છે. એ વગેરે તેં જે કાંઈ મારાં કામની
કોશેસ દીઠી છે તે તમામ કેહેજે. એટલું કહી તે આએબાંને તેનાં
ઘોડા ઊપર પાછો બેસાડીને તે અંધારાં જંગલમાંથી બેઊ જણાં પોતા-
નાં લશકરની તરફ ચાલેઆ. રાહામાં બીજન તથા ગસતેહેમ તથા આ-
જાદ પેહેલવાનો પોતાના ઘોડા ઉભા રાખી કરીમાંનની રાહા જોતા હતા.
એવામાં કરીમાંન પોતાના ઘોડા ઉપર સવાર થયલો તેમની તરફ આવો
લાગો. પછે તમામ હકીકત તેઓને છોડવતાં જે બની હતી તે ઇરાનીઓ
ની નજદીક કહી, તેથી તે પેહેલવાનો ઘણા અજબ રહેઆ, ને તે ઉપર
આફરીન કીધી, ને કહીઊં કે, "શેરનાં બચાંથી શેરપણાંનુંજ કામ થાય."
પછે રાહામાં હરેક દુનીઆંદારીની વાત કરતા તે ચારે નામદારો ઇરાની
લશકરની તરફ ચાલેઆ, તે મોરગને બાંગ દેવાને વખત બરજોનાં લશ
કરમાં જઇ પોંહોતા. તીંઆં પુગવા પછી તમામ દાસતાન બરજોને
કહી સંભલાવી, તે સાંભલેઆથી શેરમરદ બરજોનો ચેહેરો ગોલાબનાં
ફુલની મીસાલ ખીલેઓ.



## હેકાયત લખીછે કે, ખબર થઇ પાદશાહા તોગાનશાહાને તથા જેહાનશોજને ઇરાની પેહેલવાનો બંધમાંથી છુટી ગયા તેની અને ગોસ્તેગો કીધી તે વીશે જંગી જેહાનશોજે શાહજાદા આએખાંની સાથે.



એમ કરતાં બાંમદાદની રોશનીએ શીહા રાતની મસકરી કીધી ને તે ઉપર હશી, તેથી શીહા રાતે પોતાના સર ઉપર સફેદ ચાદર ખેંચી ને પોતાનો શીહા ચેહેરો છુપાવેઓ, અને રોશન આફતાબે પોતાનો ઘોડો મેદાનમાં જોહોકાવીઓ, યાને આફતાબ બાહેર નીકલીઓ તે વખત જેહાનસોજને ખબર થઈ કે પેલા ઇરાની બંધવાઓ છુટી ગયાછે. તેજ વખત તે જંગી તોગાનશાહાની દરગાહામાં આવી ગોસાથી કેહેવા લાગો કે, "તારા બેટા આએખાનું કામ તેં દીઠું, કે પેલા ઇરાની બંધવાઓ જે આપણા હાથમાં કેદ હતા તેને તેણે કાહાડી મેલેઆ." તે સાંભલી તોગાનશાહે પોતાના બેટા આએખાં ઉપર ગોસો કીધો ને કહીઉં કે, "અય બેએકલ બેટા, તેં એ સું નાદાંની કીધી કે આપણા બુજોરગોનાં નાંમને શરમ પોહોંચાડી. ને તેં એ ઇરાની બંધવાઓને એકાએક શા વાસતે છોડી દીધા? તેં એ કામ ઘણું બદ કીધું છે." તેવારે આએખાંએ જેહાનશોજ તથા પોતાના બાપની નજદીક તમામ દાસતાંન અવલ થીતે આખેર શુધી કહી સાંભલાવી. એથી લડાએક જેહાનસોજ ઘણો અજબ રહયો, ને પુછવા લાગો કે, "તે મરદ જે રાતને વખત આપણાં લશકરમાં આવેઓ હતો તેનું નામ સું હતું? એ રવેશ દુશમન આપણાં લશકરમાં આવી પોતાનું કામ કરી ગયો, ને આપણાં લશકરમાં કોઇને તેણે જરાબી ઇજા દીધી નહી. એ વાત ઘણી અજબ લાગે છે." તેવારે આએખાંએ જવાબ દીધો કે, "તે શખસ તો સરફરાજ બરજોનો બેટો કરીમાન હતો, ને તેને એ રવેસ મને પકડી, બાંધી, મારો તમામ પોશાક પેહેરીને પોતાનું કામ કીધું." તેની હીમત તથા હોનરની વાત સાંભલીને જંગી જેહાનસોજ ઘણો હેરાન રહયો, ને અચંબાથી પોતાના હાથની આંગલી દાંતમાં પકડી.

પછે આએખાં ઉપર ગોસો કરી બોલેઓ કે, "તારામો એટલો ચારો હતો નહીં જે હરેક વાતથી તે ફરીમાંનને લાવીને મારા દેહેરાની નજદીક ઊભો રાખતે, પછે હું તેને જોઇ લેતે, પણ હવે તો જે બની તે ખરી. વાસતે આજ રોજે હું મેદાનમાં જઇને એ ઇરાનીઓ સાથે એક લડાઇ એવી તો સખત કરૂં કે તેની દેહેસતથી કોયેકાફમાં સીમોરગ જાનવરભી ધ્રુજે. ને ઇરાની તથા તુરાની લશકરમાંથી એક શખસને જીવતો જવા દેઊં નહી. ને ઇરાન તથા તુરાન એ બેહુ મોલક આપણાં તાબામાં કરૂં, કેમકે એ ઇરાની લોકોએ રાતને વખત ચોરીનું કામ કીધું છે. હવે સોરાબના બેટા બરજોને તથા નોજરશાહાના તુસને કોઇનેભી હું સલાંમત રાખું નહી કે તેથી ફરીમાંન પોતાનાં બાપની માહેતમમાં બેસીને જારજાર રોય ! ને એ લોકોના જુનડા તથા નગારાં છીનવી લેઊં. તેવાર પછે ઇરાનની તરફ જાઊં, ને તાંહાં જાલના બેટા રૂસતમની સાથે લડીને તેના ભારી તનને ખાકમાં ઊધું નાંખું, ને કેખોસરો પાદશાહાનું તખતો તાજ છીનવી લેઊં, ને ફરામરોજને તથા જેહાન બખશને તથા તમુરને તથા બુઢા જાલેજર એ તમામ જાબુલીઓના મુસકા બાંધું ને શાંમેસવારનાં ખાનદાનનો એક સવારભી જીવતો રેહેવા દેઊં નહી, પણ હું હાથી ઊપર સવાર થઇને લડાઇ ઊપર જાઊં છું તેથી પુરો કાબુ પામતો નથી, વાસતે મારે લાયકનો એક ઘોડો મને સવારીનો જોઇએ. જેવો નામદાર બરજોનો ઘોડો ગુલગુને દેવજાદ છે, તેવો ઇયા તો ફતેહમંદી ભરેલા ફરામરોજનો ગોરાબ ઘોડો છે તેવો યા તમામ જેહાનના પેહેલવાન તાજબખસ રૂસતમના રખસ જેવો ઘોડો મારા હાથમાં આવે તો હું તે ઊપર સવાર થઇને જેહાનના દરમેઆનમાં દેલની મોરાદ મોઆફેક કામ લેઊં." એવી ગોફતેગોમાં જેહાનસોજ હતો એવામાં એકાએક એક દેવ તોગાનશાહાની દરગાહમાં આવીઓ ને તોગાનશાહાના તખતનાં પાઊંને બોસા દેઇ કેહવા લાગો કે, "અય પાદશાહા, મેં એવું શાંભલીઊં છે કે એ જેહાનસોજ પોતાની સવારીને વાસતે એક ઘોડો જેહાન પેહેલવાન રૂસતમના રખસની મીસાલનો માંગેછે, તો રૂસતમના રખસનો બાપ હું છું. તે રખસ ઘોડો મારા તોખમથી પેદા થયલોછે ને મારૂં

નામ રખસાંને દેવ કરી કેહેવાયછે. ને રૂસતમનો રખસ હું થકી પેદ થયો છે. ને મારી દેહેસતથી આસમાંન ઉપર આફતાબ તથા માહાતાબ ભી રાહા ભુલી જાએછે. એવો હું જબરદસત દેવછું ને મને એક બેટોછે તેની મદદથી હું જેહાનના દરમેઆનમાં કોઈથી દરતો નથી, મારો બેટો હરજગો મને રાહાનો બતાવનારછે. તે બેટો ઘણો તેજ ચાલનો ઘોડોછે. ને રાહામાં ચાલેછે તેવારે પતજહીનો વાભી તેની બરાબર ચાલતો નથી. દુનીઆંનાં તમામ ઘોડાઓ તેની બરાબરી કરી શકતા નથી, મગર જેહાંન પેહેલવાન રૂસતમનો રખસ ઘોડો તેની બરાબરીનોછે, પણ તે રખસભી મારીજ પીઠથી પેદા થયોછે તેથી એ બેહુ ભાઈ થાયછે. તે ઘોડો એ જેહાનસોજને લાયકનોછે કે તે ઉપર એ નામદાર સવાર થાયતો તમામ જેહાન એનાં તાબામાં થાય. પણ એ જેહાનનાં દરમેઆનમાં એક મારો ભારી દુશમનછે, તેના જોલમથી હું દુનીઆમો નાહાસતો ફરૂં છું. શાવાસતે કે તે નાંતરશ દેવ જાદુઇમાં તથા જોલમમો ઘણો જબર દસતછે, તે દેવની બરાબરી જેહાનમાં કોઈ બીજો દેવ કરી શકતો નથી; તું કેહે ગોયા તે દેવ એક અજબ તરેહેની બલાછે. પણ એક દાનવ મોબેદે મને કહીઉંછે કે, તે દેવ લડાઇનાં મેદાનમાં દેલેર જેહાનસોજનાં હાથ ઊપર મારેઓ જશે. કે તે જેહાનસોજ લડાઈને વખત સામેસવારની મીસાલનો પેહેલવાન છે, તેથી તે દેવને જેહાનસોજ મારશે. તે નાપાક દેવનું નામ નેહેહંગાલ દેવનો અલવંદ દેવ કરી કહેછે. તે અલવંદ દેવનો બાપ પુલાદદેવ કરી કેહેવાતો હતો, અને તે નાપાકભી તમામ જેહાનને આજારનો દેનારો હતો પણ મોટી અજાયબી એછે કે તે અલવંદદેવ જાતે રોઇનતનછે, તેથી તેનાં તન ઊપર કોઇ હથીઆર કારગાર થતાં નથી. પણ જેહાનસોજ સેવાએ કોઇ બીજો પેહેલવાન તેનાં રોસન રોજને શીહા કરનાર નથી. યાને તેને જેહાનસોજ મારશે." એવી હકીકત સાંભલીને પેહેલવાન જેહાનસોજે પાક યજદાંની દરગાહમાં શોકરાનાં કીધાં કે તે જેહાનના પેદા કરનાર સાહેબે મારી મોરાદ હાંસેલ કીધી કે એ દેવને એ જગોએ મોકલેઓ.



## હેકાયત લખીછે કે, ગોદરૂતેઓ કીધી રખસાન દેવે પાદશાહા તોગાનશાહા તથા જેહાનસોજ સાથે.

એ રેવેશ પાકદાદારનાં શોકરાંનાં કરીને પછે જેહાંનસોજે તે દેવને કહીઊં કે," અય રખસાંને દેવ, તું તે ઘોડો કેવારે મારે હંજુર લાવશી કે હું તે ઉપર સવાર થઇ મારી મોરાદ મોઆફેક કામ લેઊં. ને તું કેહે તે મીસાલ તે નાપાક અલવંદ દેવને જમીન ઊપર મારી તેનાં તનને ભારી ગોરજે કરી કુટી નાખું." તેવારે રખસાંન દેવે જેહાનસોજને કહીઊં કે, "અય જમાનાના પેહેલવાન, તારે વાસતે એવો ઘોડો લાઊં કે તે ઉપર તું સવાર થઇને પોતાનાં તમામ મુદઇઓ ઊપર ફતેહ પાંમે. ને તમામ જેહાનને તારા તાબામાં કરે." એટલું કહીને રખસાંને દેવ બાહેર નીકલી ગયો. તેવારે પેહેલવાન જેહાનસોજ ખુશીમો આવોઓ કે હવે મારાં બખતે જોર કીધોછે કે લડાઇને લાયકનો ઘોડો મારા હાથમાં આવેઓ. પછે તોગાનશાહાને કહીઊં કે, "હવે જમાંનામો મારી મોરાદ હાંસેલ થઈ, અગર જો એ ઘોડો મારી રાંન નીચે આવેતો એ લડાઇનાં મેદાનમાં એક સવારને સલાંમત રેહેવા દેઊ નહીં. અવલ તો અફરાસીઆબને તખત ઊપરથી ઊઠાડી તારા નામને બુજોરગીથી આફતાબની મીસાલ મસહુર કરૂં પછે ઇરાનની તરફ જાઊં, ને જાલેજરના રૂસતમને તથા ફરામરોજને તથા જેહાન બખસને લડાઇનાં મેદાનમાં પકડી તેમનાં હાથ બાંધું કારણ એ લોકોએ જુઠું દમર કરીને બીજા પાદશાહો પાસેથી ઘણા વરસ લગી સલામી લીધી છે. પણ હવે તો લડાઇમાં આપણો દાહાડો રોસન છે. તેથી હું એવાં કામ કરૂં કે જેહાનના દરમેઆનમાં મારી યાદગારી રહી જાય; અને નાપાક અલવંદ દેવને વાસતે સરવ કોઇ કેહેછે કે તે દેવ રોઇનતન છે, ને ઘણોએક લડાએક છે તો શું થઇઊ તેનો ફરો મોજકો નથી; મારા ભારી ગોરજે કરી, જેમકે લોહાર લોકો હેરન ઊપર ભારી હથોડા કુટેછે તે મીસાલ તે નાપાક દેવને કુઠી નાખશ."

એ રવેસ કહીને તે મોબારક નસલના પેહેલવાને શરાબ મંગાવેઓ, ને એક મજલેશ ખોરમ બેહેસતની મીસાલની શમારી, ને રા-

મસગરોના આવાજ તથા ચંગ તથા તંબોરાના સરોદ નીકલવા લાગા, અને ખુશ હલકે રામશગરોએ શરોદ આવા માંડેઆ અને તે ખુશ આવાજે કરી આસમાનનો ગવઈઓ જે સુકર શેતારો છે તેભી શરમમાં પડેઓ, કે એવો હલક તથા ખુશ આવાજ તો હું ભી નથી સપ્તો તથા તંબોરાએ ફલાંમત લોકોનાં હાથથી ગોશમાંલી ખાધી યાને તંમબોરાના વજાડનાર લોકોએ તમબોરાના કાંન ચમટેઆ, તથા પખવાજી લોકોએ પખવાજને તમાચા મારેઆ, તથા પરીની મીસાલની રાંમ સગરો નખરાંથી નાચ કરવા લાગી, ને રૂપેરી બદનનાં શાકી લોકો હાથમો બીલોરી શેશાહી પકડી તે મજલેસમો સરવનાં જહાડની મીસાલ લટકતી ચાલે ફરવા લાગા. ને મજલેસમો પેહેલવાન લોકોના હાથમો લાલ શરાબની જામો ભરવા લાગા ; તેથી દેલેર લોકો શરાબની જાંમો પીતા ને રાંમેસગરોના આવાજ ઊપર કાંન ધરો સાંભલતા. તે ખુશ સરોદના સાંભલેઆથી બુઢા મરદનેભી જવાનીની બો આવતી હતી. એવી પાકીજેહ મજલેસમો બેસીને શેર મરદ જેહાનસોજ ખુશીથી દમબદમ શરાબની જાંમ ઊઠાવતો હતો.

એમ કરતાં જેવારે જેહાનસોજ તે મજલેસમાં શરાબની મસતીમો આવેઓ, તેવારે તોગાનશાહાને કેહેવા લાગોકે, “ શેરની વજનનો કરનાર બરજો પેહેલવાન ઘણો જબરદસત છે. એ બરજોની લડાઈમાં તો શીંહથીભી ઉભું રહી શકાય નહી ; મેં એની મીસાલનો કોઈ લડાયક પેહેલવાન દીઠો નથી. હીમતમાં તે શેરની મીસાલનો, જોરમો મગર મછની મીસાલનો, તથા તનમાં પાહાડની મીસાલનો છે. તેથી એ નામદાર ઊપર તો મારાં હથીઆરભી આજેજ થાએ છે. તું કેહે લડાઈને વખત એ બરજો જેહેર ભરેલો નર અજદાહાછે, ને જેવારે એ ગોશામો આવેછે, તેવારે તે એક ભારી બલાછે. ” તેવારે તોગાનશાહે કહીઉં કે, “ અય નામદાર મેં એ નાપેકાર બરજોના હાથથી ઘણો શીતમ દીઠોછે. એ બરજો એકાએક પોતાના જોરથી ખોતાના મોલકમો આવી પોહોંચયો. તેવારે એણે મારાં લશકરની ધુલ કાહાડી નાખી, ને મારૂં બખત બરગસતે કીધું ને મારા ઘણાએક નાંમીચા પેહલવાનો હતા તેઓને જીવથી મારેઆ. તેથી એની મોકાબેલ કોઇથી એકા એક એક

સખુન બોલી શકાઓ નહીં. પછી આખેર એ પેહેલવાન શકલાબ દેવના હાથમો કેદ પકડાયો તે દેવ એને સુતેલો ખોઆબમાંથી અલકે ઊઠાવી લેઈ જઇ દરીઆવમાં નાખેઓ હતો. પણ તાંહાંથી કોણ જાણે કે શી-સખતીએ એ બરજો પાછો નીકલીઓ અને ઘણે વરસે એ જગો મા-લમ પડેયોછે." એ રવેશ તોગાનશાહે જેહાનસોજને વાત કહી ને પછે મેહેરશીમીઓજારની હકીકતભી તેને કહી.

તેવાર પછે જેહાનસોજે તેને કહીઊં કે, "તું કશી ચંતામા કર હું એ બરજોનો જીવ બરબાદ કરશ. મેં એની સાથે એક લડાઇ તો કીધી છે, અને હજુ બે બીજી લડાઈ બાકીછે, વાસતે એની સાથે મેદાનમાં લડાઈ કરીને એની બેહુ બાજુ બાંધીને ખેંચતો તારી નજદીક લાઊં કે, તું જોયકે ગોઆ એક મસત હાથીને બાંધી લાવેઓછે." તેવાર પછે તું તેની ઊપર તારો જુનો કીનો લેજે ને એના તનને સુલી ઉપર ચડ-ડાવી એનાં લોહીએ કરી જમીન લાલાંના ચમનની મીસાલની કરજે. એ રવેસ કહીને તે શેરમરદે શરાબની જાંમ ઊઠાવીને પોકાર મારી કેહે-વા લાગો કે હવે એક લડાઈ એ કીનાનાં મેદાનમાં એવી કરૂં કે તેની યાદગારી કેઆંમતના દાહડા શુધી રેહે."

---

## હેકાયત લખી છે કે, બોલાવેઓ કેઆનશાહે જંગાવેને અને તેણે કોલ કીધો કેઆનશાહા સાથે અને તે પછે જંગાવે અફ્રાશીઆબની નજદીક ગયો.

---

હવે પેલી તરફ કેઆનશાહ લડાઇનાં મેદાનમાંથી પાછો ફરેઓ, ને પોતાના પાદશાહી તખત ઊપર આવી બેઠો. પછે હોકમ કરીને જં-ગાવેને બાંધેલો પોતાની નજદીક મંગાવયો. જેવારે તે જંગાવેને બાં-ધેલો લાવીને પાદશાહાનાં તખતનો નજદીક ઊભો રાખેઓ, તેવારે તેને પાદશાહા કેઆનશાહે પુછીઊં કે, "અય જંગાવે, હવે તું કેહેવો મારા બંધમાં પડયો છે. જેમ એક શેકાર શેરના હાથમાં પડે તે મીસાલ

હમણાં તું મારા હાથમાં બેચારો થઇ પડયો છે. તું મને પીછાનતો નહી હતો, જે એકાએક પોતાના બેહુદાંપણાથી મારી સાંમણે લડાઈ-નાં મેદાનમાં આવયો હતો, હવે તો જલાદને હોકમ કરીને તારા સરને તનથી દુર કરાઊ." તેવારે જંગાવેએ કહીઊ કે, "અય પાદશાહા, આજ રોજે તમામ જેહાનમાં તારા નામનો શકો ચાલે છે, ને તમામ જેહાન તારા તાબામાં છે, અને હુંભી એક બેચારા આદમીની મીસાલ તારા બંધમો કેદ પકડાએલો છું. ને તું પાદશાહા છે તેથી અગરજો તુ મને મારવા ચાહાતો હોય તો, હું બેચારો મરદ તારી નજદીક સર નીચું નાખીને ઊભેલો છું. તું જે ચાહે તે કર ઇઆ અગર તું મેહેરબાન થઈ મારૂં ખુન બખશે તો હું તારી દરગાહામો ફરમાંબરદાર બંદાની મીસાલ ખેદમતમાં રહી તારો હોકમ બજા લાઊં. અય પાદશાહ હુંભી ખ.વરના મોલકનો પાદશાહા છું; ને તમામ ખાવર જમીન મારા તાબામો છે. પણ હું પોતાની કમબખતીનો મારેઓ એ ઊંધા નસીબના અફરાશીઆબની મદદે પાંણીના રેલાની મીસાલ દોડેઓ આવેઓ હતો. પણ એના કમનસીબની સુમીઅતથી હું તારા હાથમો કેદ પકડાયો છું. અને હવે આજ પછે હું મારા જીવ તથા દેલથી તારો બંદો થઇ રેહું. ને આજ રોજથી તારો ઇઆર થઈ તારો ગોલામ કરી કેહેવાડું પછે તો તું હોકમનો આપનાર સાહેબ છે જે કાંઈ તુને પસંદ આવે તે કર. તું મારી સાથે નેકી ઇઆ બદી જે કાંઈ કરે તેમાં મારો કસો ચારો નથી." એવી આજેજી ભરેલી વાત જંગાવેની જોબાનથી સાંભલીને કેઆનશાહા હરોઓ, ને પોતાનાં દેલ સાથે કહીઊ કે, "હવે એનું દેલ નરમી ઊપર આવીઊ છે." પછે દેલમો મેહેરબાની લાવીને ફરમાવીઊ કે, "એની બાજુ છોડે." તેજ વખત ખેદમતગાર લોકોએ તેના હાથ છોડેઆ, ને કેઆનશાહે તેને નવાજેસથી શરોપાવ આપીને ઘણોએક સરફરાજ કીધો. તે શરોપાવમાં કોહોલા તથા કમરબંદ તથા ઘોડા તથા તલવાર અને એ વગેરે બીજો ઘણોએક નાંદેર સાંમાન આપીને તેને સરફરાજ કીધો. એવો મેહેરબાન પાદશાહ જોઇને જંગવે, પોતાનાં દેલમો ઘણોએક પશેમાંન થયો કે, "એવ નામવર પાદશાહા સાથે મારેથી નાહક દુશમની થઇ હતી, અને અફ-

રાસીઆબના તાબામો રહીને મેં એની સાથે લડાઈ કીધી." એ રવેશ જંગાવેએ પોતાનાં મનમો પસેમાંન થઇને પોતાના દેલમાંથી કીનો કાહડી નાંખેઓ. પછે કરાખાંએ તેને દેલાસાથી કહીઊં કે, "અય ખાવર જમીંનના જંગાવે, તું કસી વાતનો અનદેશો માં કરતો, તારા ખાવરના મોલક ઊપર જેમ કે તું પાદશાહ હતો તેજ પાદશાહી તારી કાયમ છે. હવે એ જેહાન અફ્રાસીઆબથી આજેજ થઈ છે. તેથી એ કમબખત આજ પછે ખુશીનો દાહાડો ખોઆબમોભી દેખવાનો નથી, એની બેદાદીથી તમામ જેહાન શોહોર અને પોકારમો પડી છે. તે કરતાં પાક મજહબનો પાદશાહા કેખોસરો ઇરાન જમીનના પેહેલવાનો સાથે એ જગો આવી પોંહોંચશે, તેવારે એ અફ્રાસીઆબનાં લશકરનો એક સવાર ઘોડાની પીઠ ઊપર સલાંમત રેહેશે નહીં. ને તુરાનનો તમામ મોલક તે પાદશાહ પોતાને કબજ કરશે; તેથી તેનું સર બુજોરગીથી આસમાંન ઉપરના આફ્તાબ સાથે બરાબરી કરશે."

તેવારે જંગાવેએ તેને કહીઊં કે, "એ નામદાર, હવડાં તો મને એક ચારાથી અફ્રાસીઆબના લશકરમાં જવું જોઇએ કાંએજે તેનાં લશકરમાં મારો તમામ સાંમાંન છે તેમાં દેહેરા તથા જુંદા તથા નગારાં તથા ઘોડા તથા જર ખજાંનો તથા મારૂં લશકર સરવે તાંહાં રહી ગયું છે, ને હું તો એકાએક એ જગો પકડાઈ આવેઓ છુ. વાસતે હું પાછો તુરકી લશકરમાં જઇને તે જગો એક હફ્તો રહી તમામ મારો સાંમન મારે હાથ કરીને મારા ખાવરના લશકર સાથે એ જગો આવીને પછે કીનાંની કમર બાંધી, તુરાંની લશકરને તલવારનો હાથ દેખાડું. તેવાર પછે તારી તથા મારી મરજી એક છે તો તું જે કેહેશે તે મોઆફ્રેક આપણે કામ લેસું."

જેવારે જંગાવેએ એ રવેશ પાદશાહા કેઆનશાહા પાસેથી અફ્રાસીઆબનાં લશકરમો જવાની રજા લીધી, તેવારે કેઆનશાહ ઊપર દોઆ કીધી, અને તેને જે કાંઈ શરેપાવ કેઆનશાહે આપેઓ હતો તે પોતાની સાથે લેઇને તુરાનનાં પાદશાહાની નજદીક આવેઓ. જેવારે અફ્રાસીઆબે તે જંગાવેને એ રવેશ સરોપાવ સાથે ખુશી ભરેલો દીઠો, તેવારે તેને પુછીઊં કે, "અય નામદાર તારે ઊપર શી મુસીબત ગુ-

જરી; ને એ કમીનાં કેઆનશાહા સાથે શી રવેસથી સવાલ જવાબ થયા કે તું એ રવેશ સરોપાવ સાથે તેનાં બંધમાંથી છુટી આવેઓ છે. તે તમામ હકીકત અવલથી તે આખેર લગી મને કેહે." તેવારે જંગાવેએ અફ્રાસીઆબને જવાબ દીધો કે, "તે કેઆનશાહા તો એક દાંનાઈ ભરેલો ને અકલમંદ, જમાંનો ચલાવે તેવો મરદે આદમી ને ઈનશાંનની કદરનો જાણનાર તથા હોશીઆર મરદ છે. તે નામવર અવલ અનદેશો કીધા બગેર મોહોડાંમાંથી એક સખુન કાહાડતો નથી. તથા લડાઈને વખત ઘણો જોરાવર, ને તલવારનો મારનાર છે. અને જેવારે પોતાના પાદશાહી તખત ઊપર બેસે છે તેવારે દાદ તથા સખાવત વના બીજો પેશો કરતોજ નથી. હું તેના હાથમો કેદ પકડાયો પણ મેં તે પાદશાહથી કસી બદી દીઠી નહીં." એવા તારીફના સખુન સાંભલીને પાદશાહ અફ્રાસીઆબ ગોશામો આવી તેને કેહેવા લાગો કે, "એ બેહુંદા મરદ, તું મારી કસી સરમ કરતોજ નથી. મગર તારા દીદામો તમામ બેમરવતી ભરેલી છે, કે તું મારી નજદીક આવીને એ રવેશ મારા દુશમનની તારીફ કરેછે. જે કોઈની બદગોઈ કીધી જોઈએ તેની એ રવેશ તું સરફરાજી સાથે તારીફ કરેછે. પણ મારા જોવામો તો તુંભી નાપાક કરાખાંની મીસાલ નીમકહરામ નજર આવેછે. તે કમબખ્તભી મારી સાથે બગાડ કરીને દુશમનની તરફ જઈ બેઠો છે. વાસતે અય બદજાદ જંગાવે, તારૂંભી મારી દરગાહામો કામ નથી ને તુનેભી હું મારા અનજુમનમો બેશવા દેનાર નથી. વાસતે તું મારી નજદીકથી દુર થા હવે તારા મોહોડાંમાંથી બદીની બો આવેછે. વાસતે હવે મારે તારૂં મોહો જોવું સજાવાર નથી. હવે તું મારી નજરમાં નાપસંદ નજર આવેછે."

જેવારે જંગાવેએ અફ્રાશીઆબથી એવા સખુન સાંભલેઆ, તેવારે પોતા ઊપર પેચ ખાઇ ગોસામાં આવી અફ્રાસીઆબને કહીઊં કે, "એ હુઝટ ભરેલા બેમરૂઅત પાદશાહ, તુંમાં ગોશો તથા અદેખાઈ સેવાએ બીજું કંઇ છેજ નહીં. તેના સબબથી તારો મોલક વેરાન તથા તું શરગરદાંન થઇને રોશવા થાયછે. ને તારા એવા બેહુંદા બોલવાએ કરી તારાં લશકરનું દેલ બેદેલ થાએછે ને નામદાર કરાખાંબા

તું થી બેદેલ થઇને ગયો તે તારા એવા બેહુદાપણાના સબબથીજ ગયો હશે. અને દલેર અરસેવને જે તું થી મોહો ફેરવીઓ છે, તે તારી અદેખાઈ તથા તારા બદ બોલવાથીજ બેજાર થઈનેજ ગયોછે. તું પોતે પોતાની જાતે બદી ભરેલો જાદુગર, અને તબીઅતનો બદ છે. તો હવે તું જેવા નાપાક પાદશાહની ખેદમતમાં રહી રોશવા થઈએ તેમાં ફાયદો સું ? વાસતે તું સું મને પોતાની દરગાહાથી દુર કરશે, મારેજ એ જગો રેહેવું નથી. હું કાંને સાંભલતો હતો કે અફરાસીઆબ પાદસાહ પોતાની જાતે ઘણો બખીલ ને બેમરૂઅત છે ; તે મેં આજ રોજે પોતાની નજરે જોયું તેથી હવે મારી પુરી ખાતેરનીશાં થઈ.

## હેકાયત લખીછે કે, સબેખુન મારીઊં જંગાવે ખાવરી એ પાદશાહ અફરાસીઆબનાં તુરકી લશકર ઉપર.

એ રવેશ જંગાવેએ ગોસાથી પાદશાહ અફરાસીઆબ સાથે ગોફતેગો કરી પોતાનાં લશકરમાં આવેઓ અને પોતાનાં લશકરને હોકમ કીધો કે, "એ જગોથી દેહેરા તંબુ ઉઠાવે". તેજ વખત તમામ લશકરે સાંમાન બાંધેઓ. અને સરવ કોઇએ દેહેરા તથા રાવટીઓ ઉઠાવીને હાથી તથા ઊંટની પીઠો ઉપર લાધી. અને ખાવર જમીનના પાદશાહ જંગાવેએ પોતાનાં લશકરના પચાસ હજાર સવાર સાથે નગારૂં કરતો પાદશાહા કેઆનશાહાની નજદીક ગયો. તેને કેઆનશાહે આબરૂ આપીને મકાંન દેખાડેઓ, તે જગો ખાવરના લશકરે દેહેરા મારેઆ, ને મકાન કીધો. અને કેઆનશાહા સાથે દોસતી કીધી, ને તુરાનના પાદશાહા સાથે કીનો ઉઠાવેઓ.

એમ કરતાં રાતનો વખત થાએઓ, તેવાર જંગાવેએ પોતાના લશકરને કમર બંધાવી અને અફરાશીઆબના લશકર ઉપર શબે ખુન મારવાનો શાંમાંન કીધો. તેથી ખાવરના લશકરના દલેરો રાતને વખત ઘોડાઓ ઉપર સવાર થયા. તેજ વખત જંગાવેએ કેઆનશાહા પાસે લડાઈની રજા માંગી. પછે પોતાનાં લશકરનો સપેહેસાલાર જે જમી નામ-

નો હતો તે જમીબી જંગાવેએના બેશમાંનોજ હતો તેને હવાલે લશકર-નો એક ભાગ કીધો અને બીજો હીસો લશકરનો જંગાવેએ પોતાની સાથે લીધો ને બે તબકે લશકરને આગલ ચાલતું કીધું.

હવે પેલી તરફ તુરાનના પાદશાહા અફ્રાસીઆબનું લશકર તો પોતાની ગફ્લતની હસતીના બોઆબમાં શુતેલું હતું, ને તેઓને એટલું માલુમ નહી હતું જે જંગાવેએ બેદેલ થઇ ગયો છે તેથી કાંઇ દગો થશે, એ વાતની તો કોઇને ખબર હતીજ નહી. તે રાતે તુરાનના લશકરની આસપાસ પીરાન વજીરનો બેટો દેલેર રોઇન પોતાના વેશેના ટોલાના સવારો સાથે તલાઓ ફરતો હતો. એવામાં બાવરના લશકરનો સપેહેસાલાર જમી, એકાએક લશકર સાથે આવી પોહોંચેઓ. તેણે પીરાંનના બેટા રોઇન ઊપર પોકાર મારીને કહીઊં કે, "અય બેહોનર, વેશેને તોખમના, તું એ શીહા રાતને વખત હમારા લશકરની સાંમને મોકાબેલ આવેઓ છે; પણ તમો લોકોનું બખત બરગસતે થયું છે તેની તો તુને બીલકુલ ખબરજ નથી. હવે તમારા પાદશાહનું તખત તથા તાજ બાકમાં ઉધું પડશે, એક દાંના મોબેદથી મેં એક દાસતાંન શાંભલી છે, તે દાંના ગરદેભી બીજા આગલા દાંના લોકોથી શાંભલી હશે. તે એમ કરી કહી જાય છે કે, 'જેવારે આદમી જાદનું બખત બરગસતે થાય તેવારે તેને હેવાં કાંમ કરવાં સુહુજ પડે છે. કે તે કાંમ કીધાથી તે પોતેજ બલામો પડેને ખરાબી દેખે.' તે મીસાલ તમારા પાદશાહા અફ્રાંસીઆબનું બખત બરગસતે થયું છે, તેથી પોતાનાંજ લશકર સાથે ગોસાથી બોલીને બેદાદી કરે છે. અને તેની સાથે બીગાડ કરીને પોતે બલામાં પડે છે. ને પોતાના દુસમનનું કામ સમારી આપે છે. એવાં કામ એ ઊધાં નસીબનો પાદશાહા અફ્રાસીઆબ કરે છે, કે પોતાના પાણીના ચસમાની અંદર પોતેજ જેહેર નાંખે છે. તું નજરે જો કે, બીજા મોલકના પાદશાહો, એ અફ્રાસીઆબનો ગમ ખાઇને પોતાના મોલકથી લશકર લેઈ ભારે સખતી બેચતા એની મદદે આવીઆ. અને એની તરફથી લડાઈ કરે છે. એવું છતાં એ નાપાક તબીઅતનો પાદશાહા તેજ લોકો સાથે ગોસાથી બોલીને તેઓને આ જોરદે કરે છે, તેથી તે લોકો પોતાનાં લશકર સાથે પોતાનાંમોહો ફેરવીને

દુસમનને જઇ મલેછે." ને એટલું કહી પોતાનો નેજો ઉઠાવીને શેઇન ઊપર હોમલો કીધો, અને તેની કમરગાહા ઉપર એક નેજો એવાતો જોરથી મારીઓ કે વેશેનાં સરદારને ઘોડાનાં જીન ઊપરથી જમીન ઊપર નાખેઓ. એવામાં તેનાં લશાકરના તલાએઆ લોકો ગલબો કરતા આવી પોંહોંચઆ, તેઓ ઉપર જમી પેહેલવાન જઈ પડીઓ. એવી ધર પકડમાં શેઇન સેતાબ જમીન ઊપરથી ઊઠીને બે માલુમ પાઊં પેઆદો નાઠો, ને દોડતો જઇ પાદશાહા અફરાસીઆબને ખબર કીધી, ને તુરાની લશાકરને જગાડવાને વાસતે નગારાંના આવાજ કીધા. તેથી તમામ તુરકી લશાકર ઘાભરૂં પડી ગયું ને શોર સાર ઉઠેઓ, ને સરવ કોઇએ શેતાબ હથીઆર બાંધીને ઘોડાની પીઠ ઉપર સવાર થયા, ને પોતાનાં લોકોને ખોઆબમાંથી જગાડવાને વાસતે હર તરફથી પોકાર મારવા લાગા. એવામાં પેહેલવાન જમી તુરાની લશાકરના કેનારા ઉપર આવી પોંહોંચઓ;. ને તે શીહા રાતને વખત બેહુ તરફથી તલવારો ચાલવા લાગી. એમ કરતાં તે મેદાન આદમીઓનાં લોહી તથા લોથે કરી ભરાઇ ગીઊં. એવામાં પોતે જંગાવેએ બીજાં લશાકર સાથે પછવાડેથી આવી પોંહોંચઓ. તેણે આવતાંવાર લશાકરની પછવાડેથી હોમલો કીધો, ને તે શીહા રાતને વખત વીજની મીસાલ તલવારો ચમકવા લાગી. ને લશાકરના શોહોરે કરી તમામ જેહાન હલમલી રહી. ને બે સુમાર ગરદ ઊઠી, તેથી આસમાંન તથા સેતારા સરવે ઢંકાઈ ગયા. અને કમાનમાંથી તીર વરસતા તેથી તુરકી લશાકરના સવારો ઘોડા ઊપરથી ખાકમો પડતા. અને ભારી ગોરજ પેહેલવાન લોકોની ટોપ ઉપર પડતા તેની દરંગા દરગીનો આવાજ આશમાંન લગી જતો હતો. તે જંગલ આદમીના લોહીએ કરી લાલાના ચમનની મોસાલ શોરખ નજર આવવા લાગી. અને આદમીઓનાં સર ઘોડાઓની ઠોકરે કરી ઉડવા લાગાં. અને આદમીઓની લોથ લોહીમો તણાવા લાગી અને હર તરફથી પેહેલવાન લોકો પોકાર મારતાને ધર પકડ, બાંધ, મારનાં સોહોર સારથી આસમાંનભી ધુજીને જમીન ઉપર પડવા ચાહાતો હતો. પણ તુરાની લશાકર એકાએક ઘાભરૂં પડીને ખોઆબમાંથી ઊઠેલું હતુ, તેથી ટોલે ટોલાં થઈ હર તરફ નાસવા લાગું.

બીજી તરફ પાદશાહા અફરાસીઆબ પોતાના દેહરામાંથી બાહેર આવીને જોએ શું કે, તમામ મેદાંન પાણીના દરીઆવની મીસાલ લોહીથી ભરેલુ હતું, અને પોતાના લશકરનાં સવારોને બગેર સરના થઇને ખાકમાં ઊંધા પડેલા દીઠા. એવામાં બીજી એક ગરદ ઊઠી તે ગરદે કરી તમામ હવા શોહા થઇ ગઈ, તે ગરદમાંથી પેહેલવાન કલમાક બાહેર નીકલેઓ. તેની સાથે તલવારના મારનારા બેલાખ સવાર હાજેર હતા. જેવારે તુરાનના પાદશાહે નેગાહા કરીને જોયું કે, કલમાક ભારી લશકર સાથે કીનાંને વાસતે આવી પોંહોંચઓ. એવું જોઇને પાદશાહા પસંગનો બેટો પોતાનો ઘોડો દપટાવતો આવીં કલમાકનો રસતો બંધ કરી ઊભો અને પોકાર મારી કલમાકનાં લશકરનાં લોકોને કહીઊં કે, "એ બદ બુનીઆદ લોકો, તમો એ જગો ગલબો કરતા આવેઆ છો. પણ હવે પસંગના બેટાની તલવારથી તમો કાંહાં જવાના છો; હવે મારૂં ખાસ લશકર હથીઆર બાંધીને બાહાર નીકલીઊં છે તેથી તમોને એક લેહજામો મારી લેશે."



## હેકાયત લખીછે કે, આવેઓ બેહુરામ જંગાવેની મદદે અને તે બેહુએ મલી તુરાની લશકર ઊપર સખે ખુન મારોઊં અને નાહાઠો ગયો પાદશાહા અફ્રાસીઆબ મેદાનમાંથી પોતાનાં લશકર સાથે.



વલી પાદશાહા અફરાસીઆબ કલમાકનાં લશકરને કેહેતો હતો કે, "ખાવર જમીનના જંગાવેએ મારાં લશકર ઊપર સખે ખુન મારીઊં. એનાપાક બદજાદે મારી સાથેથી દોસતી તોડીને મારા દુશમન સાથે મલી ગયો; અને એકાએક મારે ઉપર ચહડી આવેઓ છે." તેવારે કલમાકનાં લશકરના બાજે લોકોએ જવાબ દાધો કે, " એ ઊંધી અકલના અફરાસીઆબ, તું એવું શા વાસતે બોલેછે કે, કલમાક તથા જંગાવે મારા દુશમન થઇ બેઠા છે. તારાં કામ એવાં નકારાંછે કે

તમામ જેહાન તારી દુશમન થઈ બેઠી છે. તું પોતે બદ ખસલતીથી બુરાં કામ કરીને નેકીની ઊમેદ રાખે છે તે કેમ થાય?" એ રવેશ કહીને તમામ લશ્કર જંગાવેની મદદે લડાઈમાં જઇ પડીઊં; ને પેહેલવાન કલમાકબી તે લશકરની પછવાડે લડાઈમાં આવી પોંહોંચયો. ને સરવે કોઇ એકઠા થઇને દરીઆવનાં પાણી જોશ કરે તે મીસાલ જોશથી અફરાસીઆબનાં લશકરમાં જઈ પડેઆ. ને લશકરના ટોલે ટોલાં મારેઆ.

એ ખબર પેલી તરફ લશકરમાં થઇ કે, પેહેલવાન કલમાક તથા જંગાવેએ એ બેહુ સરદારે એકથઇ આવેઆ, તેથી તુરાની લશકર ઊપર ભારી સખે ખુન પડીઊં છે. એ ખબર સાંભલીને જરી કોલાહાનો રાખનાર બેહેરામનો બેટો બેહેરામ, શેતાબ જગોથી ઊઠેઓ ને શેરની વજનના કરનાર બેદાર બખત બરજોનેકેહેવા લાગો કે, "તું મને હોકમ કરે તો હું મારા ગોદરેજીઆંની લશકર સાથે જાઊં ને તુરાનના લશકરમાં, વેશેના પીરાંનના લશકર ઉપર કીનો લેઊં. એ નાપાક વેશેના ટોલાંથી અમોએ ઘણી એક નોકસાની દીઠી છે. એ લોકોએ અમારા ગોદરેજના ખાંનદાંનના ઘણાક નામીચા સવારોને મારેઆ છે. વાસતે તેના કીનામાં હું એ લોકોમાંથી એક સવારને જીવતો સલાંમત જવા દેઊં નહી. અગર મારી ગરદન એ લડાઇમાં લોહીમાં ગરક થશે ઇઆને અગર હું મારેઓ જશ તેનો મને કસો અનદેશો નથી. સબબ કે કલમાકશાહે આએ વખત તુરાનનાં લશકર ઊપર રસતાખેજ નાખી છે ને તુરાનનો પાદશાહ બતંગ આવી ગયો છે તેથી તારો હોકમ હોય તો હું મારાં લશકર સાથે પીરાન વેશેના લશકર ઊપર જઈ પડુ." એવી હકીકત સાંભલીને બરજો હશેઓ, ને બેહેરામને કહીઊં કે, "એ રાતને વખત તારી ખાહેશ લડાઇમાં જવાની થઇછે તો જા." તેજ વખત દેલેર બેહેરામ પોતાના ગોદરજીઆંની પેહેલવાનોની સાથે કમર બાંધીને ચેઆલીસ હજાર સવાર સાથે શેતાબી કરતો તુરાનનાં લસકરની તરફ ગયો. ને એકજ હોમલામાં તુરકી લશકરમાં પીરાંનના લશકરની શફ ઊપર જઈ પડેઓ તાંહાં નામદાર બીજન ચીતાની મીસાલ હોમલો કરી વેશેના લશકરને મારવા લાગો. તથા એક તરફથી પેહેલવાન બેહેરામ તથા રેહાંમ તલવાર પકડોને શેરની મીસાલ હર તરફ દોડતા ને

પોતે ગોદરેજ કમીગાહામાં હતો કે કેથો પોશન નજરે પડે તો તે સાથે લડે. એમ કરતાં ગોદરેજીઆંની લોકોએ વેશેના ખાંનદાનના તરણશે પેહેલવાનોને મારેઆ તથા બીજા ચારશો પેહેલવાન ઘણા નામીચા પાદશાહ અફરાસીઆબનાં લશકરનાભી મારેઆ. એમ કરતાં તે રસતાખેજની લડાઈમો જેમ કે દરીઆવમાં પાણી જોશ કરતું ચાલે તે મીસાલ અફરાસીઆબનાં લશકરનું લોહી ચાલવા લાગું, અને મારેલા લોકોની લોથે જંગલ ભરાઈ ગયું. એવી રીતે તે લડાઈ બે દાહાડા ને બે રાત લગી જારી રહી, ને તે લડાંઇમાં તુરાનના લસકરના એક લાખ સવાર મારેઆ ગયા. પછે તરીજે દાહાડે તુરાનના પાદશાહા અફરાસી આબે પોતાના દેલમો નાહાસવાનો કસદ કીધો ને જોયું કે એ જગો રેહેવામાં ખુબી નથી. અને દેલ સાથે વીચારીઊં કે "હવડાં તો એ જગોથી બાહેર નીકલી જાઊં, ને ચીન માહાચીન તથા સકલાબ તથા રૂમ વગેરે બીજા મોલકોમાંથી લશકર મેલવીને નવે સરથી લડાઈ ઊઠાવી આવું. ને જેહાનમાં મારા દુશમનની કસી નીશાંન રેહેવા દેઊં નહી, અગર જો એ વખત હું મારી રેશવાઇને લીધે શરમાંઈને એ જગોથી નાહાસતો નથો તો તમામ તુરાંનીઓનું કાંમ બરહમ મલી જાય છે. એવો અનદેશો કરીને અફરાસીઆબ પાદશાહાએ જેકાંઇ સાંમાન લેવા સરખો હતો તે લીધો ને બાકી તમામ સાંમાંન તથા દેહેરા પરદા સરવ મેલીને રાતને વખત નાહાઠો ગયો.

રાત દન કુચ કરી પાદશાહા અફરાશીઆબ ખાકાંન ચીનના શેહેર ની તરફ જાઇ પોંહોંચયો, તેઓજ એક દાંના આદમીને ખાકાંન ચીનની નજદીક પોતાનો હેવાલ કેહેવા મોકલેઓ કે, "આએ વખતમા મારૂં લશકર મારાંજ ખેશ લોકોના હાથથી બરહમ મલીઊં છે. ને હું એ રવેશ ખરાબીનો મારેઓ ખોઆર આદમીની મીસાલનાહાસતો તારી પણાહમાં આવેઓછું; વાસતે તું મને તારા શેહેરમાં લે; ને તું મારો હેવાલ સાંભલે તો હું તારી નજદીક આવીને પોતાનો ગમ તુને જાહેર કરૂં ને તારો રોસન ચેહેરો જોયાથી મારૂં ગમગીન દેલ ખુસાલ કરૂં." એ રવેશ અફરાસીઆબે મીનતથી પેગાંમ કરાવીઊં." જેવારે તે દાના મરદે જઇને તમામ પેગામ કહયો ને ખાકાંનચીને તમામ હકીકત

સાંભલી તેવારે ગોસાથી અબરૂ ઉપર ચીન ચહડાવીને સેતાબ પોતાના ચીન શેહેરનો દરવાજો બંધ કરાવેઓ; ને તુરાનના પાદશાહાને દખલ નહી આપેઓ ને કહીઊં કે, "એ અફરાસીઆબની સાથે આપણને બે આબરૂ થવું નહી." પછે પેલા દાંના મરદ સાથે મોહોડેનો જવાબ કેહેવાડીઓ કે, "મારી સાથે તારો રાહા રસમ મલતો નથી વાસતે તું એ જગોથી શેતાબ જા ને બીજી જગો જોઈલે."

હવે પેલી તરફ પેહેલવાન કલમાક તુરકી લશકરનો સાંમાંન લુટી લઇને કેઆનશાહાની નજદીક ગયો, ને જતાં વાર પાદશાહાના તખતનાં પાઉને બોસા દીધા. પછે પાદશાહા કેઆનશાહે તે તમામ શાંમાંન તેને બખશીને તેને કલમાંકી લોકો ઊપર પાદશાહી બખસીને તેનાં મોલકની તરફ ઘણીએક આબરૂ સાથે વેદા કીધો, તેથી તે કલમાક ખુસીથી પોતાનાં શેહેરની તરફ જઈ જરી તખત ઊપર બેઠો. પછે દેલેર કરાખાંએ ભી કેઆનશાહાની રજાથી કુચ કીધીને પોતાના ચાચ શેહરની તરફ ગએો. ને એક જરી તાજ પાદશાહા કેઆંનશાહાને વાસતે નજર મોકલવાને તઇઆર કરાવીઊં; તે તાજ નહી હતું ગોએઆ હફતે કેસવર જમીનના મોલકનો ખજાનો હતો; એવું તે તાજ હતું પછે કરાખાંભી પોતાના શેહેરમો જઈ અમનથી બેઠો.

---

## હેકાયત લખીછે કે, ખબર થઈ તરાકુસજંગીને જેહાંન બખશાનાં આવી પોંહોંચવાની અને તેને પોતાનાં હબશી લશકરને મોકલી જેહાન બખશનો રસતો બંધ કીધો.

હવે એ નામનો જોડનાર સાયર જે બાગનાં બુલબુલની મીસાલે તેજ જોબાન બોલનારમાં ખપેછે તે એક મરતબે આગલી વાતને ફરીથી નવેસરથી કેહેછે કે, જેવારે પેહેલવાન જેહાનબખશ પોતાનાં લશકર સાથે તરબલુસ શેહેરની તરફ તરાકુસ પાદશાહાના શેહેર ઊપર ગયો અને એવી ખબર તે હબસીના પાદશાહાને થઇ કે, "ઇરાન જ-

મીનના પાદશાહાનો એક નોજવાન સેપેહસાલાર જે ખુબસુરતીમાં ગોયા આફતાબની મોસાલનો છે તે જાબુલી લશકર સાથે આવી પોંહોચ્યો-છે. તે નોજવાન, પીલતન, રૂસતમનો નબીરો કેહેવાયછે; અને લડાઇને વખત ચાહે તો અલબરોજ પાહાડનેભી જગોથી ઊઠાવી જમીન ઊપર પછાડે એવો તે જોરેમંદછે. તેની સાથે આક તથા તરમાહા એ બેઊ પાદશાહાભી ફરમાબરદારીથી આવેઆછે, તેઓને જેહાનબખશે પોતાનાં લશકરમાં પચાસ હજાર સવારો ઊપર સપેહેશાલારી આપીછે. તે લશ-કર તમામ નેજાનું મારનાર અને લડાયકછે. એ લશકર એ જગો ઉપર રહીને દરીઆવની રાહે મગરેબની તરફ કેહેર તથા કીનાં ભરેલા કેહેકા-મદેવ ઊપર જાયછે કે પોતાની નામદારીથી તે દેવની બેહુ બાજુ બાંધી તેની ગરદનમાં રસી નાખે, ને પોતાની તલવારને જોરે તમામ મગરેબ-નો મોલક પોતાના તાબામાં કરે." એ ખબર સાંભલીને તરાકુસ હબસી હસીઓ ને કેહેવા લાગો કે," મગર તે જેહાનબખશ કાંઇ દીવાનો થાયો છે, તે ઊંવા બખતના જાબુલીને મારી દેલેરીની બીલકુલ ખબરજ નથી; તે કરતાં તેણે મારા લશકરને દીઠું નથી કે, તે બેહુંદા મગજનો જા-બુલી એકાએક સાંપના દરમાં હાથ ઘાલેછે. આજરોજે એ જમાનામાં મગરેબથી તે મસરેક લગી તમામ જેહાનમાં મારૂં નામ રોશનછે, ને દરીઆવ તથા પાહાડભી મારા તાબામાં રેહેછે. મારી દેલેરીનો દબદબો આસમાન ઊપર ફરેસતાઓના દેલમાં ધ્રુજારી નાખેછે. એક મરતબે હું ગોસાથી ચુંગાલ મારૂં તો આ આસમાનનેભી ખાકમાં નાખું તો એ છોકરાની તાકત શીકે મારા હોકમ બગેર માહારા તરબલુસ શેહેરની ખાક લેઇને પોતાની આખમાં શોરમાની જગો આંજે." પછે તે તરા-કુસનાં લશકરમાં બે હબસી સપેહેસાલરો હતા જે બંને નાપાકો આ-દોની ઓલાદના અને ઘણા જબરદસત હતા. તું કેહે ગોયા તે બેહુ હબસી નહી હતા; પણ બે લોહાના પાહાડ હતા તેમાં એકનું નામ કત-રાંન હબસી, તથા બીજાનું નામ ગરંગ હબસી હતાં; પણ તેઓની ચુંગાલથી નર અજદાહાભી ખલાસી પામી સકતા નહી હતા; તે બેહુ હબસીને તરાકુસે કહીઊં કે, "જાબુલી રૂસતમનો નબીરો જેહાનબ-ખશ પોતાનાં જબરદસત લશકર સાથે રાહાના દરમેઆનમાંથી તમામ

મોલકો જેર કરતો આ તરફ આવી પોંહોચયો છે. તે એમ કરી ચાહે છે કે, એ મોલકનેભી પોતાના તાબામાં કરી મગરેબની તરફ જાય. વાસતે એ બાબતમાં તમો શું મસલેત આપો છો ?" તેવારે તે બેહુ હબસીઓએ તરાકુસને જવાબ દીધો કે, "એ પાદશાહા અમો તેજ ચુંગાલના તારા બંદા લડાઇને વાસતે તઇઆર બેઠા છઇયે, વાસતે તે ઇરાની લોકોમાંથી એક શખસનેભી જીવતો જવા દેજીએ નહી. એ ઇરાની લોકો આપણાં હબસી લશકરની નજદીક કશા હેસાબમાં નથી. આપણ લોકો ગોયા વરૂ અને એ ઇરાની લોકો ગોયા ગોસપંદછે, વાસતે તે લોકોમાંથી એક શખસને સલામત રેહેવા દેઇશું નહી" એવો જવાબ દેઈ પછે, પોતાનાં લશકરના સેરદારોને બોલાવીને તેઓની નજદીક એ તમામ બીના કહી, ને તુરત તીસ હજાર લશકર બોલાવીને તઇઆર કીધું, ને તરબલુસ શેહેરમાં હોશીઆરીથી રહીને શેહેરને આશપાસ ખબરદારીથી ચોકી પેરા ભરવા લાગા.

## હેકાયત લખી છે કે, નામું લાવેઓ તરમાહા તરાકુસની નજદીક અને લડાઈ કીધી હબસીઓએ તે નામદાર સાથે.

એમ કરતાં તીજે દીને પેહેલવાન તરમાહા, હબસીના પાદશાહાની તરફ આવેઓ, એ ખબર તરાકુસને થઇ કે, "કોઇ અરબસતાની પેહલવાન મરદ એલચી આવેઓ છે. તેની સાથે બીજા ચેઆલીશ અરબ છે; પણ તે તમામના ચેહેરા કીનાથી ગોસા ભરેલા છે". તેવારે તરાકુસે હોકમ કીધો કે, "તેને મારી નજદીક બોલાવો કે, હું જોઊં કે તે અરબસતાની મરદ શું કેહેછે." હેવો હોકમ સાંભલીને તરમાહાને તરાકુસની નજદીક લાવેઆ, તેણે તાંહાં આવીને જોયું કે, એક નાપાક હબસીને તખત ઉપર બેઠેલો દીઠો, જે બોલંદીમાં એટલો તો ઊંચો હતો કે તેનું સર તેના એવાનની અગાસી સાથે લાગેલું હતું. ને એક સીહા પાહાડની મીસાલનો પોતાના હબસીઓ સાથે મજલેસ કરીને જોકમા ખુશાંથી બેઠેલો હતો.

તે હબસીના પાદશાહે જેવારે તરમાહાને દીઠો તેવારે તેને પોતાની નજદીક બેસાડીને પુછીઊં કે, "તું શી મોશદ રાખેછે, ને તું એ જગો શા કામને વાસતે આવેઓ છે તે મારી નજદીક શેતાબ કેહે. અને તમો એ તરફ કાંહાંથી આવી પોંહોંચયા છો, તથા તમારો સપેહેસાલાર એ જગોથી આગલ જવાનો રસતો માગવાને વાસતે શું કેહે છે ને એ લશકર સાથે કાંહાં જાએ છે ?" જેવારે તરમાહે તરાકુસને મોહોડેથી એવું સાંભલીઊં, તેવારે પોતાની ગોદમાંથી જેહાનબખશનું નામું કાહાડીને તે હબસીને આપીઊં. જેવારે તે નામું નવીસંદાએ તરાકુસની નજદીક બાંગે બુલંદ વાંચીઊં, તેવારે તે નાંમાની હકીકત સાંભલીને શેર મરદ જેહાનબખશના નામથી ડરેઓ. અવલ તે નામાની અંદર એમ કરી લખેલું હતું કે, "પાક યજદાં રોજીને પોહચાડનાર સાહેબ છે, તે મેહેરબાન સાહેબને નામે કરી એ નામું લખું છું કે, દાદગર દાવર જે છે તે પેહેલવાન તથા પાદશાહા લોકોની પોસત પનાહાનો કરનારો છે. અને જે કોઇ બેવારેસ લોકો છે તેઓનો વારેસ તેજ છે. તે સાહેબથી આફતાબ તથા માહાતાબને નુર તથા રોશની છે. જમીનને બરકરારી તથા આસમાનને ગરદેશ તેથીજ છે. આદમીઓને ઊમેદ અને દેહેસતભી તેથીજ છે. એવા બુજોરગી ભરેલા પાક દાદારનો એક બંદો પાદશાહા કેખોસરો, એ જેહાનના તમામ પાદશાહો ઊપર પાદશાહા છે. અને હું તથા તું જેવા હજારો હજાર બંદા તે પાદશાહા કેખોસરોની દરગાહામાં તખતની નજદીક રાત દીન હાજેર રેહે છે; ને તે પાક મહજબનો પાદશાહા અમોને મેહેરબાનીથી નવાજીને પોતાની દરગાહામાં ઘણી આબરૂ આપીને સરફરાજ કરેછે. તેથી અમો લોકો તે નામદાર પાદશાહાના પાઊંની જુતીને અમારા સરનું તાજ કરી જાણીએ છઇયે. અને તેના કદમની નીચેની ખાકને અમારા દીદાનો સોરમો કરી અમારી આંખની કીકી ઊપર ધરીએ છયે. તે સરફરાજ પાદશાહાના હોકમથી હું લશકર સાથે મગરમછની મોસાલ મગરેબ જમીનની તરફ રીમની ભરેલા નાપાક કેહેકામ દેવ ઊપર જાઊં છું કે તે નાપેકાર દેવે અમારા પાદશાહાના ખજાનામાંથી જમશેદી જામ ચોરી છે. બીજું એકે તે બદ બુનોઆદનો દેવ મારી એક દાઈ હતી

તનેભી પકડો લેઇ ગયોછે. તેથી પાદશાહ કેખોસરોએ પોતાના તમામ પેહેલવાનોમાંથી મને આબરૂ આપીને તે દેવ ઊપર મોકલેઓછે. તેથી હું પોતાના દેલના શોકથી તે ઊપર દોડેઓ જાણીંછું; કે તે જીઆંગાર દેવના બેહુ હાથ બાંધું ને મગરેબ જમીનના તમામ નાપાક દેવોથી જેહાન પાક કરૂં. વાસતે તું તરાકુસ જંગી ઊપર તાકીદ કરી લખુંછું જે હવે અમોને કીસતો ઊપર સવાર થઇને આગલ જવાને વાસતે કેટલી એક કોસતીઓ તથા રાહાનો સામાન સરવે શેતાબ તઇઆર રખાવજે, કે અમો જેવા આવી પોંહોંચીએ તેવાજ કીસતી ઊપર સવાર થઇને એ ભારી દરીઆવમાંથી પાર ઊતરી જઇએ. અગર જો તું અમારા સાથે સલુક રાખશે તો, એ તારો તરબલુશનો મોલક તથા તારી પાદશાહી સરવે કાએમ રેહેશે, યા અગર તું એ દરીઆવના કીનારા ઉપર અમો સાથે લડાઇનો કસદ કરશે તો તું એમ કરી જાણકે તેં પોતાનાં બખતની રોસન મસાલને પોતાને હાથે બુજાવી નાખી. કીઆને તારૂં બખત બરગસતે થયું; ને તારો તમામ મોલક ઘોડાઓની ઠોકરે ઉડાવી નાખશ. અને તારી પાદશાહી ઊંધી મારશ. એ રવેશ અમારી હકીકત મેં તુંને લખી છે તે જાણજે ને તુંને હું જેહાનબખશ પેહેલવાન છું તેની સલામ પોંહોંચજો."

જેવારે ઊંધાં બખતના તરાકુશે તે નામાની એવી હકીકત સાંભલી તેથી તે નાપાક મશકરીથી હસીઓ, ને કેહેવા લાગો કે, "એ નાદાન છોકરામાં કાંઇએક રેસ ભારબી અકલ છેજ નહી ને એ નાદાનના મગજ માં એવો ખેઆલ હશે કે, બીજા લોકોની મીશાલની એ હબસી લોકોનીભી લડાઇ આસાન હશે; તેથી એ પોતાના દેલમાં મગરૂરી લાવીને પેહેલવાનીનો દમ મારતો એ જગો આવેઓ છે; પણ જેહાનના દરમેઆનમાં હું તરાકુસ જંગી છું તેથી તમામ જેહાનના પાદશાહો પાસેથી સલામી લેઊં છું, મારી ઊમર નવસો વરસની થઇ છે. ને એટલી ઊમરમાં મેં ઘણાએક નામીચા પેહેલવાનોને ખાકમાં ઊંધા નાખેઆ છે, તથા મારી દેહેસતે કરી આશમાનનું દેલ કબાબ થાયછે ને દરીઆવના મગરમછના દેલમાં લરજો પેદા થાયછે. આજ લગી મેં જબુલી રૂસતમની રાહા ઘણી જોઈ કે કંઇબી બાહાને તે રૂસતમ એ ત

રફ આવે તો તેના જેહાનપેહેલવાનના નામને ખાકમાં નાખુ, પણ તે સગજી રૂસતમ મારી તરફ આવેઓ નહી; તે રૂસતમ જેવા તો મારી ખેદમતમાં હજારો હજાર ગોલામ રેહે છે. તો એ એવો નાદાન છોકરો મારા શા હેસાબમાં છે! વાસતે એ એલચી તું સેતાબ જા, ને તે જે-હાનબખશને કેહે કે, તું એ જગોએથી લગામ ફેરવીને હીંદુસાનની તરફ પાછો નીકલી જા, અને હું જે જુનુ બબર જાનવર છું તેને માં છેડ. અગર નહી તો તુંભી મારેઓ જશે ને પોતાના તમામ લશકરને ભી નાહક મરાવશે. અને તું મારી સાથે લડેઆમાં કસાબી ફેજને નહી દેખશે. આજ લગી મારી ચુંગાલમાથી નર અજ દાહાભી સલા-મત ગયો નથી. વાસતે બેહેતર તો એજ છે કે, તું એ રાહામાંથી લગા-મ ફેરવે. અગરજો હવે પછે તું એ જગો આગલ કદમ ધરશે તો તુને નુકશાન પોહોંચશે. એ અમારા તરબલુસના હબસીઓને અરબસાતાંનના અરબની મોસાલના જાણતોનાં. એ મારો એ-ક એક હબસી ગોયા એક એક દેવની બરાબર છે." તેવારે તરમાંહે તરાકુસને કહીઊં કે, "એ ઊંચા કદના હેમક, યાને લાંબા બેવકુફ, તું એવડી બુમ શા વાસતે પાડેછે. તું એ નોજવાનને પીછાનતો નથી. એ જેહાનબખશ તો સામેસવારના ખાનદાનનો પેહેલવાન છે. તું એ નોજવાનનાં વરસ ઉપર ના ભુલતો કે એતો છોટી ઉમરનો એક છોકરો છે. એની મરદી તથા બુનીઆદની તરફ નેગાહા કરીને તું પોતાના કામથી હોશીઆર રેહેજે. એતો ઝેર ભરેલો એક જુનો અજદાહા અથવા બબર છે. તેથી એની દેહેસતથી તમામ જેહાનના દેવોના તન તપ ભરેલાં રેહે છે. તેં સાંભલીઊં નથી કે, એ નોજવાન પેહેલવાને હીંદુસતાનમાં સરંદીપના પાહાડ ઊપર નાપાક હેરાસ દેવને તેના બીજા દેવો સાથે શી રવેશ બાંધીઓ છે. તથા તે વગેરે હફતેખાનની રાહે રૂસતમનો રખસ લેવા ગયો હતો, તાંહાં એ નામદારે શી રવેશથી ના-મદારી કીધી છે. તેણે ઘણાએક દેવો તથા નર અજદાહા તથા શેરો સાથે લડીને તમામ હફતેખાન તોડી ફતેહ મેલવી હતી. વાસતે તું એને છોકરો કરી ના જાણતો, એ તો પોતાના બાપ ફરામરજ કરતાંભી જોરાવર છે; તે કરતાં સામેસવારના ખાનદાનના છોકરાને ભારી મગર-

મછ કરી જાણજે. એવા એ છોટી ઊમરના છોકરાઓભી મેદાનમાં નીકલીને તલવાર પકડે છે તે વખતે જેહાનના દરમેઆનમાં નામદારી ભરેલા કેરશાસપની મીસાલ નામ ઉઠાવે છે. તે કેરશાસપભી એ લોકોનો બુજોરગ નેઆગાના થઈ ગયો છે. વાસતે અય તરાકુસ, અગરજો તું એ જેહાનબખશ સાથે સલુક કરશે તો તું એથી ઘણી ખુબી દેખશે. કાંયકે એભી પાદશાહા જમશેદની નસલનો પેહેલવાન છે, દાના લોકો ફરમાઈ ગયા છે કે, નેક લોકો સાથે હરગેજ બદી કરતો નાબદી કરવી એ યજદાંની રાહામાં પસંદ નથી."

એવા સખુન તરમાહાની જોબાનથી સાંભલી તરાકુસ જંગી ગોસામાં આવીઓ. અને તરમાહાને કેહેવા લાગો કે, "એ સુમીઅત ભરેલા મરદુમગર એ જેહાનબખશ ઉપર તું આશક છે કે તેની તારીફના સખુન હદથી જીઆદે બોલે છે. તું જા, તારી મરજીને વાસતે એ વખત જેહાનબખશને જીવતો મેલુંછું. અગર નહી તો એ બદ બુનીઆદનો એવો કોણ થાયછે કે, મારે ઊપર એવું નામું લખે ને તું મારી નજદીક બેસીને એ રવેશ તેની તારીફ કરે. અગરજો એ નાદાન છોકરો હવડાંજ હવડાં એ રાહામાંથી પાછો ફરશે તો ખુબ છે, અગર નહીતો તું જોજે કે, હું તેના જીવ ઊપર શી રવેશની આફત નાખુંછું. ને તમારાં તમામ લશકરને ઊઠાવીને આ ભારી દરીઆવમાં ફેંકી નાખુંછું. તમારાં લશકરના સેરદારોનાં તન ખાકમાં નાખીને તેઓનાં સર નામદાર કેહેકામની નજદીક મોકલી દેવશ. એ રાહામાં તમો લોકો પોતાની ખરાબી સેવાયે કાંઇ બીજું દેખશો નહી." તેવારે ફરીથી તરમાહે તેને કહીઊં કે, "એ આપ રંગીલા હબસી, તું એ વાતથી ગુજરી જા ને પોતાના તન ઉપર બલાની ચાદર મા ખેંચ. તે કરતાં એ બીજા હબસીઓ તારી દરગાહામાં ઊભા છે તેઓના જીવ ઉપર તો મેહેરબાન થા. તે જાબુલીના હાથથી નાહક એ લોકોની કાંય ખરાબી કરાવે છે. ને તારા એવા બેહુદા બોલવાથી એ તારૂં તમામ લશકર ખરાબી અને માહેતમમાં પડશે ને એક હબસીબી જીવતો સલામત રેહેશે નહી. જે જગોએ છેડાયલો શેર મસતી તથા ફેસાદ કરે, તાંહાં ગોસપંદના ગોવારાંની ખરાબી હોય." એવા સખત સખુન તરમાહાની જોબાનથી સાંભલી

ને તરાકુસની દરગાહાના હબસીઓમાંથી એક હબસી વરૂની મીસાલ ગોસાથી ઉઠેઓ, ને પોતાનો ભારી ગોરજ ઉઠાવી તરમાહા ઉપર પોકાર મારીને કહીઉં કે, "એ બેહુદા અરબ, તું એવા નાપસંદ સખુનો શા વાસતે બોલેછે. મગર તુંને એ જગોના હબસીઓના જોર તથા હોનર ની ખબર નથી. તેથીજ તું એક નાધલા છોકરા ઊપર એવડો લાડ કરીને બોલેછે." એટલું કહી ગોસાથી પોતાના દાંત ઊપર દાંત ઘસેઆ ને એક ગોરજ નામદાર તરમાહા ઉપર મારેઓ. તેજ વખત તે હોનર ભરેલા તરમાહાએ, પોતાની જગોથી ઉઠી પોતાના હાથની ચુંગાલ લાંબી કરીને તે હબસીના હાથનો પંજો પકડી તેના હાથમાંથી ગોરજ છીનવી લેઈ; એક પોકાર જોરથી મારીને તેજ ગોરજ તે નાપાક બદસુરત હ બસીનાં સર ઉપર મારેઓ. તેથી તે નાપેકાર હબસી પેચ ખાઇને ખાક માં પડેઓ તે ફરીથી હીલીઓભી નહી. તેની એવી મરદાનગી જોઇને બીજા હબસીઓએ શોરશાર ઉઠાવેઓ. ને તમામ નાપાકો હીમલો કરી તરમાહા ઉપર આવેઆ, ને તરમાહાની આસપાસ ફરી વલીઆ ને તેને ઘેરી લીધો ને તેનાં તન ઊપર ઘણાએક જખમ મારેઆ ; તેથી તે નામ-દાર અરબસતાની જખમો થયો. તોભી તેણે એખલાએ ચાલીસ હ-બસીને જીવથી મારી ખાકમાં નાખેઆ. જેથી તે નાપાકોનાં લોહીએ કરી તરાકુસની દરગાહા લાલ રંગની થઈ. તેવારે તરકુસના તમામ લશકરે તે ઉપર હોમલો કીધો ને વરૂની મીસાલ તે અરબસતાની ઊપર આવી પડેઆ. તેવારે પેલા ચેઆલીશ અરબો જે તરમાહાની સાથે હતા તે-ઓએબી તે હબસીઓ માંથી ઘણું એક લશકર મારીઉં. એમ કરતાં તે અરબસતાનીઓ માંથીભી વીસ પેહેલવાન મારેઆ ગઆ. એવામાં એક ગરંગ નામનો હબસી આવી પોંહોચેઓ. તેણે તરમાહાને આજે-જ કરી બાંધીને બંદીખાનામાં કેદ કીધો.

## હેકાયત લખીછે કે, ગોફ્તેગો કીધી આકે તરાકુસ હબસી સાથે અને પકડાયો ગયો આક તેના હાથ ઊપર.

હવે જેવારે પેહેલવાન તરમાહા, હબસીના હાથમાં પકડાયો ગયો, તેવારે તેની સાથે જે કોઈ બીજા અરબ લોકો હતા. તેમાંના બાજે

લોકો નાહાઠા તેવાજ જેહાનબખશની નજદીક ગયા ને તમામ હકીકત તે નામદારની નજદીક કહી; અને બીજું એમ કેહેવા લાગા કે, "ત શકુસ તો એક અજબ તરેહેનો હબશી છે, અને તેનું તમામ લશકરભી ઘણું જબરદસત અને લડાએક છે. તેથી નામદાર તરમા તેના હાથ ઊપર પકડાયો ગયો," જેવારે જેહાનબખશે એવું સાંભલીયું તેવારે ઘણો ગોસામાં આવી કેહેવા લાગો કે, "તે નાપેકાર હબસીનું દેમાંગ કાહાડી નાખું. પાક યજદાંના હોકમથી તે નાપાક હબસીનાં લશકરની ધુઈ આંશાનીથી કાહાડી નાંખી એના મોલકને વેરાંન કરૂં, વાસતે હવે મને તેની નજદી જવું જોઇએ. તે નાપાક હબસી એવો કોણ કે મારાં આદમીઓ ઊપર હાથ ઘાલે." એટલું કહીને ગોહરના જડાવનું બખતર તનમાં પેહેરીઊં ને કેઆની કમર બંધ કમર ઊપર બાંધેઓ, કે તે હબશીઓ સાથે લડવા જાય. ને તે લોકોના લોહીએ કરી તરબલુશની જમીન લાલાના ચમનની મીસાલ રંગીન કરે.

તે નામવરનો એવો એરાદો જોઇને આકે કહીઊં કે, "અયે નામદાર સપેહેસાલાર, તું એવડી તુનદી માં કર. તે નાપાક તરાકુશ હબસી તો ગોયા, એક કીના ભરેલો હેરેમન છે. તું એવડો જલદી કરીને તે ઊપર શા વાસતે જાય છે. તું જરા સબર કર, કેમકે હું તે નાપાક હબસીને સરથી તે પાઊંલગી પીછાનુંછું; હું તે બદકાર હબસીની સાથે ઘણી મરતબે મજલેશમાં એકઠો બેહેલોછું. તેથી તે તરાકુશને મારી સાથે દોસતીછે. અને તેભી મને સારી તરેહેથી પીછાંનેછે; વાસતે તું મને રજા આપ કે હું તેની નજદીક જાઊ, ને હરેક તદબીરે કરી તેને સમજાવીને રાહા ઊપર લાઊં. યા અગર મારી સાથે તે સલુક નહી કરશે ને સરકસીના જવાબ દેશે તો હું તે નાપેકાર હબસીનું શર તેજ વખત તેના તનથી દુર કરી નાંખશ." તેવારે જેહાનબખસે તેને કહીઊં કે, "તે નાપેકાર હબસી ઘણો બદ નઇએતનોછે, તેથી તારો મરૂઅત નહી કરશે, અને તારી જુની દોસતીને ભુલી જશે. એ હબસી લોકોને બે કોલ થતાં કસો વીલમ લાગતો નથી. શીહા, અને સફેદને તે સુ જાણે! તેની સાથે તો તલવાર સેવાએ કાંઇ બાજી વાત થવાની નથી. તે બદકાર સાથે સલુક કરવા નાદરોસતછે." એ રવેશ તે જાબુલી સર-

દારે, આકને ઘણું શમજાવી કહીઊં પણ આકે જેહાંનબખશને તરાકુ-સની લડાઈમાં જવા દીધો નહી; ને પોતાને જવા દેવાને વાસતે ઘણી એક મીનત કીધી તેથી નાચારે જેહાનબખસે તે આકને રજા આપી. તેજ વખત આક ઘોડા ઊપર સવાર થઈ કેટલાક નામદારોને પોતાની સાથે લેઈ જેમકે એલચી લોકો પેગામ લેઇ જાય તે મીસાલનો થઈ તલબલુસ શેહેરની તરફ જેહાનબખશની તરફથી તરાકુસ પાસે ગયો. જેવારે આક તરાકુસની દરગાહની નજદીક જઈ પોંહોંચયો તે વખત તેનું સર લડાઈ ભરેલું તથા દેલ કીના ભરેલું હતું.

એમ કરતાં જેવારે તરાકુસે આકની ખબર સાંભલી કે, આક આવે છે તેવારે તરાકુસે તમામ પોતાના હબસીઓને બોલાવીને મજલેશ કરી પોતે દબદબાથી તખત ઊપર બેઠો; એવામાં આક તરાકુસની દરગાહામાં આવી પોંહોંચયો. જેવારે તરાકુસે તેને દીઠો તેવોજ સેતાબ તે પોતાનાં તખત ઉપરથી ઊઠેઓ, ને હસીને તે આક સાથે તેણે બગલગીરી કીધી. કાંએજે તે આકભી હબસીજ હતો તેથી તરાકુસે તેને પુછીઊં કે "અએ દેલેર આક એ જાબુલી છોકરાથી એકાએક તારૂં કામ એવું શું અબતર મલી ગયું ને તું એ જાબુલી તોખમના છોકરાથી એવડો આજેજ શા વાસતે થયો? અને એ છોકરાનુ સર તું પોતાની ચુગાલમાં નહી લાવેઓ તેનો બાએશ શું? તે તમામ બીના મારી નજદીક જાહેર કરીને કેહે, હું એ વાતથી ઘણો અજબ રહુંછું." તેવારે તેને આકે જવાબ દીધો કે, "એ પાદશાહા તું તો જાણતો નથી પણ એ નોજવાન છોકરાના હાથથી મારે ઊપર ઘણું આફત પડીઊં છે, તે તારી નજદીક સું કહું. એ જેહાનબખશ ફરામરજનો બેટો નથી એ તો એક લડાએક શેરનું બચું છે, એની ચુંગાલથી નરઅજદાહાભી ખલાસી પામતા નથી. એ છોકરો પોતાની જવાંમરદીના સબબથી કીનાંને વખત હેબત ભરેલા દેવથીભી ડરતો નથી; એવો એ જેહાનબખશ જેહાંનપેહેલવાન રૂસતમનો નબીરો છે કે જે રૂસતમે તમામ જેહાનના દેવોનો શેરદાર જે સફેદ દેવ તેનું પેટ ફાડી નાખીઊં ને હફતે કેસવર જમીનના પાદશાહો ઊપર હોકમ ચલાવે છે. તે રૂસતમના બેટાનો બેટો એ નોજવાન પેહેલવાન છે.

તેના સબબથી હું તારી નજદીક દોડેઓ આવેઓ છું કે તુંને ચેતાઊં જે એની સાથે અનજાણમા લડતો માં. એની મેમાનદારી કરીને એનુ દેલ ખુશી રાખજે. કે એ નામદાર શેરની હીમતનો ને ચીતાની ચુંગાલનો છે, વાસતે અગર તું એ સાથે લડાઇ કરશે તો પોતાનાં સર ઊપર તાજની જગાએ શીહા ખાક ભરશે." એ રવેશ જેવારે આકની જોબાનથી એવા નાઊમેદીના સખુન સાંભલીઆ તેવારે તરાકુસ હબશી હશેઓને કહીઊં કે, "એ બે અકલ તું તેથી આજેજ થયલો છે, તેથી તેની એવડી તારીફ કરે છે. પણ તે છોકરાની તાકાટ શું કે એક દમભી મારી નજદીક પાયદારી લાવી શકે. તું પોતાની નજરે જોજે કે, તે જેહાનબખશને જીવતો આશાનીથી ઊઠાવી લેઇને આસમાનની તરફ હવા ઊપર ઊંચો ફેકી દેઊં, ને જેવારે ઊંચેથી તે પાછો નીચે આવે તેવારે તેને જીલી લેઇને જમીન ઊપર મારી તેના તનનો પુરજે પુરજો કરી નાખશ. તે જાબુલીને એ જગોથી જીવતો આગલ જવા દેઊં નહીં. તે કરતાં તારી અકલ કાંહાં ગઈ? તું મને સારી રવેસથી પીછાંનેછે કે જેવારે હું ગોસામાં આવુંછું તેવારે મારી નજદીક હજારો હજાર રૂસતમ જેવા તથા ફરામરજ જેવા પેહેલવાનો એક ઘાસનાં તનખાં બરાબર કસા હેસાબમાં નથી, તો એ એક છોકરો શી બીસાતમાંછે." તેવારે આકે બીજી મરતબે તેને કહીઊ કે, "એ તરાકુસ, મને માલુમછે કે, તુ ઘણો જબરદસત હબસીછે, પણ તેં જેહાનબખશને લડાઇને વખતદીઠો નથી. વાસતે તું એવડી વાત કરેછે. પણ તું મારી વાત કાન ધરીને સાંભલ કે તે નરે શેરની સાથે એવડી લાંબી વાતમાં કરતો. અવલ તો તે દબદબા ભરેલા પેહેલવાનની નજદીક કોઇથી સેહેજ સલુકના સખુન બોલવાનીભી તાબેસ રેહેતી નથી તો એની લડાઇમાં કોણની તાકત છે કે ઊભો રેહે. વાસતે, હવડાં તું એ પેહેલવાન સાથે શલુક રાખીને એની મરીઆદા કરે તો ઘણું બેહેતરછે કે એ પેહેલવાન ઘણો તુંદી ભરેલો દેલેરછે તેથી એની તુંદી આગલ તારી તાકાત રેહેશે નહી. હવડાં તું મારી વાત ને ખાતેરમાં લાવતો નથી તો તું નાહાક પોતાનાં લશકરને બરબાદ કરશે. હું તો આપણી આગલી દોસતીનો હક જાણીને તારી નજદીક નેક બાહીથી આવેઓછું કે, હરેક વાતથી તારો મોલક રેહે તેહેવું કરૂં."

એવા સખુન સાંભલીને તે બુરા વજુદનો હબસી આક ઊપર ગો-સામાં આવેઓ, ને પોતાની હબસી જોબાનમાં જેહાનબખશને ગાલો દેવા લાગો ને સામે સવારને બદસખુન બોલેઓ. પછે પોતાના સપેહે સાલાર કતશંન હબસીને હોકમ કીધો કે, "લડાઈ તો પછવાડે કરશું ; પણ હવડાંતો તરત એ આકને પકડીને તારા બંધીખાનામાં કેદ કર." તેનું એટલું કેહેવું કે, કતસન હબસીએ શેતાબ ઉઠીને આકની બેહુ બાજુ બાંધીને તેને બંધ કીધો.

## હેકાયત લખીછે કે, ખબર થઈ જંગી જેહાનબખશને આકના કેદ પકડાવાની અને ગયો નામદાર જેહાનબખશ તરાકુસની દરગાહમાં.

જેવારે આકને કેદ કીધો તેવારે તેની સાથના આદમીઓ હતાં તે નાહસી ગયાં અને આવીને જેહાનબખશને ખબર કીધી કે, "અમો ઊપર તો એ રવેશથી મુસીબત ગુજરીછે. વાસતે અય પેહેલવાન તું એ વાતનો હરેક ચારો કર. એ નાપાક હબસી તો જબરદસતી તથા બદજાતી સેવાયે કાંઈ બીજા સખુન બોલતો નથી ને પોતાના જોર તથા બાજુ ઊપર ઘણી મગરૂરી રાખેછે. તેનો એક સપેહેસાલાર કતશાન નામનો હબસીછે તેના હાથમાં આપણો આક હબસી પકડાયો ગયો છે. અમો નથી જાણતા કે, આકના જીવ ઊપર સી મુસીબત ગુજરી હશે." એ તમામ હકીકત સાંભલતાં વાર નામદાર જેહાનબખશ ઘણો ગોસામાં આવયો. અને શેતાબ પોતાના ઘોડા ઊપર સવાર થાઈને હોકમ કીધો કે, "આપણા લશકરમાંના તરણ દેવ મારી સાથે આવે." તે હોકમ સાંભલતાં વાર શેતાબ કેવાન દેવ તથા અફરીત દેવ તથા અરમાન દેવ એ તરણ દેવ શેરની મીસાલ પોકાર કરતા જેહાનબખશના ઘોડાની આગલ દોડવા લાગા.

નામદાર જેહાનબખશે પોતાનો અબલક દેવજાદ ઘોડો વાની મીસાલ તરબલુસની તરફ શેતાબ ચલાવેઓ, તેની ખેદમતમાં તરણ

દેવ જબરદસત શેરની મીશાલના હતા. એ ખબર બદબુનીઆદના તરાકુસને થઇ કે, " નામદાર સામેસવારના તોખમનો લડાયક પેહેલવાન જેહાનબખશ ગોશા ભરેલા અજદાહાની મીસાલ કોનાથી દોડેઓ આવે છે." તેવારે તેને પોતાના તમામ હબસીઓને બોલાવી પોતાના તખત ની નજદીક બેસાડેઆ. તેમા કતરાન હબસી તથા કીરવાન તથા ગરંગ એ વગેરે બીજા તમામ હબસીઓએ લડાઇનાં બખતર પેહેરેલાં દબદબાથી તેજગો આવીને બેઠા એવી મતલબથી કે તેઓનો દબદબો જોઇને જેહાનબખશ ડરે. એવા દબદબાથી તમામ હબસીઓ ખુન ભરેલી આંખો કરી બેઠા. એમ કરતાં જેહાનબખશે રાહામાથી કેવાન દેવને આગલથી તરાકુસની દરગાહામાં મોકલેઓ, તે પેહેલવાની બાજુનો દેવ દેલેરીથી પેલા હબસીઓની નજદીક આવી કેહેવા લાગો કે, " ઇરાન જમીનના પાદશાહાનો સપેહેશાલાર જેહાનબખશ આવી પોંહોંચેઓ છે " જેવારે તરાકુસે તે દેવને મહસત હાથીની મીસાલનો દીઠો તેવારે અજબ રહી ખામોસીથી બેસીને અંદેશો કરવા લાગો કે, "જેની ખેદમતમાં એવા ભારી દેવો ગોલામની મીસાલ દોડે છે તો તે પેહેલવાન શી તરેહનો હશે ને તેની લડાઇ કેવીએક હશે !" એ રવેશ અંદેશામાં હતો એવામાં નામદાર જેહાનબખશ પાહાડની મીસાલના ઘોડા ઉપર સવાર થયલો તે હબસીની દરગાહામાં આવી પોંહોંચેઓ. તાંહાં જેહાનના પેદા કરનાર પાક યજદાનું નામ જોબાન ઊપર ઇઆદ કીધું ને ઘોડા ઊપરથી ઉતરીને દબદબાથી જઇ એક જરીન ખુરસી ઉપર બેઠો. ને જેમ ભુખેઓ વાઘ પોકારે તે મીસાલ પોકાર મારીને તરાકુસને કહીઉં કે, "જે કોઇ શખસ પેહેલવાન લોકોના હોકમથી સર ફેરવે તે શખસ પોતાનાં સરને તન ઉપર દેખે નહી. તેમાં અગર જંગબારના અબસીઓ યા હેરેમન પોતે કાંય નહી હોય. મને પાકજાદ પાદશાહા કેખોસરોએ હોકમ કરીને મગરેબ જમીનની તરફ મોકલેઓછે, કે નાપાક બદ ખેસલતના કેહેકામ દેવને પસત કરીને જમસેદી જામ પોતાના હાથમાં લાઉં. ને તે નરે દેવને જીવતો પકડીને આતસની ચાહાગાં બાલી નાખું, ને મારી દાઇ જે માહાતાબ કરતાંભી ખુબસુરતછે તેનું નામ મોસકફામ નામની તેને કેહેકામ દેવ નાપાક ચોરી લેઇ ગયો

છે, તેનેભી મારા હાથમાં લાગી. એટલા વાસતે હું લડાયક શેરની બી સાલ મગરેબ જમીનમાં જરનેગાર શેહેરની તરફ જાઉછું. ને તું મારા લશકરનો રસતો બંધ કરીને અમોને રાહા નથી આપતો તે શું છે? વાસતે તું એ કામ કંઈ સારૂં કરતો નથી. તેં પોતાની તુંદીએ કરી મારા પેહેલવાંનોને પકડીનેં કેદ કીધાછે, ને તું મગરૂરીથી પોતાના મગજમાં પવંન રાખી બેઠોછે તો તુંને એ જગો કાંઇ જગાત જોઈએછે ઈઆ તું મારા લશકર પાશે કાંઇ માંગેછે? કે બેહુદાંપણાથી તું મારા ચાકરોને બાંધેછે. તું મને પીછાનતો નથી કે હું કોણને તોખમનો ને કોણ નેકબખતની પીઠનો છું. જેહાન પેહેલવાન રૂસતમના બેટા ફરામરજનો બેટો હું છું, ને તે રૂસતમ નામદાર સામે સવારના તોખમનોછે તે શામેસવારભી જેહાન પેહેલવાન કેરશાસપની તોખમનો કેહેવાયછે. તે નામદારોની બીસાલનાં પેહેલવાન જેહાનના દરમેઆનમાં આજ દન તલકમા કોઈ થયાભી નથી અને થસેભી નહી. તું પોતાની મજલેશમાં બેશીને એ રવેશ અમારા બુજોરગોને બુરૂં બોલેછે તો તું એવા નાદરોસત બોલવાથી કશી વાતે ડરતો નથી."

જેવારે જંગી જેહાનબખશાની જુબાનથી એવા સખુન તરાકુસ જંગીએ સાંભલીઆ તેવારે ગોસામાં આવીને જવાબ દીધો કે, "તારી જુબાનને બંધ રાખ, ને થોડું બોલ, એવું બેહુદુ બોલીને જુઠું ડમર ના કર. મારી નજદીક સાંમ તથા નરીમાન તથા કેરશાસપ તથા જાલ અને રૂસતમ તથા ફરામરજ તથા બરજો તથા તમુર તથા સરફરાજ સોહોરાબ તથા કરીમાન એ સરવે જાબુલી પેહેલવાનો કસા વજનમા નથી. જેહાનના દરમેઆનમાં બુજોરગ બુનીઆદનો તરાકુસ હબસી હું છું તેથી તારા જાબુલી લોકોથી હું હરગેજ ડરતો નથી. તેં મારી લડાઈ મેદાનનાં દરમેઆનમાં દીઠીનથી, તેથી તું પોતાના બુજોરગોનાં નામ લેઈને દમર કરેછે. અગર રૂસતમ તથા ફરામરજ જેવા હજારો જાબુલી મારી લડાઇમાં આવે તો એક દમમાં તેઓને બરહમ મારૂં. તે કરતાં મારી પાસે હાલ એવાતો લડાયક હબસીઓ મારી ખેદમતમાં છે કે, લરાઇને દાહડે સાતમા આસમાન ઉપર જે શનીસચ્ચર શેતારો છે તેનેભી જમીન ઊપર લાવે. તો તું પોતાના બાપ તથા બપાવા ઉપર એવડો શું નાજ કરેછે. અગર

તું મરદી રાખતો હોય તો મારી લડાઈમાં ઉભો રેહે. જેવારે લડાઈમાં તું મારો જોર તથા મરદી જોશે તેવારે રૂસતમની વાત તું ભુલી જશે. તે કરતાં જાબુલ જમીનમાં જાલનો રૂસતમ પોતાને જેહાન પેહેલવાન કેહેવાડે છે તો તરબલુસના મોલકનો જેહાન પેહેલવાન તરાકુસ જંગી હું છું ! મારી દેહેશતે કરી એક મરતબે દરીઆવનાં પાણીભી બંધ થઈ જાય છે. અને આજ રોજે દુનીઆનાં દરમેઆનમાં તું એક નાદાન છોકરો પોતાને જબરદસત કેહેવાડે છે, પણ મારી નજદીક તું કસા હેસાબમાં નથી. તું પોતાના લશકરને સામ શેહેરને રસતે થઇને કેહેકામની તરફ કેમ નહી લેઈ ગયો કે તું એવી સખત રાહામાં આવીને તરબલુસ શેહેરના તરાકુસનાં હાથમાં પડેઓ છે. તુંને તો હજુ એવુંજ ગોમાન હશે કે હું મારા લશકર સાથે મારા કામને વાસતે આવેઓ છું; પણ તું તો એ જગે ખરાબીમાં આવી પડેઓ છે."

---

## હેકાયત લખીછે કે, લડાઇ કીધી પેહેલવાન જેહાનબખશે તરાકુસ જંગીની દરગાહામાં અને મારીઆ ગયા ઘણાએક હબસીઓ તે નામવરના હાથઊપર.

---

હવે જેવારે જેહાનબખશે તરાકુસની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે ગોસામાં આવીને સરવ મજલેસને બાંગે બુલંદ કેહેવા લાગો કે, "એ નાપાક જાદા હબસી, તું એવડો બેહેકી બેહેકીને શા વાસતે બોલે છે. તું એવા બેહુદાપણાથી પોતાના મોહોતને સુતેલું જગાડે છે ? તેં પોતાની ઊમરમાં કોઈ જોરાવર પેહેલવાનને નહી દીઠો હોય તો જાલેજરના નબીરા ફરામરજના બેટા જેહાનબખશને જો કે તારી ખાતેર નીશાન થાય. મારી નજદીક મહશત શેર બુઢી લાકડીની મીસાલના થઇ જાય છે તેથી હું લડાઇના મેદાનમાં મહસત હાથીના દાંત ઉખાડી નાખું છું. અગર તુંને એ મારો વાત કબુલ નહી પડતી હોય તો જરા મારી સામે આવીને મને અજમાવીજો કે કોનાને વખત હું કેહેવો છું." તેવાર તરાકુસ હબસીએ ગરંગ હબસી

ઊપર પોકાર મારીને કહીઊં કે, "એ તેજ ચુંગાલના ગરંગ હબસી, એ બદ બુનોઆદના છોકરાને એ જગોથી જવામાંદેતો એ કે આપણી મજલેસમાં આવી બેસીને પોતાના બુજોરગોની તારીફ કરે છે અને જુઠી લાફ મારે છે. પણ એણે આપણા હબસીઓની લડાઇ દીઠી નથી, તેથી એ છોકરો પોતાને પેહેલવાન કરી જાણેછે. વાસતે એને શેતાબ મારી લે, એ છોકરો બદ બુનીઆદ અને સરકશ ઘણો છે." જેવારેગરંગ હબસીએ એવો હોકમ પોતાના પાદશાહથી સાંભલયો તેજ વખતે તે ના પાક હબસીએ ઉઠીને જેહાનબખશ ઉપર પોતાનાં હાથની ચુંગાલ લાંબી કીધી. એવામાં અફરીત દેવે એક પોકાર ગરંગ ઊપર મારીને કહીઊં કે, "તમામ દેવોનો સરદાર અફરીત દેવ તે હું છું, તું નાપાક સીહા મો હોનો હબસી એ આફતાબની મી સાલના રોસન ચેહેરેના અમારા શેર દાર સાથે શા વાસતે લડાઈ કરવા ચાહેછે. હું જાણુંછું કે, તારી બદબખતીના દાહાડાએ તારે ઉપર જોર કીધોછે. એ નામદાર જાબુલી ચાહેતો એક લેહેજામા તમામ જેહાનના બદસુરત હબસી લોકોને બરહમ મારે." જેવારે ગરંગે અફરીત દેવની જોબાનથી એવું સાંભલીઊં તેવારે પોતાના દેલમાં લરજેઓ, ને શેતાબ ખંજર ખેંચીને અફરીતની તરફ હાથ લાંબો કીધો. તેજ વખત તે જંગી દેવે પોતાની ચુંગાલ તેના હાથ ઊપર મારીને તેનાં બેહુ હાથ પકડી જગોથી ઉઠાવયો. અને પાછો જમીન ઉપર પછાડીઓ તેથી તે નાપાક હબસીના તનમાંથી પલીદ જીવ નીકલી ગયો. તે તમાશો જોઇને તરાકુસની આંખમાં ખુનનાં ચકર આવેઆં, ને તે બદ ગોહરનો હબસી મારેઓ ગયો તેથી ઘણો આજોરદે થયો. એવામાં એકાએક કતરાન હબસી પોતાની જગોથી ઉઠી ઉભો થઓ, તે નાપાકે જોસથી પોકાર માંરીને પોતાનો ભારી ગોરજ ઉઠાવી અફરીત દેવ ઉપર હોમલો કરી આવયો. એવામાં જેહાનબખસનો કેવાન દેવ જગોથી ઉઠી ઉભો થયો, તેણે કતરાનને કહીઊ કે, "એ સીહામોહોડાના હબસી; તું મરદાંને મરદ લોકોની હજુર એ રવેશ શોખીથી આવેઓછે તો શું તું હજુર અમારા શેરદારને પીછાનતોજ નથી."

જેવારે કતશાંન હબસીએ કેવાન દેવથી એવા સખુન સાંભલેઆ, તેવારે તેને ગાલ દેઇને કહીઊં કે, "એ હરામખુંદના હેરેમન, તું દેવ

થઇને આદમી જાદની ચાકરીમાં ગોલામની મીસાલ દોડે છે; એ કામ કીધાથી તમામ જેહાનના દેવોના નામને તેં શરમ પોંહોંચાડી છે. ને તું બુરો કેહેવાએઓ છે." એટલું કહીને તે દેવનાં સર ઊપર કીનાંનો ગોરજ મારેઓ. તેનાં ધપકારાથી જમીનભી ધ્રુજી. એવામાં કેવાન દેવે પોતાની ચુંગાલ મારીને તે હબ્સીનો હાથ ગોરજ સાથે પકડી લઇ તેના હાથમાંનો ગોરજ છીનવી લીધો; ને તેજ ગોરજ તે નાપાકનાં સર ઊપ-ર એવો તો જોરથી મારેઓ કે, તેણે કરી તેનું મગજ નીકલીને જમીન ઊપર પડીઊં. તે દેલેરી જોઇને તરાકુસ પોતાનાં દીલમાં લરજેઓ, અને કીનાથી પોતાની જગો ઊપરથી ઉઠીને તે દેવ ઉપર લડાઇને વાસતે ગયો; તેને જોઇને જેહાનબખ્શ શેતાબ પોતાની જરી કુરસી ઉપરથી ઉઠીઓ, ને તે ઊપર પોકાર મારીને કહીઊં કે, "એ સોઆ મોહોડાંના હબ્સી, અગર તુમાં મરદાનગી છે તો મારી તરફ આવ." જેહાનબખ્શનુ એટલું કેહેવું કે, તે તરાકુસે પોતાના હાથમાં આરો ઇઆને કરવતનાં જેવું એક હથીઆર પકડેલું હતું તે ઉઠાવીને જોસથી જેહાન બખ્શનાં સર ઊપર મારયું. તેવાર જેહાન બખ્શે તુરત પોતાનાં સર ઉપર ઢાલ પકડી, પણ તે અરાએ કરી જેહાન બખ્શનો ઢાલ કપાઇ ગઈ. પણ તે વખત જેહાનબખ્શના સર ઉપર લોહાની કોલાહ હતી તેથી તે નામદારને ક-સો એલજામ પોંહોંચેયો નહીં. તેવાર પછે જાબુલ જમીનના સેરદારે ચાહીઊં કે, તે ઉપર હુમલાથી જાય એવામાં તરાકુસે તે ઉપર બીજી મરતબે હુમલો કીધો. ને બીજી મરતબે પેલો આરો તેના સર ઉપર મારીઓ, તે જખમભી તે દેલેરે રદ કરી નાખીઓ. એમ કરતાં તે ના પાક હબ્સીએ તીજી મરતબેભી તે નામદાર ઊપર જખમ મારેઓ પણ તે હોનર ભરેલા દેલેરે તે જખમનેબી રદ કીધો. પછે તે નામના ઉઠા-વનાર જાબુલીએ ગોસામાં આવી તેને કહીઊં કે, "એ નાપેકાર હબ્સી મેં તારા હાથના તરણ જખમ રદ કીધા વાસતે હવે તું મારા હાથનો એક જખમ સંભાલ."



## હેકાયત લખી છે કે, મારીઓ ગયો હબસીનો પાદશાહા તરાકુસ દેલેર જેહાનબખસનાં હાથ ઊપર અને આવી પોંહોંચોઊં તે નામદારનું લશકર તે જગોએ.

એ રવેશ કહીને તે નામદારે પોતાના બાપ ફરામરજનો ગોરજ હતો તે ઉઠાવીને તરાકુસને કહીઊં કે, "એ હબસીના પાદશાહા, હવે મારા હાથનોભો જખમ જો કે તારીભી ખાતેરનીશાન થાય કે જબુલી તોખમ ના પેહેલવાનોની દેલેરી એવી દેખું." એટલું કહીને પોતાનો ભારી ગોરજ તરાકુસના સર ઉપર મારીઓ તેના જરબથી તે નાપાકનું તમામ તન ધ્રુજીઊં. તેવારે પોતાના દેલ સાથે જાણીઊં કે, "એ નોજવાન તો કોઇ મરદાને મરદ દેખું, કે એના હાથના એક જખમે કરી મારી આંખમાં જેહાન સીહા થઈ ગઇ છે. અને મને તો હવે કોઇ સખત બલા સાથે કામ આવી પડીઊં છે. વાસતે મને એવું નજર આવેછે કે આજ રોજે મારૂં બખત બરગસતે થશે. મેં આજ લગી એવો નામદાર પેહેલવાન નજરે દીઠો તો નહી." એ રવેશ તે હબસી પોતાના દેલ સાથે કેહેતો હતો, એવામાં શેરની ચુંગાલના જેહાન બખશે બીજી મરતબે ગોરજ ઊઠાવીને તે નાપાક હબસીનાં સર ઊપર મારેઓ તેનાં જરબથી આતસના ચમકારા બાહેરનીકલેઆ ને તે જખમે કરી તેનું મગજ ફરવા લાગું ઇઆને મગજમાં ભમરી આવી ગઈ. એવામાં તીજી મરતબે જેહાનબખશે પોતાનો ગોરજ તે હબસીનાં સર ઉપર મારેઓ તેના જખમે કરી તરાકુસ બેહોશ થઇને જમીન ઉપર પડેઓ, અને તેના સર ઊપર જેહાન બખશ શેરની મીશાલ ઉભેલો હતો.

એમ કરતાં તરાકુસ પાછો હોસમાં આવેઓ તેવાર જોય શું કે પોતાને ખાકમાં પડેલો દીઠો; અને જોયું કે, એ જગો હોમત નથી રાખતો તો તમામ લશકરની ખરાબી થાય છે. એવો અંદેશો કરી શેતાબ જમીન ઉપરથી ઊઠી લડાઇમાં આવેઓ; અને જેહાનબખસ ઊપર ચુંગાલ લાંબી કીધી ને તે નામદારનો કમર બંધ પકડીઓ. તેવારે જેહાન બખશેભી ચુંગાલ મારીને તે સબસીનો કમરબંધ પકડેઓ, ને તે બેહુ એક એક ઉપર જોર કરવા લાગા ને તમામ હબસી

ઓ એક તરફ ઊભા રહીને તેઓની ધરપકડનો તમાસો જોતા હતા. કે એ બેહુમાંથી કોણનું બખત બરગસતે થાય છે. પણ તે બેહુ એક બીજાનો કમરબંધ પકડીને એટલો તો જોર કરતા હુતા કે, તેઓનાં પાઊંએ કરી જમીનમાં ખાડા પડેઆ. તેઓનો જોર તથા કોશેસ જોઇને આસમાન ઉપરથી આફતાબભી લરજવા લાગો, અને તે બેહું જંગીઓ એક એકનાં સર ઊપર ટકર મારતા તેમાંથી ચકમકની મીસાલ આતસના શોલા નીકલતા હતા. પછે જેહાનબખ્શે પોતાનો પાઊં ઉસતવાર રાખીને તે હબસીના પાઊં ઉપર ચુંગાલ મારીને તેનો એક પાઊં ઉસતવાર પકડેઓ. પછે તે દેલાવરે શેરની મીસાલ પોકાર મારીને તે હાથીની મીસાલના હબસીને જગોથી ઉઠાવઓ, ને કોશેશ કરી પોતાના સર ઊપર લેઇ જઈ ને મહસત પાહાડની મીસાલ જમીન ઉપર મારેઓ. ને તેના સીના ઊપર પોતે શેરની મીસાલ ચહડી બેઠો. એવી રસતાખેજ જોઇને તરાકુસ જંગી પોતાના જીવથી નાઊમેદ થઇ બેનેહાયત લરજવા લાગો. એવામાં જેહાનબખ્શે ખંજર ખેંચીઊં, તેની દેહેસતે કરી તરાકુસે પોતાની આંખમાંથી આંસું વરસાવેઆં. ને કેહેવા લાગો કે, "અય નામદાર, મારા જીવ ઉપર તું મેહેરબાન થા, અને મને માફ કર." એ રવેશ તે હબસીનાં પાદશાહે આજોજી અને મીનત કરવા સાથે જીવતદાન માંગોઊં, પણ તેનાં દગાથી જેહાનબખ્શ ઘણો ગોસામાં હતો તેથી ખંજરે કરી તેનું સર તનથી દુર કરી નાખીઊં તેથી તે નાપાક હબસીનો પલીદ જીવ નીકલી ગયો.

તે પછે પેહેલવાન જેહાનબખ્શ ગોસામા આવી તલવાર ખેંચીને તેનાં હબસી લશકર ઊપર જઈ પડેઓ ને તે લોકો ઊપર રસતાખેજ ગુજારવા લાગો. અને બીજી તરફથી પેલા દેવો કીના ભરેલા થઈ તરાકુસના હબસીઓ ઊપર જઈ પડેઆ, ને પોતાના પેહલવાનો આક વગેરે બોજા લોકો જે તરાકુસના બંધમાં કેદ પડેલા હતા તેઓને છોડવેઆ. તે દેલાવરોભી ચીતાની મીસાલ ચુંગાલ ખોલીને હબસીના લશકર ઊપર જઇ પડેઆ. એ રવેશ ભારો લડાઈ તરઅલુસ શેહેરમા ઇરાનીઓ અને હબસીઓ વચે થઇ; તેની દેહેસતથી જમાનોની ધુજવા લાગો. એમ કરતાં તે હબસીઓમાંથી દશ હજાર હેરેમંનોને મારેઆ

તે વગેરે જખમી લોકોનો તો કસો સુમાર હતોજ નહી. એ ખબર સરાયજીનીને થઈ કે, 'નામદાર જેહાનબખશ જેવો તરબલુસમાં ગયો, તેહેવોજ તેને હબસીઓ સાથે લડાઈ શરૂ કીધી છે.' એ ખબર સાંભલતાવાર સરાયજીનીએ પોતાનાં જીની લશકરને હોકમ કીધો કે, "શેતાબ જેહાનબખશની મદદે જાય." તેથી જીન તથા પરી તથા દેવનુ લશકર શેતાબ જેહાનબખશની મદદે જઈ પોંહોંચીઊં. તે લશકરને શેહેરની તરફ આવતુ જોઇને તરબલુસ શેહેરની રઇએત ઘણી ખુશી થઇ. પછે તે લશકરે તરબલુસ શેહેરમાં એક હબસીને પણ જીવતો સલામત રેહેવા દીધો નહો; તેથી તે શેહેરની તમામ રઇએત જેમકે એક ગોસપંદનું ગોવારૂં વરૂની ચુંગાલથી છુટીને ખુશીમાં આવે તે મીસાલ તમામ રઇએત એકઠી થઇને નામદાર ખાનદાનના જેહાનબખશની નજદીક આવી કેહેવા લાગા કે, "અય બુજોરગ બુતીઆદના પેહેલવાન, તું અમો ઊપર મેહેરબાન થઇને અમોને જીવતદાન બખશ. ને આ વખતમાં અમારી તકસીર માફ કર કે, તું નેકબખત પેહેલવાનની મદદથી અમો એ જુલમગાર હબસીના જોલમથી ખલાસી પાંમીઆ છઇએ. તે કરતાં તારા બુજોરગોથી સખાવત તથા બખશોસનો પેશો થતો આવેછે, ને તમામ તારાં ખાનદાનથી નેકી સેવાય કાંઈ બીજું થતુંજ નથી." એ રવેશાની તે લોકોની આજીજીથી જેહાબખશે તે લોકોની તકસીર માફ કોધી. ને તરબલુસ શેહેરની રઈએતને દેલાશો આપીને આબાદ કીધી. પછે તે તરબલુસ શેહેરની પાદશાહી એક દાના મરદ કે જેનું નામભી તરબલુસ કરી હતું તેને બખશી; પછે નામદાર જેહાનબખશે હોકમ કરીને તરાકુસનો તમામ ખજાનો બાહાર મંગાવીને જોયો ને જે કાંઇ પોતાને પસંદ આવી ઊં તે પોતે લીધું ને બાકીનો તમામ ખજાનો પોતાના લશકરને બખશોસ કીધો.



## હેકાયત લખી છે કે, ગયો પેહેલવાન જેહાનબખશ દરીઆવના કીનારા ઊપર અને કીસતીમાં સવાર થઇને તે દરીઆવથી પાર ઊતરી એક દજની નજદીક જઇ પોંહોંચેઓ.

પછી જેહાનબખશે હોકમ કીધો કે, "કીસતીઓ તઇઆર કરી લાવે, કે તે ઊપર સવાર થઇને લશકર સાથે દરીઆવથી પાર ઊતરી જાએ. સબબ કે પાદશાહા કેખોસરોની ઘણી તાકીદ છે વાસતે શેતાબ કીસતીઓ લાવે કે, એ રાહે આપણાથી મગરેબ જમીનમાં સેતાબ પોહોચાશે." એવો હોકમ સાંભલીને ખલાસી લોકો શેતાબ કીસતીઓ તઇઆર કરી લેઇ આવેઆ; તે દાહાડા ઉપર જેહાનબખસની તરણ મહીનાની મુદતમાંથી બે મહીના તમામ થયા હતા. તેથી તીજો મહીનો બેસતાં જેહાનબખશ તે જગોથી લશકર સાથે કીસતી ઊપર સવાર થયો, ને યજદાનું નામ જુબાં ઊપર લેઇને કીસતીઓ દરીઆવમાં ચાલતી કીધી. ને ખલાસી લોકોએ કીસતીના સર ચહડાવેઆ અને લંગર ઊઠાવેઆં તેથી તમાન લશકર સાથે કીસતીઓ ભારી દરીઆવમાં ચાલવા લાગી. એવામાં એક પવન એવો તો નીકલેઓ કે તેથી તે કીસતીઓ ઘણી શેતાબ ચાલી કે જેથી છ મહીનાની રાહા હતી તે ચાલીસ દાહાડે કાપીને એક ઠેકાણે જઇ પોંહોંચીયા. એ વખત જેહાનબખશ પોતે પોતાની મજલેસના લોકો સાથે ઇઊનાં ગોરાબમાં બેઠો હતો. એવામાં તે લોકોએ દુરથી એક જંજીરો દીઠો કે, તે ઉપર જાહાડ પાન તથા પાહાડબી નજર આવતો તેની પાસે એક દજ પાણીની નજદીક ઘણો ભારી હતો. કે તેને જોઇ આફતાબની આંખમાંબી અંધારી થતી તથા તે દજના બોરજ ઊપર એક મનારો શો કમંદની દરાજી કરતાંબી ઊંચો નજર આવતો તે મનારા ઊપર એક મોરગ હાથીની મીસાલના જેનો રંગબી હાથીની મીસાલનો સોહા હતો, તે મોરગે ઉપરથી એક આવાજ મારેઓ, તે આવાજ તમામ લશકરે સાંભલેઓ.

એવો મામલો જોઇ જેહાનબખશ ઘણો અજબ રહયો, ને પોતાની જોબાન ઊપર તુરત પાક યજદાનું નામ લીધું તેવામા એકાએક

તમામ કોસતીઓ પોતાની મેલે તે દજની તરફ ચાલી ગઇ. તે તમાસો જોઇને તમામ કીસતબાન લોકો અજબ રહા. અને તેઓએ કીસતીને પાછી ફેરવવાને વાસતે સુકાન ઘણુંભી મરડીયું. પણ પેલા મોરગનો આવાજ થતાંજ તમામ કીસતીઓ જોર કરીને તે દજની તરફ ખેંચાતી ચાલી. તેવારે તે કીસતીબાન લોકો બેચારા થઈ ઊભા. તેમાં જે કીસતીં ઊપર પોતે જેહાનબખશ બેઠેલો હતો તે કોસતી સરવની અગાઊ શેતાબ ચાલતી હ્તી, તે કીસતીઓને ઊભી રાખવાને વાસતે લંગર નાખતા તેનાં દોરડાંબી તુટીને કીસતીઓ વાની મીસાલ તે દજની તરફ જતી હતી. એમ કરતાં જેવારે શરવ કીસતી તે દજની નજદીક જઈ પોંહોંચી તેવારે સરવે કોઈ ખુસકી ઊપર ઊતરેઆ, પણ તે જગોનો અજાએબ તમાશો જોઇને સરવે લોકોનાં દેલ ચાક થવા લાગાં. પછે જેહાનબખશે તે કીસતીબાન લોકોને પુછીઊં કે, "એ સખત દજમાં કોણની જગો છે? મેં જેહાનના દરમેઆનમાં ઘણાએક દજ દીઠા છે પણ એવી જગો દીઠી હતી નહી. માટે તમો જાણતા હોએ તો કેહો કે એ દજમાં શું છે? અને એ રવેસથો આપણી કીસતીઓ એ દજ તરફ શા વાસતે ખેંચાઈ જાયછે?" તેવારે તે કીસતીબાંન લોકોમાં એક બુઢો દાનાં નાવખુદા હતો તેણે જેહાનબખશને જવાબ દીધો કે, "અય પેહેલવાન, તું એ જગો ઘણીએક અજાએબ વાત દેખશે. ને એ દજનું નામ દજે આહન રોબા કરી કેહે છે. ઈઆને લોહોચુમબકનો દજ કેહે છે, એનો બાવાશ એ છે કે દર એક લોહોડાની ચાજને એ ખેંચી લે છે. એ દજમા એક નરે દેવ ઘણો ભારી રેહે છે, તે દેવ કેહેકામની તરફ જવાનો રસતો બંધ કરીને એ જગો ઉપર મકાન કરી બેઠોછે. એવો સરકસ દેવ એ દજમાં રેહેછે. જેહાનના દરમેઆનમા આજલગી કોઇએ દજની તરફ આવીઊં નથી. એ દેવનું નામ તોફાનદેવ કરી કેહેવાએછે. જેવારે તે દેવ કીનાથી જોસમાં આવેછે તેવારે આસમાન ઉપરથી તોફાન નાખેછે; એની જાદુઇ આગલ તમામ જેહાનના દેવોની જાદુઈ કસા હેસાબમાં નથી. ને એ નાપાકના જોરની બરાબર અલબોરજ પાહાડભી આવી શકતો નથી. વાસતે અય નામદારએ જગો તુંને ઉભું રેહેવુ જોઇએ નહી." એ રવેશ તે બુઢા ના-

વખુદાની જોબાનથી સખુન સાંભલીને જેહાનબખશ પોતાની કીસતી ઉપરથી કાંઠા ઉપર ઉતરેઓ, ને પોતાની સાથે પેલા બુઢા કીસતીબાન મરદને રસતો બતાવાને વાસતે સાથે લીધો.

એમ કરતાં સપેહે સાલાર જેહાન બખસ તે બુઢા મરદ સાથે આગલ ચાલેઓ, તે પેલા દજની નીચે જઇ પોહોંચેઓ. તાંહાં તે નામદારે ઘણીએક અજાઅબ વાત દીઠી, કે એકાએક તે જગો તે નામદારનાં સર ઊપરની ટોપ ઉડી ગઈ. ને હાથમાંથી ગોરજભી જતો રહયો, તે બેહુ જણસ ઊડી જઈને પેલા દજના પથર સાથે વલગી બેઠી. એવામાં તો કમરમાંથી તલવાર તથા ખંજરભી ઉડીગયું અને જે કાંઇ તે નામદારનાં લોહાંના હથીઆરો તે પાશે હતાં તે તમામ ઉડી જઇને પેલા કીલાના પથર સાથે લટકાઇ ગીયાં. તે તમાશો જોઈને જેહાનબખશ અજબ રહયોને તેનું દેલ અંદેશા તથા ફેકેરમાં, પડીઊં ને તેને કસો ચારો સુજ પડીઓ નહી. કે એરવેશ તે જગો કાંઈ હથીઆર હાથમાં રેહે નહી તાંહા લડાઇ તે સાથી કરે ને ચારોભી શું કરે. એમ કરતાં જે કોઈ તે કીસતીઓ ઊપરથી નીચે ઉતરીને પેલા દજની નજદીક જતા તે ઓનાં તન ઊપરથીભી જે કાંઇ લોહડાંની ચીજો હથીઆરો વગેરે હતું, તે ઉડી જઈને પેલા કીલાના પથર સાથે વલગી જતું. એવો તમાસો જોઇને જેહાન બખશે પોતાનાં દેલ સાથે કહીઊં કે, 'હવે બખત બરગસતે થયું' પછે તે નામદારે તે કીલાની તરફ સારી રવેસે નેગાહ કરી જોયું કે તે કીલલાનાં પથર સાથે હજારો હજાર હથીઆર વલગેલાં હતાં, તેમા તલવાર તથા ખંજર તથા ગોરજ તથા કોલાહ તથા બખતર તથા નેજા એરવેસ તમાંમ હથીઆરો તે પાહાડ સાથે લટકતાં દીઠાં. વલી તે દજનો દરવાજો પુલાદના લોડાંનો સખત બંધ કીધેલો હતો, જે એકાએક તેની અંદર કોઈથી દાખેલ થવાય નહી એવો તે ઉનચો હતો. પછે જેહાનબખસ પોતે તે દજની આસપાસ તમામ જગોએ ફરેઓ કે તે ઊપર ચહડવાનો મારગ કેથે નજર આવે તો તે ઉપર ચહડે; પણ તે ઉપર ચહડવાનો રસતો કાંઇ નજર આવેઓ નહી. એમ કરતાં જેવારે રૂમનાં પાદશાહાના સર ઉપરથી તાજ નીચું પડીઊં; તેવારે જંગબારના પાદશાહે પોતાનાં સર ઉપરનું સીહા છતર ઊઠાવીઊં. ઇઆને જેહાન

ના દરમેઆનમાંથી સફેદ બાજ જાનવર ઊડી ગઊ, ને સીહા કાગડા એ પોતાનાં પર ખોલેઆં, અને તાતારના પાદશાહે ખોઆબ કીધો, તે વારે હબસીનો પાદશાહા બેદાર થઓ; ઇઆને સફેદરોજ તમામ થઓ, ઇઆને રાતનો વખત થયો. તેથી એ આબનુશી રંગના આસમાંન ઉપર ગોહરની મીસાલ સેતારાઓ ચલકવા લાગા તે વખત જેહાનબખશ પોતાની કીસતીની તરફ પાછો આવેઓ પણ તેનું દેલગોસાથી દલગીર થયલું હતું ને મગજ ખેઆલ તથા અનદેસા ભરેલું હતું.

## હેકાયત લખીછે કે, આવઓ તોફાન દેવ જેહાન બખશના લશકરમાં અને ચોરી લઇ ગઓ તેનાં પેહેલવાનોને તથા આવી શમેએ ઓરત જેહાન-બખસની નજદીક અને ગોફતેગો કીધી તે નામદાર સાથે.

એવા વીચારમાં જેહાન બખશ પોતાનાં દેલ સાથે અંદેશો કરવા લાગો કે, "હવે એદજની નજદીક શી રવેશ લડાઇ કરૂં તે કરતાં વલી હજુ તો મને આગલ રાહા ઘણી દુર દરાજ જવીછે, ને આ જગોથીજ એવી મુસકેલો તો નજર આવતી જાયછે. એ જગો હવડા મારી શાંમણે દેવ ઇઆ જાદુંગરો આવતા હોય તો તે સાથે લડાઇ કરી ને છેડો છોડવું. પણ એ જગો તો એ રવેસનો છુપો ભેદ છે, કે તેથી મને કસું સુહુજ પડતું નથી, મગર એ જગો દાદગર દાવર પોતાનું ફજલ કરે ને મને સાહે થઇને એ જગો દશતગીરી કરે તો એ દજ હું ફતે કરૂં, તે વાર પછે એ ઊંદા દરીઆવમાંથી લશકર સાથે આગલ જાઊં, ને નાપાક કેહેકાંમ ઊપર કમર બાંધું." એ રવેસ જેહાનબખશ તમામ રાત અનદેશો કરતો હતો કે, એ તોફાન દેવ સાથે શી રવેસ લડાઈ કરશ. એમ કરતાં જેવારે રાત ગુજરી ને બામદાદનો વખત થયો, ને તમામ લશકર ખોઆબથી બેદાર થયું. એવામાં એકાએક એક પોકાર તથા શોરસાર ઉઠેઓ, તેવારે જેહાનબખશે પુછીઊં

જે, "એ શોરસોર તથા જારી ઘણાએક લોકો શા વાસતે કરે છે?" તેવારે બાજે લોકોએ જવાબ દીધો કે, "એ પેહેલવાન તું તો કાંઇ જાણતો નથી, પણ એક અજાએબ વાત આજ રાતને વખત આપણાં લશકરમાં બની છે તે એ કે લશકરમાંથી એકાએક સરાએજીની ગુમ થયો છે. હમો નથી જાણતા કે તમામ જીનો લોકનાં બખત બરગસત સાથી થયાં કે તે પાદશાહા એકાએક આપણાં લશકરમાંથી ગુમ થઇ ગયો? તે નામવર ગઇ રાતે પોતાનાં તખત ઊપર બેસીને શરાબ પીતો હતો; અને એકાએક પાછલી રાતને વખત બેમાલુમ થયો છે." એવી વાત સાંભલીને જેહાનબખશ ઘણો નાખુસ થયો ને અજબ રેંહેવા લાગો. એમ કરતાં તે દાહાડોભી તમાગ થયો ને રાત પડી. તે રાતે વલી બીજી વખત જેહાનબખશનાં લશકરમાંથી તરમાહ તથા આક એ બેઉ સેરદારો એકાએક ગુમ થઈ ગયા.

જેવારે એ ખબર દેલાવર જેહાનબખશને થઈ તેવારે તે પોતા ઉપર પેચ ખાઇને કેહેવા લાગો કે, એ તરણે નામદારો ઉપર શું આફત પડી હશે? અને એવા માશ નાગીચા સેરદારોને કોણ લઇ ગયો હશે? કે તે નામદારોના ગમથી મારૂં ખુશી ભરેલું દેલ ગમગીન થયું છે. એમ કરતાં તરીજે દીવસની રાતે, પરીનાં લશકરમાંથી આઠ પરી ગુમ થઇ ગઇ. તે ખબર સાંભલેઆથી તો જેહાનબખશ પુરો ગમગીન થયો, ને તે દરદથી પોતાનાં દીદાં પાણી ભરેલાં કીધાં. તેવાર અફરીત દેવ તથા કેવાન દેવ જેહાનબખશનો હોકમ લઇને લશકરમાંથી બાહેર નીકલેઆ ને હર તરફ ડાબા જમણી ફરવા લાગા કે ગુમ થએલાં લોકોની તજવીજ કરે. એ કામને વાસતે તે બેઉ દેવો તમામ દાહાડો જંગલમાં ફરેઆ ને પાહાડ તથા દહરાઓ કાંઈ બાકી મેલીઆ નહી, તોભી તે ગુમ થયલા લોકોની કસી નીશાંન પાંમેઆ નહી. એમ કરતાં ચાલીસ દાહડા ને ચાલીસ રાત લગી તે દજને નીચે મકાન કરી પડેઆ પણ તે નામદારોના ગુમ થવાની તેઓને કસી નીશાંન માલુમ પડી નહી, ને તે દજનો દરવાજોભી જાહેર પડેઓ નહી. એમ કરતાં ચાલીશ રાત મલીને તે લશકરમાંથી એકશો પેહેલવાંનો ગુમ થયા તેની ફીકરે કરી જેહાનબખશ બતંગ આવી ગયો કે એવી તો શું નાપાક જગોપર હું આવી

પડેઓ છું કે, આદમીનાં આદમી ગુમ થાય છે ને મારાં લશકરનાં દેવ તથા પરીઓનો કાંઇ ચારો રેહતો નથી. એવા અંદેસાથી જેહાનબખ્શ ગમગીન બેઠો, અને પાક યજદાંની નજદીક પોકારીને કેહેવા લાગો કે, "એ જેહાનના પેદા કરનાર તું તમામ જાહેર તથા છુપી વાતનો જાણનાર છે, ને તું હરેક જગો મારા કામની મદદનો કરનાર છે. ને હું એ જગા આવીને ભારી આફતમાં પડેઓ છું, વાસતે તું મેહેરબાન થઈને મારૂં કામ સમાર. મને એ જગો દરીઆવ તથા આસમાંન સેવાએ કાંઈ બીજું નજર આવતું નથી અને એ જગો ઉપર મને દુશમને એ રવેશ પાણીમાં ઘેરેઓ છે તે કરતાં તે દુશમન મને કેહેબી નજર આવતો નથી, ને રાતને વખત મારાં લશકરમાંથી જે કોઇ નામીચા લોકો છે તેજ ગુમ થઈ જાય છે. એકાએક મારાસર ઉપર એવું આફત આવી પડીઉં છે કે, દાંનાં તથા દેલાવર લોકો જે મને મસલતના આપનાર ને કામના કાહાડનાર હતા તેજ લશકરમાંથી ગુમ થઈગયા છે. વાસતે તારી મેહેરબાનીથી મને એ ભેદથી વાકેફ કર, અને એકદમ તું મારો મદદગાર થા કે હું એ બલામાંથી છુટું. હવડાંથી મારી નજદીક એવાં ભારી આફતો આવે છે તો આગલ જતાં મારૂં કામ શી રવેશ બનશે. એ મીસાલ તે નામદાર પેહેલવાન આજેજીથી પાક યજદાંની નજદીક પોતાનો હેવાલ કેહેતો હતો." એવામાં એકાએક એક ઓરત તેની નજદીક આવી પોંહોંચી તેણે જેહાનબખ્શને કહીઉં કે, "એ ભાઇ તારૂં દેલ હમેશે ખુશી ભરેલું રેહેજો, કે તું જમાનાનો એક રોસન આફતાબ છે વાસતે તું કશી વાતનો અંદેશો માં કર. તુને એ જેહાનમાં હમેશાં ખુશી સેવાએ કાંઈ બીજું હોતુંજ માં, અને તારાં દેલની મોરાદ મોઆફેક જમાનો ચાલજો. એ નામદાર ભાઈ હું તુને ખબર દેઉં છું કે, એ જગો રાતને વખત બેમાલુમ છુપેઓ તુફાન દેવ આવે છે. તે નાપાક બદ બુનીઆદનો ભારી જાદુગર છે તેથી તેને કોઈ નજરે દેખતું નથી. તે નરેદેવ તારાં લશકરમાથી જેહેને ચાહે છે તેને ચોરી લેઈ જાય છે ને એ સખત કીલામાં બંધ કરી મેલે છે. તે આજાર ભરેલો દેવ કસી વાતે કોઇથી ડરતો નથી અને તે દેવ કોઇને દેખાવ પણ દેતો નથી. તે બદકાર દેવ રાતને વખત આવે છે તેવાર

હું તેને નજરે જોઊં છું પણ તેને જોઆથી મારાં તનમાં અંદેસાથી તપ આવે છે સબબ કે હું તેની બરાબરીની નથી જે તે બદ નસલના દેવ સાથે હું લડું. અગર જો તારો હોકમ હોય તો હું તેનાં મકાન ઊપર જાઊં ને હરેક ચારાથી બેસીને તે સાથે સગાઇ કાહાડું ને માહારા ચારા તથા મકરથી તે જગો રહીને તેનો તમામ રાહ રવઇઓ જોઇ આઊં. વલી એ કીલામાં એક ઓરત ઘણી ભારી જાદુગરની છે તે ઓરત એ તુફાન દેવના બેસમાં છે તે એબલીશ ઓરતની મરજીને વાસતે તુફાન દેવ તારાં લશકરમાંથી પેહેલવાનોને તથા પરીઓને ચોરી લઇ જાય છે." તેવારે જેહાનબખશે તેને કહીઊં કે, "અય નેકબખત એ કામની જોસતેજો તું કર કેમકે એ કામનો ચારો તારાથીજ થશો."

## હેકાયત લખી છે કે, ગઇ સમેએ ઓરત પેલા દજમાં કાફુર મરદુમ ખારની નજદીક અને ગોફતેગો કીધી તેની સાથે.

જેવારે સમેએ ઓરતે જેહાનબખશાની રજા લીધી તેવારે શેતાબવાની મીસાલ પેલા દજની તરફ ગઇ, ને આહેસતેથી પેલી દેવી ઓરતની નજદીક જઈ ઊભી, કારણ કે તે દજમાં તે નાપાક ઓરતનો હોકમ ચાલતો હતો, ને તેનું નામ મરદુમ ખાર કરી હતું. ઇઆને આદમીઓને ખાનાર. તે નાપાક ઓરતનો ખોરાક આદમીનાં ગોસતનોજ હતો, તે હરેક જગોએથી આદમીઓને ચોરી લાવીને ખાઇ જતી તેથી તેનું નામ આદમખાર કરી કેહેતા હતા. જેવારે ચારા ભરેલી સમેએ ઓરત તે બદકારની નજદીક ગઈ અને જેમ દેવ લોકોની ચાલ હોય છે તેમ તેને સલામ કીધી. જેવારે તે નાપાક કાફર મરદુમ ખારે માહાતાબની મીસાલની સમેએ ઓરતને દીઠી તેવારે પુછવા લાગી કે, " એ આફતાબની મીસાલ રોસન ચેહેરેની ઓરત, તું કોણ છે ? ને તું કોણનાં તોખમની છે ? ને તારી બુનીઆદ કોણથી છે ? અને તું એ જગો શું મોરાદને વાસતે આવી છે ? ને એવી સખત જગો ઊપર તું શી

રવેસથી આવી ? કેમકે એ જગો આવેઆની રાહા કોઇનેબી માલુમ નથી, અને એ જગોનું નામ આહન રોબા દજ કરોને કેહેછે. તેથી એ જગો ઊપર કોઈ આદમીજાદ આવી શકતું નથી, બલકે એની આસપાસથી કોઈ ફરી પણ શકતું નથી ને તું એ જગો એકાએક કાંહાંથી આવી ઉભી.” તેવાર સમેઅ્એ ઓરતે કહીઊં કે, “એ નેકનામ કાફર ઓરત, હું તો એમન શેહેરના પાદશાહાની બેટી છું. ને મારૂં નામ શાહજાદી ખુરશેદ બાનુ કરી કેહેવાય છે; મારી બરાબરીની ઓરત જેહાનનાં દરમેઆનમાં કોઇ બીજી નથી. પણ મારાં કમભાએગે એકાએક જાબુલી ફરામરજનો બેટો જેહાનબખશ લશકર સાથે એમન શેહેર ઊપર લડાઈને વાસતે આવેઓ તેને મારા બાપને જીવથી મારેઓ ને એમન શેહેર લીધું તેથી મારૂં બખત બરગસતે થયું. તે સબબથી હું તે બદનસલના જાબુલીના હાથમો કેદ પકડાઈ, ને હું મરદ લોકોમાં રોસવા થઈ છું. હવડાં હું એ જગો કાબુ પામી તેથી તેના હાથમાંથી નાહાઠી પણ આસપાસ તો તમામ દરીઆવ તેથી હું મારા વતનની તરફ જઈ શકતી નથી. હું હવે ફરીથી જેહાનબખશના હાથમો જશ તો તે સગજી તોખમનો મને જીવથી મારશે. તેથી હું દેહસતની મારી દીવાનાં આદમીનો મીસાલ દોડતી તારી નજદીક એટલા વાસતે આવી છું કે, તે બુરા જાબુલીનાં ડરથી નચીંત થાઊં, ને તારી પનાહામાં રહીને તે જેહાનબખશ ઊપર હરેક ચારાથી મારા બાપનો કીનો લેઊં. વાસતે એ નામદારી ભરેલો મેહેરબાન ઓરત, તું તેને મારવાનો કાંઇ ચારો કર, યા અગર તુંથી તેને મરાય નહી તો એટલુંભી કર કે તે નાપાક જાબુલી એ જગોથી ઉઠીને પાછો ફરી જાય તેવું કામ કર. અગરજો એ જેહાનબખશ મગરેબની તરફ લશકર સાથે જશે તો કીનાએ કરી તમામ દેવોનાં ખાંનાં ખરાબ કરશે, ને જેહાનના દરમેઆનમાં જાદુગર લોકોની નીસાન રેહેવા દેશે નહી.”

તેવાર તે કાફુર ઓરતે સમેઅ્એ ઓરતને કહીઊં કે, “તું એ સખત રાહે એ જગો કેમ આવી શકી ? મબાદા તુંબી સરાએ જીનીનાં તોખમની છે કે, એકાએક એ દજમાં આવી ઉભીછે. કારણ કે તારાં લશકરના લોકોને અમોએ ચોરી મંગાવીને એદજમાં કેદ કીધાંછે તેઓ

ના કાંઇ ચારાને વાસતે તું આવીછે સબબ એ જેહાનબખશનાં લશ કરમાંથી સરાએજીનીને તથા તરમાહાને તથા આકને તથા તે વગેરે બીજા એકશો નામીચા આદમીઓને અમોએ લાવીને બંધ કીધા છે, તેને છોડવવા તું આવીછે." તેવાર સમેએ ઓરતે તેને કહીઊં કે, "હું સરાએજીનીની બેટી નથી, તે એ જગો બંદીવાન લોકોની મદારાને વા સતેભી આવી નથી બલકે હું તો એ નાપાક જીની લોકોથી બેજારછું. હું તો એમનશેરના પાદશાહાની બેટીછું અને નાચારીથી હું એ જગો તારી પનાહમાં આવીછું, કે એ જગો સરાએજીની તારા બંદી ખાનામાં છે તે ઉપર હું પોતે ચોકી રહીને તેને એ જગોથી નાહાશવા દેઊં નહી! કાંયે જે એ નાપાક સરાએજીનીથી મારા બાપની પાદશાહી બરબાદ ગઇછે." જેવાર તે કાફર ઓરતે એવી હકીકત તે સંમેએ ઓરતની જો બાનથી સાંભલી તેવાર ખુશી થઈ. પછે તેને કહીઊં કે, "એ માહાતાબને મોહોની નેકખાહા ઓરત, તું કસો અનદેશોમાં કર કે હું તુંને એ જગો એવી તો માવજતથી રાખું કે જેહાનના દરમેઆનમાં આફતાબભી તારો ચેહરો જોઇ નહી શકે. મારો બેટો તમામ જેહાનના દેવો કરતાં ઘણો જબરદસત છે કે, જેનું નામ તુંફાન દેવ કરી કેહેવાયછે. તે દેવ એક લેહેજામાં તમામ જેહાનમાં ફરીવલે છે. ને તેને જે કાંઇ પસંદ આવે તે ચોજને તે જગોથી ઊઠાવી લેઇ આવેછે. તું જો કે ઘણા એક પેહેલવાનો જવાન તથા બુઢા તથા દેવ તથા પરી જે કોઇને દેખે છે તેને ઊઠાવીને એ જગો લાવે છે."

એ રવેશે તે નાપાક ઓરત તે સમેએ ઓરતની સાથે ગોફતેગો કરતી હતી, એવામાં એક ડરાંમણો પોકર ઉઠેઓ તેની દેહેસતે કરી તે દજનાં તમામ પથરભી ધુજેઆ. તેવા ગભરાતમાં સમેએ ઓરત પાછું ફરી જોય શું, કે એક નાપાક બદશુરત દેવ મહસત પાહાડનીં મીસાલનો આવી ઊભો. તે દેવનું મોહોડું અજદાહાની મીસાલનું, તથા તન હાથોની મીસાલનું, હાથ પાઊ આદમીની મીસાલનાં, નખ ચીતાની મીશાલનાં ને કાન ખરની મીસાલના, રંગમાં સીહા કીરની મીસાલનો, તે નાપાકનાં તનની બદબોઇ ગોયા દોજખની મીસાલની હતી. એવો બદ શેકલનો દેવ પોતાની કમરમાં લોહાંનો સાંકલ લપેટેલી ને શીહા વાદલ

નો મોસાલ ગગરાત કરતો તે જગો આવી ઉભો. તેનું કદ તરણશે વામ કરતાંભી ઊંચું હતું, ને તેનું સરગોયા એક ભારી પાહડની મીસાલનું હતું તેણે પોતાની કમરમાં એક છરો તરણશો મણનો બાંધેલો તેની દેહસતે કરી અજલનો દેવભી નાહસંતો હતો. એવો નાપાક ડરામણો દેવ પોતાની કાફર મરદુમખાર માએની નજદીક પોકાર કરતો આવી ઊભો. તાંહાં પોતાની માએની આગલ એક ખુબ સુરત આફતાબને ચેહેરેની ઓરતને બેઠેલી દીઠી ! તે નેક બખતના સર ઉપર ફીરોજાનું તાજ મેલેલું હતું. આવી આફતાબની મીસાલની ઓરતને જોઇને તે નાપાક દેવ અજબ રહયો. અને આવતાંવાર તે દેવે પોતાની માએને પુછીઊં કે, "એવી ખુબસુરત એ ઓરત કોણ છે ? અને એ આપણાં દજમાં શા વાસતે આવી છે ? એ લોકો ઉપર તું નચીંતમાં રેહેતી. એ લોકોનું આવવું તમામ તોફાન ભરેલુંછે તે તું ખાતેરજમેથી જાણજે. એ મકર ભરેલી ઓરત મારો જીવ લેવાનો કસદ કરીનેએ જગોએ આવી છે, અને જોવામાં એ ઓરત કોઈ ચારા ભરેલી છે ! અગર નહી તો એકાએક એ ઓરતને એ જગો આવેઆનું કામ શું હોય." એ રવેશ તોફાન દેવ પોતાની માએને કહીને પછે અનદેશો કરીને તેની નજદીક ગયો.

---

## હેકાયત લખીછે કે, ગોફતેગો કીધી તોફાન દેવે સમેએ ઓરત સાથે.

---

પછે તે દેવની માએ કાફુર મરદુમખારે પોતાના બેટાને કહીઊં કે, "અય નામદાર બેટા, તું એ ઓરતને પીછાનતો નથી, એ તો એમનના પાદશાહાની બેટી છે, ને એનું નામ જેહાનના દરમેઆનમાં ખુરશેદબાનુ કરી કેહેવાય છે." એ રવેસ કહીને પછે તેની નજદીક સમેએ ઓરતની તમામ હકીકત કહી. જેવાર તે દેવે એવી વાત સાંભલી તેવારે તે ઘણોએક અજબ રહીઓ અને કેટલોકવાર તે સંમેએ ઓરતના ચેહેરાની તરફ નેગાહા કરીને જોયું તેથી તેની નજરમાં તે બાનુ કોઈ

બુજોરગ ખાનદાનની દેખાવા લાગી. જેવારે તે નાપાક દેવે તેને એ રવેશ માહાતાબનાં રોખસારાની દીઠી તેવાર તેની નજદીક જઇ તેને પુછવા લાગો કે, “અય પરીની મીસાલની ઓરત, તારો મીસાલનો ખુબસુરત જેહાનના દરમેઆનમાં કોઇ હોયજ નહીં, પણ મને માલુમ નથી પડતું કે તું એકાએક એ ડરામણી જગોના દજમાં શા વાસતે આવી છે? મગર તારી ખાહેશ કોઇના જીવ લીધાની ઇચ્છા કાંઇ ચારો કરવાની છે, શા વાસતે કે તારૂં આવવું એકાએક એ જગો કાંઇ ચારા બગેર હોય નહીં. તેવારે તે સમેએ ઓરતે જેમ કે અવલ કાકુર મરદુમ ખારની નજદીક પોતાની વાત ચારા તથા મકરથી કહી હતી તેજ મીસાલ તે તોફાનદેવની નજદીકબી કહી, અને કહીઓં કે હું તો શીસતાનના પેહેલવાનના જુલમથી નાહાસી આવી છું, ને જેહાનના દરમેઆનમાં કોઇ એવા નામદારને જોઊંછું કે એ બદ બુનીઆદના જેહાનબખસને જીવથી મારે, ને એ બેદાદગર ઉપર મારા નામદાર બાપનો કીનો લે. વાસતે હું એ જગો તારી નજદીક આવીછું, મારી ખાતેર નીશાં છે કે તું સેવાએ કોઇ બીજામાં એટલો તાકાત નથી જે તે બદગોહરને જીવથી મારે.”

એ તમામ સખુન શાંભલીને તોફાન દેવ હસેઓ ને કહીઓં કે, “એ નાજ ભરેલી ઓરત, તું તે નાપાક જાબુલીથી એવડી માં ડર ને કસી વાતનો અંદેસો મા કર. મારી નજદીક જાલેજરનો બેટો સગજી રૂસતમ તથા ફ્રામરજ તથા બરજો તથા જેહાનબખસ તથા કરીમાન એ સરવે કસા હેસાબમાં નથી. તું જો કે એ બદખાનદાનનાં જેહાનબખસનું સર કાપી લાવીને તારા રોખસારા શી રવેસથી ખુશી કરૂંછું. મારા જોર આગલ એ સામેસવારના ખાનદાનના લોકો શા હીસાબમાં છે. તે કરતાં મેં મારા હોનરે કરી એના લશકરના તમામ દેલેરો જે હતા તેઓને તો પકડેઆ છે. તેમાં એક તો બુઢો સરાએજીની તથા દેલેર આક તથા તરમાહા એ વગેરે બીજા પેહેલવાનોના તો નામ હું જાણતોબી નથી. એ તમામ પેહેલવાનો મારા હાથમાં કેદ પકડાયા છે. ને હવડાં તે લોકોનાં સર તનથી કાપી નાખુંછું કે તું ભી મારી ચુંગાલને જાણે.” તેવારે સંમેએ તેને કહીઓં કે, “એ બુજોરગી ભરેલા દેવ, હું

તો તે ઊંધાં બખતના જેહાનબખશને જીવતો બાંધેલો એ જગો જોવા ચાહુછું તેને હાથ બાંધેલો મારી નજદીક તું લાવ, કે હું તેને મસત આદમીની મીસાલ બાંધેલો મારી નજરે જોઊં, તેવાર પછે હું મારે હાથે તેનાં તનને તુકડા કરી નાખું અને તેવારે હું જાણું કે મેં જેહાનના દરમેઆનમાં મારા બાપનો કીનો લીધો. કાયેકે એ નાપાક જાબુલીથી હું ઘણી દુખી થઈછું." તેવારે તોફાન દેવે તેને કહીઊં કે, "એ મેહેબુબ તું એવડી ગમગીન માં થા, મારી તો ખાહેસ એ હતી કે તે બુશમરદ જેહાનબખશનું સર કાપીને એ દજમાં લાઊં. પણ તારી મરજી એજ છે કે, તું તારા હાથે તેનું સર કાપે તો તેને મુસકા બાંધીને એ જગો લાઊં, તેવારપછે તું પોતાના બાપનો કીનો તેના ઊપર લેજે. હું તેને બાંધી લાવીને તારા આજોરદા જીવને હવડાં ખુશી કરૂં, પણ તું મારી સાથે એક શરત કર કે, તું પોતાનુ દેલ મારી સાથે બાધે, ઈઆને મારી ઓરત થઈ રેહે, ને મારી મોરાદ મોઆફીક મારી ગોદમાં આવે. શા વાસતે કે હું જેવો નામદાર તારો ખાવંદ થવશ તેથી તુંને જેહાનમાં બુજોરગી ઘણી મલશે. મારા જેવો બુજોરગ ખાનદાનનો મરદ જાહાનમાં બીજો કોણ છે?" તેવારે સમેએ તેને કહીઊં કે, "એ નામદાર મારીભી મરજી એજ હતી કે જીહાનના દરમેઆનમાં તું જેવો નામદાર મેલીને બીજા કોણ મરદ સાથે હું રેહેવાની છું? વાસતે હવે મારીભી મોરાદ હાંસેલ થઈ છે. પણ હરેક તદબીરથી જેહાનબખશને જીવતો પકડી લાવ, કે હું તેને નજરે જોઉં તે પછે તલવારે કરી તેનાં જીવથી ગરદ કાહાડી નાખું કે મારાં દેલમાથી મારા બાપનું દરદ ખાલી થાય." એ રવેસ ગોફતેગો કરતાં રાતનો વખત થયો તેથી આફતાબને જઈફી આવી તેના સબબથી પોતાનુ મોહો જરદ કરીને પાહાડની કઢણમાં એક તરફ ગયો. તેવાર જેહાને તેનો માહેતમમા સીહા પોશાક પેહેરેઓ ઇઆને આફતાબ ગરબ થયો.



# હેકાયત લખી છે કે, આવેઓ તોફાન દેવ જેહાનબખ-શનાં સેરાના ઊપર અને સુતેલો ચોરી લઇ ગયો તે નામદાર જંગીને.

એમ કરતાં જેવારે અરધી રાતનો વખત ગુજરીઓ તેવારે નાપાક તોફાન દેવ ધુઇની મીસાલ છુપેઓ જેહાનબખસનાં શેરાના નજદીક ગયો, પણ તે નાપાકને પોતાના જીવની ખરાબી થશે તેની કસી ખગર હતીજ નહી. હવે પેલી તરફ જેહનબખસ પોતાનાં મકાન ઊપર બેસીને ગમગીન દેલ સાથે અનદેશો કરતો હતો કે, સરાએજીની વગેરે બીજા પેહેલવાનો એકાએક ગુમ થઈ ગયા, અને એ દજમાંતો જીન લોકોનેભી જવાની તાકાત નથી કે એ દજમાં જઇને ખબર લેઇ આવે કે તે તમામ પેહેલવાનો જીવતાછે ઇઆ મારેઆ ગીઆછે. હું નથી જાણતો કે તે નાપાક દેવ સાથે હું શી રવેસ બર આવશ. મને એ કામનો કસો મારગ સુજ પડતો નથી, જે એ દજમાં જઇને તે દેવ સાથે લડાઇ કરીને મારાં લશકરના નામદારોને છોડવું. એ રવેસ ઘણો એક અનદેસો કરીને તે નામદાર પેહેલવાને તે રાતે ખાણુભી નહી ખાધું, ને શરાબભી નહી પીધો. એવા અંદેશાથી તેનું તન તપ ભરેલું થયું; તેથી પોતાનાં ખાસ તખત ઊપરજ આરામ કીધો.

એમ કરતાં જેવારે અરધી રાત ગુજરી તેવારે તે નામદાર પેહેલવાનની આંખમાં ખોઆબે ગલબો કીધો, તેથી તેની આંખમાં નીંદ આવી. એવામાં નાપાક તોફાન દેવ ધુઆંની મીસાલ તાંહાં આવી પોંહોંચયો, ને તે નામવર પેહેલવાનને તેના તખત સાથે ઉઠાવીને ઊંચા હવા ઊપર ઉડેઓ, ને જેહાનબખસને પેલા દજમાં લેઈ જઇ પેલી ઓરતની નજદીક મેલેઓ ને તેને કહીઉં કે, " તારે વાસતે જેહાનબખસને એક હદીઆ તરીકે લાવેઓછું. " એટલું કહી જેહાનબખસનાં મોહ ઉપર બેહોસ દારૂના કતરા મેલેઆ તેથી તે નામદાર પેહેલવાન બેહોસ થયો. પછે લોહાની સાંકલે કરી તે નામદાર પેહેલવાનનાં હાથ તથા પાઊં ઓસતવાર બાધેઆ. એમ કરતાં જેવારે જેહાનબખસ

કેટલોએક વખત ગુજરવા બાદ હોસમાં આવેઓ, તેવારે પોતાની આંખ ખોલીને જોય સું કે પોતાનાં તનને ભારી બંધમાં બાંધેલું દીઠું અને તે સમે ઓરતને તથા નાપાક કાકુર જાદુને તથા તુફાન દેવને સ-રવેને એકઠાં બેઠેલાં દીઠાં. તેવાર જેહાનબખસે તે તોફાન દેવને કહીઊં કે, "એ નાપોકાર દેવતું મને એ દજમાં શા વાસતે લાવેઓછે, તું કીનાએ કરી મારી પાસે શું ચાહેછે? ને તું એવડી દુસમની મારી સાથે શાંને વાસતે રાખેછે? તું પોતાની ખાતેર જમાથી જાણ કે, તુને પોતાની જીનદેગાની ઉપર રહવું પડશે. તું જાણતો નથી કે જેહાનના દરમેઆ-નમાં જે કોઇએ સાંમેસવારનાં ખાંનદાનના પેહેલવાનો સાથે બદી કી-ધીછે તે લોકો પોતાની જીનેદગાંનીથી ગયાછે, તે કરતાં તું પાદશાહોન પાદશાહા કેખોસરોના શુપેહેસાલાર જેહાનબખશને પીછાનતો નથી કે, તું એકાએક એરવેસ મને ખોઆબમા સુતેલો ચોરની મીશાલ ઉઠ વી લાવીને જીવથી મારો નાખવા ચાહેછે. તું જાણ કે, લડાઇના મેદા નમાં કોણની તાકાત છે કે, મારી સામે દંમમારી શકે, વલી તેં સાંભલો-ઊં નથી કે, જેહાંનનાં દરમેઆનમાં જેહાનબખસે તમામ દેવો તથા જાદુગરોનાં ખાનાં સો તરેહ ખરાબ કરી નાખેઆંછે. તે કરતાં તું જો કે, જમાનો તથા જમીન હમ લોકોના તાબામાં છે, તેથી અગર તું અલબોરજ પાહાડની મીસાલનો જબરદસત હશે તોભીતારા ભારી તન ને મારા ગોરજે કરી સોરમાની મીસાલ બારીક કરી નાખશ. ઓ નાપાક તેને એવું ગોમાન હશે કે, જેહાન બખસનાં તન ઉપર બંધ બાંધીને લાવેઓછું તેથી હવે હું નચીંત બેઠોછું પણ હવે તું હોશીઆર રેહજે."

જે વારે જેહાન બખસને મોહોદેથી, એવા તુંનદી ભરેલા સંખુ ન સાંભલીઆ તેવારે સમેએ જેહાનબખશ ઊપર ગોસો કરીને કહીઊં કે, "એ ઊંધે બખતના નાપાક તું તો કેહેતો હતો કે હુ જાલેજરના તોખમનો પેહેલવાન છું, તો હવે તારી મરદાનગી કાહાં ગુમ થઇ, તે હેમતન રૂસતમ તથા બુઢા જાલથી અમો કસી વાતેદરતાં નથી, ને તારા બાપ ફરામરજ તથા બરજોને અમો કશી રીતે મોજુદમાં ગણતાં નથી, હવે તમો લોકોથી થનાર શું છે? તું એમનના મોલકની હકીકત વી-સરી ગયોછે કે, તારા હાથથી હમારે ઊપર શીરવેસની મુસીબત ગુજરી

છે, બલકે તમો લોકોથી તમા'મ જેહાન ખરાબી થઈછે પણ હવે તું પોતાનાં જીવથી એકદમ ખુસી દેખવાનો નથી. હવડાં તારાં તનને મારા બાપના કીનામાં ખાકમાં નાખુછું.” એવી વાત સમેઅેની જોબાનથી જેહાનબખસે સાંભલી તે વાર તે હશીયો. પણ તેને પાછો કસો જવાબ દીધો નહી. ને પોતે સમજેઓ કે એ સમેઅે ઓરત પોતાના ચારામાં એ રવેસના સખુન ફરેબથી બોલેછે. પછે તે સમેઅે તોફાન દેવને કહીઊં કે, “હવડાં તો એને બંધકર, બાંમદાદને વખત એના જીવ ઉપરહું રસતા એજ ગુજારશ.” તેનું એટલું કેહેવું કે તે નાપાક દેવે ઉઠીને જેહાન બખશને ભારી બંધ સાથે બાંધેલો એક તરફ લેઇ જઇને બંધ કીધો. ને બીજી મરતબે તોફાન દેવ સમેઅેની નજદીક આવી કેહેવા લાગો કે, “એ જેહાનબખશનું સર તનથી હું દુર કરૂં.” તેવારે સમેઅે તેને કહીઊં કે, “રાતોરાત તો તું સબર કર કે, હજુ તો એ જેહાનબખશના ઉપર મારે ઘણી તાંનાજનીનાં સખુન કેહેવાછે. બાંમદાદને વખત સારી રવેસથી એ ઉપર ફીટકાર નાખીને તે પછે એનાં તનને ખુન તથા ખાકમાં લપેટી નાખશ. તેવાર પછે હું જાણશ કે તેં મને અજદાહાના મોહોડાંમાંથી છોડવી.”

એમ કરતાં જેવારે તરણ પોહોર રાત ગુજરી તેવારે તે બદ ગોહરનો દેવ ખોઆબમાં સુતો, તેજ વખત તે ઓરત તે જગોથી ઊઠીને સીધા સરવની મીસાલ જેહાનબખસની નજદીક લટકતી આવી. જેવારે જેહાનબખશે તેને દીઠી તેવાર તેને પુછીઊં કે, “એ બેહેન તેં તે નાપાક દેવને સું કહીઊં ? તું એ રવેસ મારી નજદીક આવી છે, વાસતે હવડાં તેં તાંહાં શું ચારો કીધો છે ? પણ તું સંભાલજે કે, એ નાપાક દેવ તો જાદુઈ ભરેલો એક જબરદસત બલાની મીસાલનો છે. તું જોય છે કે, તે આદમીઓને ઉઠાવી લેઇને વાની મીસાલ ઉડી જાય છે; ને કસી વાતનો અનદેસો કરતોજ નથી.” તેવાર સમેઅે તેને કહીઊં કે, “હવે તો ચારો એજ છે કે, જેવારે બામદાદને વખત એ નાપાક દેવ તારી નજદીક આવે તેવાર તું પોતાના જોરે કરી તમામ બંધ તોડી નાખીને એક મરતબે એ નાપાક દેવનાં જીવથી તેનુ દમાંગ કાહાડી નાખજે, અને હુંભી એની માએ કાફર જાદુગરનું સર કાપશ, તેવાર પછે આપણાં ત-

મામ પેહેલવાનોને બંધીખાનામાંથી છોડવશું. દુનીઆંના દરમેઆન-માં જે કાંઈ તોફાન થાય છે તે તમામ એ નાપાક બુરા દેવથીજ છે, એવા નાપાક દેવને હવથી માગશું તો ગોયા તમામ જીહાન આફતમાથી છુટશે. વાસતે એ વખત ઉપર જે કાંઇ નેકી થાય તે કરી લેજે. તુ એમ કરી જાણે કે નેકીનાં કામ પછવાડેબી કરશ અને હજુ તો મારી ઉમર નાહાની છે, વાસતે મને એ દુનીઆમાં ઘણા દાહાડા લેવા છે, એવો અનદેસો કરીને નેક કામને હાથમાંથી જવા ના દેતો કાંયજે એ આપણી ઊમરનો ભરોસો નથી." જેવારે સમેએની જોબાનથી એવા દાનાઇના સખુન સાંભલીઆ તેવારે જેહાનબખશ ખુશી થયો.

## હેકાયત લખોછે કે, લાવેઓ તોફાન દેવ જેહાનબખશને બંધમાં બાંધેલો સમેએની નજદીક અને ગોફતેગો કીધી તેની સાથે.

જેવારે રોશન આફતાબ બાહેર નીકલેઓ તેવારે નાપાક ખસલ-તની કાફુર ઓરતે સમેએ ઓરતને કહીઊં કે, "એ નેકબખત ખોરશેદ બાનું, એ જેહાનબખશને બાંધેલો જોયાથી તારૂં દેલ હવે ખુસી થયું, હવે તું એના ઉપર જેમ ચાહે તેમ તારા બાપના કીનો લે. હવે આ દજમાંથી એનો છુટકો નથી." એ રવેસ તે કાફુર આદમીખાર કેહેતી હતી. એવામાં એકાએક તોફાન દેવ આવેઓ અને જેહાનબખશને વાસતે કેહેવા લાગો કે, "હવે તે બદગોહરના જાબુલીને શી રવેશ મારૂં." તેવાર સમેએ ઓરતે તેને કહીઊં કે, "એ નામદાર દેવ, એ બદ બુનીઆદના જાબુલીને એ જગો મારી નજદીક લાવ, કે હું મારા બાપના કીનામાં મારે હાથે તેનું સર કાપું કે એ સરકસ છોકરાથી અમારી પાદશાહી ધુલ મલી ગઇ છે." એ રવેશ કહી સમેએ પોતાનાં મકરે કરી આંખમાંથી આંશુ વરસાવેઆં ને જારી કરવા લાગી. જેવારે તોફાન દેવે તેને એ રવેસ બેએખતીઆર જારી કરતી દીઠી, તેવાર સેતાબ ઉઠી જઇને જેહાનબખશને હાથ બાંધેલો લાવી તે ઓરતની નજદીક

હાજેર કીધો. તે વખત જેહાનબખશનું મોહો ફુલની મીસાલ ખીલેલું હતું. એ રવેશ જેહાનબખશ આવીને ઊભો તેવારે સમેઅે મકરથી જેહાનબખશ ઉપર ગોસો કરી તે ઊપર તાંના મારીને કહીઊં કે, "એ બેહુંદા મગજના બદ લોકોના આશના થયલા છોકરા, ઘણું ખુબ થઊ કે તું એ જગો આવેઓ કે તું એ દજમાં કેદ પડયો. હવે એમ કરી જાણ કે એ બલાના ફાંધામાંથી તું છુટવાનો નથી ને તુને એવી તો સખતીથી મારૂં કે તારે ઊપર તમામ હીનદોસતાન જારજાર રોએ. ને જાબુલનો તમામ મોલક તારી માહેતમમાં બેસે. ને તારા દરદથી જાલ તથા રૂસતમ કબાબનો મીસાલ ગમના આતસમાં બલે. એ બદ તોખમના છોકરા, તેં અમારા એમન શેહેરનાં ઘણાએક નામદારોને જીવથી મારેઆ છે તેનો બદલો હવડાં હું તારે ઉપર લેવશ. ને તારા તનથી સર કાપીને ખુન તથા ખાકમાં લપેટી નાંખશ."

તેવારે જેહાનબખશે તેને કહીઊં કે, "એ રજાલી ઓરત, તું એવી સેતાબીનાં સખુન માં બોલ, તુને મારી લડાઇની ખબર નથી કે તું એવું બેહુદું મારા મોહો ઉપર બોલેછે. પણ જોવામા એવું આવેછે કે તુંભી તારા બાપની મીસાલ મોહતના બીછાના ઉપર ખોઆબ કરવાની થઇછે. તું ઓરત થઇને મારી સાથે એવડી વાત સા વાસતે કરેછે." એવા સખુન સમેઅે ઓરતનો સાથે જેહાનબખશને બોલતો જોઇને નાપાક તોફાન દેવ ગોસામાં આવી જેવાનબખશ ઉપર એક પોકાર મારીને કેહેવા લાગો કે, "એ નાપાક જાબુલી, હું એ પરીની મોસાલની ખુરશેદ બાંનુને વાશતે એટલી દરદેશરી કરીને તુને તારા લશકરમાંથી ચોરી લાવેઓ ને તારો જાન લેવા ચાહુ છું. તેં એના નામદાર બાપને સા વાસતે મારેઓ. ને એ આફતાબને બદનની ઓરત ઉપર એવડો શીતમ સા વાસતે કાધો. એવી પાકીજે ઓરતને તેં પરદામાંથી સા વાસતે બેંચી કાહાડી? તેના સબબથી તારૂં બખત બરગસતે થયું ને એવા ભારી બંધમાં તું પડેઓ છે. હવે તારે ઊપર મોહોત સેતાબી કરેછે. તારી તાકાત શી કે તું મારે હજુર એ આફતાબને ચેહેરેની મારી ઓરતની સાથે એવા ગોસા ભરેલા જવાબ કરે! તું પોતાની મગરૂરીને મગજમાંથી દુર કરતોજ નથી. તો જો કે તારાં તન ઊપર

લોહાની સાંકલોના ભારી બંધ બાંધેલા છે ને તું એવડો જોર રાખીને બોલે છે ! તું પોતાના જોરથી મગજમાં પવન રાખીને સેતાબી કરતો કેહેકામ દેવ ઊપર દોડેઓ જતો હતો. પણ એ સખત રાહામાં એવી બલાછે તેનો તો તેં અનદેશો કીધોજ નથી. એ વગેરે હજુ તો એ જગોથી આગલ જતા રાહામાં ભુત તથા રાખ તથા વરૂની સુરતની કોડીઓ તથા ભારી અજદાહા તથા શેર તથા જાદુગર લોકો તથા સીહાજીવના દેવનો તલેશામ એવી કેટલીએક આફ્ત ભરેલી ચીજ તથા તે વગેરે એક દેવ એનકલાબ નામનો દરનદાં જાનવરનો સુરતનો છે તે દેવથી તો દોજખમાં હેરેમનભી પનાં માગેછે. એવાં એવાં આફ્ત તુને રાહામાં સાંમાં મલશે, તેનો તુને કસો અંદેશો છેજ નહી કે, એવડી સરકશી રાખીને એવી ડરામણી રાહાએ તું આવેઓછે ! પણ એ રાહામાં તારૂ બખત બરગસતે થશે તેની તો તુને ખબરજ નહી દેખું." એવા સખુન તોફાન દેવનો જોબાનથી સાંભલીને જેહાનબખશ દરીઆવના પાણીની મીસાલ જોસમાં આવી ને ગોસા ભરેલા અબરૂ કરી કુદીને દોજાંનો બેઠો ઇઆંને ગોઠણ મારીને બેઠો ને એક પોકાર બબર જાનવરની મીસાલ મારીને કહીઊં કે, "એ નાપાક શીહાજીવના દેવ, તું જાણતો નથી ને તેં લડાએક પેહેલવાનોની લડાઇ દીઠી નથી કે તું મને સાંકલના બંધથી ડર દેખાડેછે. પણ હું એવા બંધને કશી રીતે ખાતેરમાં ગણતો નથી. તું જોકે હવડા તારા સર ઉપર આફ્ત પડશે. હવે એદજમા તું તથા તારી નાપાક માયે કોઈ સલામત રેંહેવાનાં નથી." એટલું કહી તે નામદારે પોતાની જોબાંન ઊપર પાક એજદાંનુ નામ લેઇને તે સાહેબ પાશે મદદ માંગી, તેથી એજદાંએ તે વખત તેને દલેરી તથા જોર બખસેઓ.



## હેકાયત લખીછે કે, બંધ તોડી નાખીઆ નામદાર જેહાનબખશે પોતાના તન ઊપરનાં અને લડાઇ કીધી તોફાન દેવ સાથે.

હવે જેવારે જેહાનબખશે પાક યજદાનની મદદ ચાહીને તે સાહેબ પાસે જોર માગીઓ અને એક જોર એવો સખત કીધો કે પોતાના તન ઊપર તમામ લોહાની બાંધેલી સાંકલો હતી તેને તોડી નાખી, ને શેરની મીસાલ બખારતો તે જગોથી ઉઠેઓ ને તે નાપાક દેવને મારવાનો ચારો કીધો, પછે એક પોકાર તે નાપેકાર દેવ ઊપર મારેઓ તેનો શોરસાર આસમાન તલક જાઇ પોહોંચયો, અને તે દેવને એમ કરી કહીઊં કે, "એ નાપાક તું મને નજર આવતો નહી હતો તેથી હું એવો ચારો કરીને એ દજમાં આવેઓછું તેથી હવે તુને મારો જોર દેખાડું. એ બદનસલના તુને એવું ગોમાન હશે કે, જેહાનબખશને ચોરી લાવી બેહોશ દારૂએ કરી તેને બેહોશ કીધો અને લોહાનાં ભારી બંધે બાંધેઓં છે; તેથી એના તનને ખાકમાં નાખશ. પણ હજુ તું જાણતો નથી કે, મારી મદદનો કરનાર પાક એજદાનછે. તેથી તે સાહેબ અને તેજ હર જગો મારો પાસબાન છે. તે એજદાનથી તમામ જાહાનનાં પાદશાહોને જલકાતે છે, તે સાહેબ મેહેરબાન થાય તો એક કીડીની મીસાલના કમજોર બંદા પાશે મહસત શેરના કામ કરાવે. એવો જે પાક યજદાન તેનો એક બંદો પાદશાહ કેખોસરો તેને મને પોતાની બુજોરગ જાતે હોકમ કીધો છે કે તું મગરેબ જમીન જઇને નાપાક કેહેકામ દેવના તનને ખાકમાં બરાબર કર. તે હોકમથી હું એ રાહે આવેઓ છું, કે એ રાહામાંથી તમામ દેવો તથા જાદુગરોને મારીને એ રાહા સાફ કરૂં. અગર એ જગોથી આગલ જતાં રાહામાં ભુત તથા રાખસ ઈઆ દેવ ઇઆ શેર ઇઆ બબર જે કાંઇ મારી નજદીક આવશે તેને જીવથી સલામત જવા દેઊં નહી એ મારી મુરાદ પાક એજદાંની મદદથી બર આવશે."

જેવારે જેહાનબખશની જોબાનથી તોફાન દેવે એવા સખુન સાંભલેઆ તેવારે તે નાપાક ગોસામાં આવીને પાહાડની મોસાલ તે જગોથી

ઉઠેઓ, ને એક જાહાડ સાથે તરણ પથર ઘણા ભારી લોહાની સાંકલે કરી બાંધીને લટકાવી મેલેલા હતા તે પથર પોતાના હાથમાં પકડીને જેહાનબખશ ઉપર હેરેમનની મીસાલ હોમલો કરી આવેઓ. ને કેહેવા લાગો કે, "એ બદ તોખમના જાબુલી તું એ જગો એવી ડરામણી હેબતમાં પડેલો છે ને એવા જાસતીના સખુન બોલે છે. પણ એજ દરીઆવના પાણીમાં તુને હજારો આફત નજર આવશે, તેમાં સગસાર લોકો ઇઆને સગની મીસાલના મોહોડાના આદમી તથા નીમ મરદુમ આદમી ઇઆને અરધાં તનનાં આદમી, જેમાં તેઓનું અરધું તન આદમીની મીસાલનું ને અરધું તન દેવની મીસાલનું, તથા શેહેરજન ઇઆને વાઘની સુરતની ઓરતો અને એ સેવાએ બીજાં ઘણાંએક ભાત ભાતના અજાએબ દરનદાં જાનવરો તથા દેવોનાં ટોલાં તુને એ રાહામાં સાંમણે આવશે. તે તમામ દરીઆવની બલા છે. તે તુંને એ દરીઆવમાંથી એક કદમ આગલ જવા દેશે નહી. તે કરતાં હું તુને એ દજમાંથી સલામત જવા દેશ તેવાર તું તે પાણીમાની બલા સાથે લડશે કે? હુંજ તરત તો તુને એ જગોથી એક કદમ આગલ જવા દેઊં નહી. અગરજો તું પોતાની જાતે નરીમાનનો બાપ કેરસાશપ પેહેલવાન હશે, ઇઆ અગર નરીમાન હશે, ઇઆ સામેસવાર પોતે હશે તોબી પણ તું મારી ચુંગાલમાંથી છુટવાનો નથી." એટલું કહી પેલો પથર હાથમાંથી જમીન ઊપર મેલીને અવલ તો ભારી ગોરજ ઉઠાવેઓ કે તેના જખમે કરી તે જેહાનબખશ ઊપર જેહાન તંગ કરી નાખે. પણ તે વખત જેહાનબખશના હાથમાં ઢાલ તો હતીજ નહી, તેથી તે નામદારે પોતાના સરને બચાવાને નાચારે પોતાના સર ઉપર હાથ ધરેઓ. ને તે નાપેકાર દેવે એક ગોરજ તેના સર ઉપર મારેઓ જેના ધપકારાથી તમામ દજ હલમલી રહેો ને તમામ પાહાડ ધ્રુજવા લાગો. તે દેવની એવી સખત લડાઇ જોઇને સમેએ ઓરત પોતાના દેલમાં ડરવા લાગી, કે મબાદા એ નાપાકના જખમથી જેહાનબખશને કશો આજેબ પોંહોંચશે. એવો અનદેશો કરી દેલમાં હકતાલાને ઇઆદ કરીને કહીઊં કે, "એ પરવરદેગાર એ વખત એ દજમાં મારો ભાઇ જેહાનબખશ છુટી કમરે ને બગેર હથીઆરે છે, તે તો તમામ તુને માલુમછે વાસતે

હવડાં એની મદદ કર કે, એ નાપાક તોફાન દેવ ઘણો જબરદસત છે તેથી એને કશો આજાર નહી પોંહોંચે, તેવું કર. અને એ પાક મહ-જબના જેહાનબખશની પોસત પનાહા કર." એ રવેશ સમેએ ઓરત દોઆ માંગતી હતી. એવામાં તોફાન દેવે બીજો હોમલો કીધો, ને જેહાનબખશના સર ઉપર ગોરજ મારેઓ, તેના ધપકાશએ કરી જમીન ધ્રુજવા લાગી; પણ તે સપેહેસાલાર તો તેના ગોરજને ખાતેરમાં લાવેઓ નહી. પછે ગોસાએ કરી પોતાની ચુંગાલ મારીને, તે દેવનો હાથ ગોરજ સાથે પકડયો, ને એક જોરે કરી તેનાં હાથમાંથી ગોરજ છીનવી લીધો. તે નામદારનું જોર જોઇને તે નાપાક દેવની આખમાં જેહાન સીહા થઈ. પછે જેહાનબખશે તે ગોરજને ઊંચો આસમાનની તરફ ફેંકી દીધો. એવી જવાનમરદી જોઇને તોફાન દેવ ગોસામાં આવયો ને ફરીથી જેહાનબખશની લડાઇમાં પોતાનો પાઊં ઓસતવારીથી આગલ ધરેઓ; ને પોતે વાંકો થઇને પોતાનું સર નીચું કીધું કે, પોતાનાં સીંગડાંએ કરી જેહાનબખશનું પેટ ફાડી નાખે. તવારે શેતાબ જેહાન બખશે કુદીને તેનું સીગડું પકડી લીધું, ને પોતાના કઊઅતે કરીને તે નાપાક દેવનું એક સીંગડુ ભાંજી નાખીઊં.

જેવારે તે નાપેકાર દેવનું સીંગડું ભાંજીઊં તેવારે તે દેવ પેચોતાબમાં પડેઓ, ને તેનું દેલ દેહેશત ભરેલું થયું. તે દેહેશતથી તેણે નાહાસવાનો કસદ કીધો. એવામાં જેહાનબખશે તે ઊપર પોકાર મારીને કહીઊં કે, "એ ઊંધે બખતના દેવ, તું મારા હાથમાંથી પોતાનો જીવ સલામત લેઈ કાંહાં જવાનો છે. તું લડાઇના હોનરને જાણતો નથી કે, અમારા બુજોરગોના હાથથી કોઈ દેવ પોતાનો જીવ સલામત લેઈ ગયો નથી. અગર શેર હશે ઈઆ નર અજદાહા હશે; પણ કોઈ હમારાં મેદાનમાંથી ફેજ કાહાડી ગયો નથી, તો તું બદગોહર દેવને હું કેમ સલામત જવા દેઊં ? મગર તારૂં તન ખાકમાં પડે તેવાર તો તું મારા હાથથી છુટે. એટલું કહીને ફરીથી તેના હાથ ઊપર ચુંગાલ મારીને એક પોકાર મારેઓ ને એક જોર મગરમછની મીસાલનો કીધો. તેવારે નાપાક તોફાન દેવે જાણીઊં કે, એ નામના ઊઠાવનાર પેહેલવાનથી મારો જાન બચે તેવું લાગતું નથી તેથી, તે નાપેકારે તેને કહીઊં કે,

"એ નામદાર પેહેલવાન, મારી પાસે તું જે માગે તે તુંને આપું ને તારા પેહેલવાનો જે મારા બંદીખાનામાં છે તેઓનેભી ખલાસ કરી તારે હવાલે કરૂં; પણ તુંભી એ લડાઇમાં મારા ઊપર મેહેરબાન થઇને મને જીવતદાન બખશ. ને આજ પછે હું પણ તારી સાથે લડાઈ તથા કીનો રાખું નહીં. વાસતે તુંભી પોતાના દેલમાંથી કીનો કાહાડી નાખ. હવે પછે મેં તારી સાથે દોસતી કીધી તેથી મારા દેલમાં કીનો છેજ નહી. તો હવે તું મારે ઊપર મહસત હાથીની મીસાલ શા વાસતે જોરા કરે છે? મબાદા તારા જવાન જીવને કશી રીતનું નુકસાન પોહોંચશે. કારણ કે હું આજારનો દેનાર જેઆંગાર દેવ છું, વાસતે અંદેશો કરીને મારી સાથે લડાઈ ના કર. આજ રોજથી મને તારી સાથે લડાઇ તથા કીનો છેજ નહી; તેથી તું પોતાની ખુશી માફક મગરેબ જમીનની તરફ જા.

## હેકાયત લખીછે કે, મારીઓ ગયો અકવાન દેવનો બેટો તોફાનદેવ પેહલવાન જેહાનબખશના હાથ ઊપર.

તેવાર જેહાનબખશે તેને કહીઊ કે, "પાક યજદાના કસમથી હું તુંને કહુંછું કે, હું તારો જાન લીધા બગેર તુંને મેલું નહી, કે તારા જોલમથી તમામ જેહાન છુટે." એટલું કહી પોતે જેહાનબખશ તે દેવ સાથે કુસતી લડવા લાગો, ને અવલ પાક યજદાનું નામ જોબાન ઊપર લઇ આજેજીથી કહીઊં કે, " અય દાદગર દાવર, તું સરવે જીવ ઊપર બુજોરગ છે, પણ હું તારો કમીનો ગુનેહગાર બંદો છું, તેથી તું સાહેબની બુજોરગીને લાયક મજ થકી સેજદો થતો નથી, અને હું તારી નજદીક રાતદીન શરમીંદો છું. અય સાહેબ, તું બુજોરગ છે, તેથી પોતાની બુજોરગીએ કરી અમો ગુનેહગાર લોકોનો ગુનાહ બખશ, બાકી અમારી પાસે તો ગુનાહ બખશાવાની કાંઈ પુજી છેજ નહી, પણ હવે તો અમો તારા બંદા કેહેવાયા, અને તું અમારો સાહેબ છે તેથી એ જગો તું અમારી દાદ લે અને આ સખત લડાઈમાં મને ફતેહેમંદી બખશ." એ રવેશ પાક યજદાની નજદીક આજેજીથી

મનાજાત કરીને પછે મહસત હાથીની મીસાલ જોસમાં આવીને તે નાપાક દેવનો કમરબંધ પકડેઓ. અને બીજો હાથ તેની ગરદનમાં નાખ્યો ને એવો તો જોર કીધો કે, તે જોર કરવાથી તે નાપાક દેવના પાઊં જમીનમાં ગરવા લાગા. તેવાર પછે તે દેવને તેની જગોથી ઉઠાવેઓ ને પોતાના સર ઊપર લેઈ જઈ પાછો જમીન ઉપર મારેઓ, ને તેજ વખત તેના સીના ઉપર ચહડી બેસીને બેહુ હાથે તેનું સર પકડીને ગરદન ભાંજી નાંખી. તેથી તે નાપાક દેવે પોતાનો જાન સીહા દોજખની તરફ રવાને કીધો; યાને તે દેવ મુઓ.

જેવારે સમેએ ઓરતે એ રવેશ તે દેવને મારેલો દીઠો, તેવારે શેતાબ પોતાની જગોથી ઉઠી ખંજર પકડીને તે દેવની માયની નજદીક જઇને એક પોકાર મારેઓ ને તેને કહીઊં કે, "અય બદકેરદારની કાફુરજાદ, તુંને ખબર નથી; પણ નાપાક તોફાન દેવને નામદાર જેહાનબખશે મારેઓ, તેથી તે નાપાક દેવના આજારથી તમામ જેહાન છુટી. એ રવેશ કહી એક હોમલો કરી પોતાનાં ખંજરે તે નાપાક જાદુનું પેટું ચીરી નાખીઊં. જેવારે તે જાદુઇ ભરેલી કાફુર મરદુમખ્વાર ઓરત મારી ગઈ તેવારે એકાએક એક દરવાજો નજર આવેઓ. તું કેહે, ગોયા તે દરવાજો જેહાનબખશ ઉપર નેકબખતીનો ખોલેઓ હતો. તે દરવાજામાં જેહાનબખશ જઇને જોય શું કે, પેલા એકશો પેહેલવાનો તથા સરાએજીની તથા આક તથા તરમાહા એ તમામ નામદારોને તાંહાં બંધ કીધેલા દીઠા. પછે તે જગો બીજા ઘણાએક દરવાજા નજર આવેઆ તે દરવાજા ખોલેઆ. તે જગોમાં તો બેસુમાર આદમીઓને બંધ કીધેલાં દીઠાં. તે સરવ કોઇને બંદીખાનામાંથી છોડવીને નામદાર જેહાનબખશે ખલાસ કીધા ને તે દજમાં સરવે ફરવા લાગા. તાંહાં જોય શું કે ઘણાએક ભાંયરાં લાલ તથા જવાહેર તથા સોનાએ કરી ભરેલાં હતાં. તેમાંથી ઘણોએક ખજાનો પોતાની સાથે લીધો, ને બાકી તમામ ખજાનો પેલા બંદીવાન આદમીઓ જે છુટા હતા તેઓને બખશેઓ, ને તે સરવે લોકોને તેઓના વતનની તરફ વેદા કીધા. તેથી તે લોકો ગોયા ગુજરેલા આદમી જીવતા થયા તે મીસાલ નવો જનમ પાંમેલાં સમજી ખુશી થતા પોતાના મોલકની તરફ ગયા.

તે પછે પેહેલવાન જેહાનબખશભો તે દજમાંથી બાહેર નીકલી ને કીસતી ઊપર સવાર થયો, તે આગમજ બેલદાર લોકો પાસે તે દજ ને ખોદાવીને ખાક સાથે બરાબર કરાવી નખાવયો. પછે તે બુઢા કીસતીબાનને જેહાનબખશે પુછીઊં કે, “હવે એ જગોથી આગલ જતાં એ રાહામાં આપણે બીજી અજાયબ વાત શું આવશે તે તમામ હકીકત મારી નજદીક કેહે. તું જો કે હું પાક દાદારના હોકમથી બદી ભરેલા દેવો તથા જાદુગરોને શી રવેશથી ખાલી કરૂંછું. ને એ તમામ મોલકને પાદશાહા કેખોસરોના તાબામાં શી રવેશથી લાઊંછું.” તેવારે તે બુઢા નાખોદાએ કહીઊં કે, “એ ઇરાન જમીનના સપેહેસાલાર હું તો એમ કરી જાણતો હતો કે, એવા જબરદસત દેવ સાથે તુંથી લડાઇ થશે નહી; પણ તેં તો એ કામને બગેર હથીઆરે સરંજામ પોહચાડીઊં, ને એવા જબરદસત દેવને બગેર હથીઆરે લડાઈ કરીને મારેઓ તેથી હું હવે એમ કરી જાણુંછું કે, તારી મોરાદ બર આવશે. તમો જાબુલ જમીનના પેહેલવાનો તો દેવ લોકોના જીવની બલા દેખું.” એ રવેશ કહીને પછે કહીઊં કે, એ નામદાર હવે પછે રાહામાં જતાં એક બીજો જંજીરો આવશે તેમાં તમામ નાપાક બદ આદમીઓની વસતી છે કે, તે નાપાક લોકો સગશારાં કરી કેહેવાય છે. તે સગસારાં લોકો તે જંજીરામાં રેહેછે. પણ એ રાહે આજ લગી કોઈ ગયું નથી, મગર એક સામે સવાર ગયો હતો. તે નેકબખત પેહેલવાને એ સગશારાં લોકોના જીવથી ગરદ કાહાડી નાખી હતી. પણ હવડાં વલી બીજી વાર તે નાપાક લોકોથી પાહાડ તથા જંગલ ભરાઇ ગયાં છે. ને એ નાપાક લોકોનો એક પાદશાહા છે, તે બદકેરદારનો તનમાં પાહાડની મીસાલનો, શો હાથીના જેટલો જોર રાખે છે. તે નાપાક પાદશાહાનું નામ ફરગાર સગસાંરી કરી કેહે છે. પણ તે નાપાક, આદમીના લોહીનો પીનાર છે. અગર જો તે ફરગાર પાદશાહા ઉપર તું ગાલેબ આવે તેવાર તો એમ કરી જાણવું કે, તમામ સંગસારી લોકોનાં બખત બરગસતે થયાં.” તેવારે જેહાનબખશે તેને કહીઊં કે, “ખોદાતાલા એ કામનો કરનારો છે. આપણાંથી શું થનાર છે; પણ હવે તો તું આગલ ચાલવાની તઇઆરી કર.” જેવારે તે નાખોદાએ જંગી

જેહાનબખશનો એ હોકમ સાંભલેઓ તેવારે શેતાબ કીસતીઓનાં લંગર ઊઠાવેઆં, ને દરીઆવમાં કીસતીઓ તરતી કીધી, અને સમેએ ઓરતે ખુશકીનો રસતો પકડેઓ, ને વાની મીસાલ મગરેબની તરફ ચાલી, કે આગલ કાંઇ મુશકેલ રાહામાં આવી પડે તો તે સમેએ ઓરત તે વખત જેહાનબખશની મદદ કરે. તે નામદાર પેહેલવાને ભી તમામ લશકર સાથે કીસતીઓ ઊપર સવાર થઇને શેતાબ તે જંગલથી કીસતીઓને આગલ ચલાવી. પણ તે દરીઆવમાં નીચે પાણી તથા ઉપર આસમાન સીવાએ કાંઇ બીજું હતુંજ નહી. ને કબી વા પડતો ને કબી સવા વાગતો તેથી કીસતીઓ શેતાબ ચાલતી હતી.

## હેકાયત લખીછે કે, ગયો પેહેલવાન જેહાનબખશ સંગસારના જંજીરાની તરફ.

એ નામાનો જોડનાર દાનાઇ ભરેલો સાયર એમ કરી કેહે છે કે, જેવારે જેહાનબખશે કીસતી ઉપર પોતાના લશકર સાથે સવારી કીધી તેવારે કીસતીબાન લોકોને ફરમાવીઊં કે, મગરેબ જમીનની તરફ કીસતીઓ હાંકે. એમ કરતાં એક મહીના લગી રાત દન દરીઆવમાં કીસતીઓ હાંકી પણ તે વખતે વા સવા હતો તેથી તેઓ દસ દાહાડાની રાહા એક દાહાડે કાપતા હતા. એ રવેશ જેવારે એક મહીના લગી થાલેઆ તેવારે એક જંજીરો નજર આવેઓ, તેવારે જેહાનબખશે તે તરફ કીસતીઓ હંકાવી. તે જંજીરો તમામ સબજા ભરેલો ને તેના તમામ પથર લાજવરદી હતા. તથા ભાંત ભાતના નવી તરેહેના જાહાડો તથા બાગ બગીચા તથા એવાનો સરવે ઘણાંએક નાદેર હતાં કે તેના જોવાથી આદમીના દેલનો ગમ બરતરફ થઇ જતો ને ખુશી પેદા થતી હતી. જેવારે તમામ કીસતીઓ તે જંજીરાની નજદીક જઇ પોંહોંચી, તેવારે તમામ લશકર કેનારા ઊપર ઊતરીઊં, ને તે પાણીના કેનારા ઊપર દેહેરા મારી લશકરે મકાન કીધો.

જેવારે રાતનો વખત થયો ને જેહાનમાં સીહાઇ પેદા થઇ તેવારે હરતરફ જંગલમાંથી સગના આવાજની મીસાલના પોકાર ઊઠવા લાગા.

જેમકે હજારો હજાર સગ પોકાર કરે. તે મીસાલના ઘણા ડરામણા પોકાર ઊઠવા લાગા. તે શોર સારથી જેહાનબખશના લશકરને તમામ રાત ઊંઘ નહી આવી. એમ કરતાં તે લશકરમાં નામદાર તરમાહા તથા આક એ બેહુ સેરદાર હતા, તે બેહુ સેરદારો લશકરમાંથી જંગલની તરફ ચાલેઆ કે તાંહાં જઈ જોય કે એ રવેશ સગની મીસાલ પોકાર કોણ કરે છે. એવા વીચારથી આગલ ચાલીઆ. આગલ ચાલતાં તેઓએ તે જંગલમાં ઘણાએક આદમીઓને એવાં દીઠાં કે, જેઓ સગની મીસાલ પોકાર કરે છે. તેવારે તેઓએ કમીગાહા કરીને તે લોકોમાંથી ચાર આદમીઓને પકડેઆ. જેથી બીજા તમામ જંગલ તરફ નાહાસી ગયાં. તે ચારે આદમી ગોયા ચાર હેરેમન હતા તેઓને પકડીને જેહાનબખશની નજદીક લાવેઆ. તેવાર જેહાનબખશે તેઓને પુછીઊં કે, "તમો રાતને વખત એ રવેશ સગની મીસાલ પોકાર શા વાસતે કરો છો? ને એ તમારા જંજીરામાં પાદશાહા કોણ છે? તમો છો તો આદમી ને એ સગની મીસાલ પોકાર શા વાસતે કરો છો? ને તમામ રાત પોકાર કરી જેવાર બામદાદ થાય છે તેવાર ખામોશ કેમ રહી જાઓ છો?" તેવારે તે લોકોએ જવાબ દીધો કે, "અય પેહેલવાન, અમારા પાદશાહાનું નામ ફરગાર સગસારી કરી કેહે છે. તેની સાથે અમો સગસારી લોકોનું લશકર ઘણું છે; પણ અમો લોકોમાં એક અજાયબી એ છે કે, રાતનો વખત થાય છે તેવારે અમારો શોરસાર સગની મીસાલનો થાય છે. તેથી તમામ રાત અમો સગની મીસાલનો પોકાર કરીએ છઇયેં. ને તમામ જંગલમાં દોડતા ફરીએ છઇયે. જેવારે બામદાદનો વખત થાય છે તેવારે અમારાં સર પાછાં આદમીની મીસાલનાં થાય છે તેથી સગની મીસાલ અમો પોકારતા બંધ પડીએ છીયે. અને એ જંજીરામાં ફરગાર પાદશાહાની સાથે એક લાખ આદમીનુ લશકર છે; પણ તેબી તમામ સંગસારી લોકો છે. તેબી હમારાં જેવાંજ આદમી છે. વાસતે એ પેહેલવાન, તું એ તરફથી કાંહાં જવા ચાહે છે? એ રાહે એક સામેસવાર સીવાએ કોઇ બીજો ગયો નથી. તે નામદાર સામેસવાર જેહાન પેહલવાન રૂસતમનો બપાવો કેહેવાય છે, તે એ રાહે ગયો હતો. એ સીવા-

એ બીજો કોઈ એ રાહે ગયો નથી." તેવારે જેહાનબખશે તેને જવાબ દીધો કે, "હું એ તરફ શેતાબ વાની મીસાલ એટલા વાસતે આવેઓ છું કે, એ જંગીરામાંથી તમો નાપાક બદ ખસલતના જાદુગર તથા જીઆંગાર લોકોનાં સરને મારા ભારી ગોરજે કરી કુટી નાખું ને તમારા લોકોને મારેઆથી એ રાહાને પાક કરૂં. જેથી હકતાલાની ખલકને એ રસતે આવવા જવાનો રાહા સાફ થાય. ને તમો લોકોની કસી નીશાન હું એ જગો રેહેવા દેઊં નહી. એ વગેરે બીજા જે કોઇ બદ તથા જાદુગર લોકો હશે તેઓનાં દેમાંગ કાહાડી નાખશ. હું એ જગોથી તે જરનેગાર શેહેર લગી તમામ બદ લોકોથી એ રાહાને પાક કરશ. ને નાપાક કેહેકામ દેવના બેહુ હાથ બાંધીને તે જીઆંગાર દેવને ઇરાન જમીનના પાદશાહા કેખોસરોની દરગાહામાં લેઈ જવશ." એવા સખુન નામદાર જેહાનબખશની જુબાનથી સાંભલીને પેલા સંગસારોઓ હશેઆ, ને કહીઊં કે, "એ નોજવાન તું એવું માં બોલ. એ જગોથી કોઈ સલામત ગયું નથી ને કોઇ સલામત જવાનોભી નહીં. એ મગરેબ જમીનની રાહા ઘણી સખત છે, તેથી તું એ જગોથી પાછો ફર, અગર નહી તો તારાં લશકરમાંથી અમારા લોકો એક શખસને જીવતો સલામત જવા દેશે નહીં. તે કરતાં એ રાહામાં એકલા સંગસારજ નથી કે તું તે લોકો સાથે લડાઈ કરીને તે લોકોને મારી આગલ જશે. આ જગોથી આગલ જતાં રાહામાં એવાં તો દરંદાં જાનવરો છે કે તુને એક દમમાં મારી લેશે; તે કરતાં હવડાં તું એ જગોથી તો આગલ ચાલવાનું કર, તરત તો તુને અમારા સંગસાર લોકોના હાથથી છુટક કાંહાં થશે ? જે તું અહીંથી આગલ જશે." જેવાર દેલેર આકે તે બુરા સગસારથી એવા સખુન સાંભલેઆ તેવારે ગોસાએ કરી તલવાર ઊઠાવીને તે સગસારનાં તનને બે તુકડા કરી નાંખીઊં.



## હેકાયત લખીછે કે, ખબર થઇ સંગસારના પાદશાહા ફ્રગારને જેહાનબખશના આવેઆની અને નામું લખીઊં તેણે તે નામદાર ઊપર.

હવે એ ખબર કેટલાકોથી ફ્રગારશાહાને થઈ કે, "એકાએક આપણા જંજીરાની તરફ કેટલીએક કીસતીઓ દરીઆવમાંથી આવી પોહોંચી છે, ને કેનારા ઊપર દેહેરા મારીને ભારી લશકરે મકાન કીધાછે. તે લશકરમાં એક નોજવાન છોકરો સામે સવારના ખાનદાનનો પેહેલવાન સેરદાર છે તે પેહેલવાન એ રસતે રહીને લશકર સાથે મગરેબ જમીનની તરફ જવા ચાહેછે. તે જંગી પેહેલવાન પાદશાહા કેખોસરોના હોકમથી કેહેર ભરેલા કેહેકામ દેવની સાથે લડવા જાયછે. તેની સાથે સરાયજીની પોતાના દેવો તથા પરીઓ તથા જીનીઓનાં જબરદસત લશકર સાથેછે. હમો નથી જાણતા કે તે બદ બુનીઆદ મરદના મગજમાં ખેઆલ શું છે ?" એ ખબર સાંભલીને ગોસા ભરેલો ફ્રગારશાહા હશેઓ, ને કહીઊં કે, "એ છોકરો એવો કોણછે કે એવડી મગરૂરીથી એ તરફ આવે. એણે લડાઇને વખત સંગસારીઓને દીઠા નથી. એ પોતાની નાદાનીએ કરી એ જગો આવેઓ છે પણ એના તથા એના લશકરના લોહીએ કરી નદી જારી થશે તેની તો એને કશી ખબરજ નહી દેખું. અગર લડાઇને વાસતે એ તરફ આવેઓ હોયતો આપણ એના લશકર ઉપર એક સબેખુન મારીએ ને એ લોકોમાંથી એક તનને સલામત રેહેવા દીજીએ નહી ને એવોના ખુને કરી જમીનનું મોહો લાલ કરીએ."

એટલું કહીને પોતાના લશકરમાંથી ચાલીશ હજાર સંગસારીઓને ચુટી કાહાડીયા. ને તેઓને કહીઊં કે, "જેવાર એક પોહોર રાત ગુજરી જાય તેવાર પછે આપણે દરીઆવના કેનારા ઉપર જઇને તે લશકર ઊપર સબેખુન મારીએ." એ રવેશ હોકમ આપીને તે સંગસારના પાદશાહે પોતાના લશકરમાંથી ઘણુંએક લશકર જબરદસત હતું તે તઈઆર કીધું. તેવાર પછે ફ્રેબ તથા ચારો કરવાને વાસતે પોતાનાં સેરદારો સાથે મસલેહત કીધી કે, કાંઈ એવો ચારો કરીએ કે, તે જાબુલી

જાણું નહીં તે મીસાલ આપણે તે લોકો ઉપર જઈ પડીએ." હવે તે જગોનો પાહાડ જે લાજવરદી રંગનો હતો તે ઉપર એક તરફ ઈઆકુતની ખાન હતી તેમાંથી ઘણાંએક ઈઆકુત તથા શોનાની અસરફીઓનાં હાથીઓ ભરેઆ. માહીદન દાંતનું તખત તથા ગોહેરના જડાવનું તાજ એ રવેશાનો હદીઓ તઈઆર કીધો ને પોતાનો એક બુઢો વજીર જે નાપાક સંગસારી ગોયા ફાડનારાં સગ કરતાંભી ઘણો નાપાક હતો તે મકરમાં તથા હીલા કરવામાં ગોઆ એક હેરેમન હતો, તેની સાથે પેલો તમામ હદીઓ તથા કેટલાએક બીજા સંગસારી લોકો આપીને એક નામું ઘણીએક મીનત તથા આજેજીથી જેહાનબખશ ઉપર લખીને તમામ હદીઓ તે સાથે જેહાનબખશની નજદીક મોકલેઓ. તે તમામ સામાન સાથે લેઇને તે નાપાક બુઢો ઈરીની લશકરમાં આવેઓ, તે વખત જેહાનબખશ પોતાના દેહેરામાં તમામ લશકર સાથે મજલેસ કરીને ખુશીમાં બેઠો હતો. એવામાં ફરગારશાહાનો વજીર તે નામું લેઈને આવી પોંહોચયો. તેણે જેહાનબખશની નજદીક જમીનને બોસો દેઇને તે પેહેલવાનની નજદીક તખત ઉપર નામું મેલીઉં. તેવારે તે બુઢાને પોતાની મજલેસમાં જેહાનબખશે બેસાડેઓ; અને નવીસંદાને ફરમાવીઉં જેથી તે નામું તેને બાંગેબુલંદ વાંચીઉં. તે નામાની અંદર સંગસાર પાદશાહે એમ કરી લખીઉં હતું કે, "અય તલવારના મારનાર શેરમરદ, તું જેહાન પેહેલવાન રૂસતમનો નબીરો છે, ને સામેસવારના તોખમનો તું પેહેલવાન કેહેવાય છે તેથી અગર તું ચાહે તો ફરતા આસમાન ઉપરભી કમંદ નાખે. તમો નામદાર તો પોતાને પેહેલવાન કેહેવાડોછો. આગલ જેવારે તમારો નેઆગાન સામો સવાર એ સર જમીનમાં આવેઓ હતો. તેવારે તેણે કીનાએ કરી અમાર સંગસાર લોકોને મારેઆ, ને અમારા બાપદાદાના એવાનો આતશે કરી બાલી નાખેઆં, તે વખત હું નાધલો બાલક હતો. એમ કરતાં તે નામદાર સામેસવાર એ જગોથી મગરેબની તરફ ગયો ને પોતાની તલવારને જોરે તે જગો પોતાની મોરાદ માફક કામ કરી આવેઓ. તે પાહાડ ઉપર હું સેહજ હોશીઆરીમાં આવેઓ હતો ને મેં તે નેકબખતની સાથે સલુક રાખીઉં તેથી તે નેકબખતે મને પાછી એ જગોની પાદ-

શાહી આપીને મારી આબરૂ વધારી ને પોતે ઇરાન જમીનની તરફ ગયો હતો. તે દાહાડા પછે અમો લોકોની તરફ બીજો કોઈ પેહેલવાન આજ લગી આવી શકીઓ નથી. મગર હવડાં એક તું એ સખત રાહે એ જગો આવેઓ છે તો તુંભી ગોઆ બીજો સામેસવારજ કેહેવાયો, તો હું તેજ રવેશ એક બંદાની મીસાલ તારી ખેદમતમાં હાજર છું. મારો મોલક તથા ગંજ ખજાનો એ સરવ તારોજ છે, બલકે મારૂં સરભી તારા પાઊં નીચે હાજર છે; તથા બખસેશ કરવી ને જીવતદાન બખશવું એ કામ તારૂં છે. વાસતે એ સખાવત કરનાર પેહેલવાન, હું તો તારા બુજોરગોનો બેસાડેલો એ જગો બેઠો છું. વાસતે તું એવો ગોસા ભરેલો થઇ શાવાસતે આવેઓ છે. હું જાણુંછું કે, તું ફરામરજનો બેટો ઘણો જબરદસત પેહેલવાન છે. મેં જે દાહાડેથી તુને એ જગો આવેઆની ખબર સાંભલી છે તે દાહાડેથી મારી બેઉ આંખ તારા આવેઆની રાહા ઊપર ઇંતેજાર હતી કે, તું નામદાર પેહેલવાન એ જગો કીઆરે આવશે. પણ હવે મારી મોરાદ હાંસેલ થઇ ને હક તાલાએ તુને આ જગો લાવી મેલેઓ." એ રવેશ તે નામામાં લખેલું હતું. તે હકીકત સાંભલીને જેહાનબખશે હસીને તે નાપાકના નાંમાથી પોતે સમજીઓ કે એ હેરેમનને તોખમના ફરગારનુ નામું તમામ મકર તથા ફરેબ ભરેલું છે. પછે પેલો હદીઓ હતો તે સંગસારના વજીરનેજ બખશેસ કીધો ને તેને એક તરફ મુકામ આપયો.

પછે બુઢા સરાએજીનીને કહીઊં કે, "એ નાપાક ફરગારે એકાએક એવો ભારેહદીઓ મોકલીઓ છે તેથી એવું માલમ થાયછે કે, એ નાપાક એવા ફરેબથી આપણને ગફલતમાં નાખીને પછે કમીગાહા કરી એકાએક રાતને વખતઆવી આપણા લશકર ઉપર ટુટી પડે તો આપણાં લશકરની ખરાબી થાય, એવો ચારો કીધેલો આપણા જોવામાં આવે છે. વાસતે એ નામાંની આજેજીતથા મીનત તથા એ બેસુમાર ગોહર તથા અસરફીનો હદીઓ જોઇને એકાએક આપણને નચીંત રહેવું નહી જોઇયે. આજ રાતને વખત આપણાં લશકરને હથીઆર બંધાવી તઇઆર રાખવું જોઇએ. તથા આપણુનેભી આરાએસથી ખોઆબમાં સુવું નહી જોઇયે. અગર નહી તો મબાદા એ નાપાક લોકો રાતને વખત એકાએક આવી

પડશે તો એકભી શખસને આપણા લશકરમાંથી જીવતો સલામત જવા દેશે નહીં." જેવાર બુઢા સરાએજીનીએ તે દેલાવર પેહેલવાનથી એવા દાનાઈના સખુન સાંભલેઆ, તેવાર પોતાના લશકરના અફરીત દેવને કહીઊં કે, "તું તમામ દેવ લોકોનો સપહેસાલાર છે, તેથી આપણા લશકરના તમામ દેવોને સાથે લેઈને એક તરફ જઈ કમીગાહા કરી બેશ; ને ફરગાર પોતાના લશકર સાથે કીનાં ભરેલો થઈ આવે છે તેને સંભાલ." તે હોકમ સાંભલતાં વાર, અફરીત દેવે પોતાના લશકરના તમામ દેવોને તઈઆર કરી તે સરવે પોતાનાં હાથમાં ગોરજ તથા નેજા તથા ભારી પથરો પકડી એક તરફ જઈ પાહાડની કઢણમાં ઊંચા નીચા છુપા થઈ બેઠા. તેવાર પછે જેહાનબખશે પોતાના જાબુલીઓને હોકમ કીધો તેથી તમામ જાબુલી દેલાવરો શેરની મીસાલ તઈઆર થઈને એક તરફ જઈ પાહાડની કઢણમાં બેમાલુમ થઈ ઊભા. ને પોતે જેહાનબખશેભી હોકમ કરીને પોતાના ઘોડા ઉપર જીન તઈઆર રખાવીઊં. એ રવેશ તમામ લશકર પોત પોતાની હોશીઆરીથી ઊભું રહયું.

---

## હેકાયત લખીછે કે, આવીઓ પાદશાહા ફરગારશાહા જેહાનબખશના લશકર ઊપર સબેખુન મારવા અને મારીઓ ગયો તે પોતાના તમામ લશકર સાથે જેહાનબખશના હાથ ઊપર.

---

એમ કરતાં રાતનો વખત થયો તે રાત માહાતાબની રોશની એ કરી રોશન રોજની મીસાલ નજર આવવા લાગી. જેવાર અરધી રાતનો વખત થયો તેવાર નાપાક ફરગાર સંગસારી ઊઠેઓ ને સબેખુન મારવાને વાસતે જે પોતાનું ચાલીશ હજાર લશકર તઈઆર કીધેલું હતું; તેને જેહાનબખશના લશકર ઊપર પરથમ રવાને કીધું અને તેની પછવાડે પોતેભી ગયો. એ રવેશ બદ અંદેશાના ફરગારે કીનાનું લશકર અરધી રાતને વખત જેહાનબખશ ઊપર છુપીઊં ચલાવીઊં; ને તે લશકરના લોકો સરવે કોઈ પોતાનાં મોહોડાં વાત કરવાથી બંધ કરીને ઊગટ

શહે ચાલતા હતા કે એકાએક જઈને જેહાનબખશના લશકરને સુતેલુ મારે. પણ એ તરફ દાનાઇ ભરેલા જેહાનબખશે આગલથી ચેતીને પોતાના લશકરમાંથી એક તરફ તરમાહાને તથા બીજી તરફ આકને કેટલાંએક લશકર સાથે કમીગાહામા રાખીઆ હતા સરાએજીનીએ એક તરફ પોતાના દેવોને તથા જીની લોકોને પાહાડની કઠણે મેલેઆ હતા. એક તરફ જાબુલ જમીનના દલેરો શેરની મીસાલ કમીગાહા કરી બેઠા હતા. નામદાર પેહેલવાન જેહાનબખશબી પોતાના ઘોડા ઊપર જીન મંડાવીને પોતેબી દેહેરામાં હોશીઆરીથી બેઠો હતો જેની તો તે નાપાકને બીલકુલ ખબર હતીજ નહી. તેથી તે નાપાકો શેતાબી કરતા તે જગો આવી પોહોચેઆ.

એમ કરતાં તે જગોએ એકાએક સોર શાર ઉઠેઓ, ને તમામ મેદાન તે લોકોથી ભરાઇ ગયું. એવો ભારે ગભરાત સાંભલતાં વાર હર તરફથી જેહાનબખશનાં લશકરના લોકો જે કમીગાહામાં છુપા થઇ બેઠેલા હતા, તે શેર તથા બબરની મીસાલ પોકાર મારતા આવી પોહોચેઆ. તે લશકરની ધરપકડનો અવાજ આસમાન ઉપર જઇ પોહોચેઓ. તે બેહુ લશકર એક એક સાથે ભેલાઇ ગયાં. એવામાં દેવના લશકરે તથા જાબુલી લશકરે સંગસારના લશકરને આવતાં રાહામાં ઘેરીઊં; ને તે નાપાક સંગસારી લોકોને એક એક જખમે ખાકમાં નાખવા લાગા. અને સરાએજીનીના દેવો ભારી પથર મારતા તેથી એક પથરે કરી ચાર સંગસારી મરતા. એ રવેશાની ભારી લડાઇ એકાએક અરધી રાતને વખત ઊઠી ઊભી થઈ ને તે નાપેકાર લોકોની દેહસતે કરી આસમાન ઊપરથી માહાતાબેભી નાહાશી જવા ચાહીઊં. તે વખત નામદાર જેહાનબખશભી શેતાબ દેહેરામાંથી બાહાર નીકલીને પોતાના અબલક ઘોડા ઊપર સવાર થયો, ને હાથમાં હીંદી મુઠની તલવાર પકડી ને લડાઇના મેદાનમા આવી પોહોચયો. તેણે એક પોકાર બાહારના વાદલની મીસાલ મારીને કહીઊં કે, "સામે સવારના તોખમનો જેહાનપેહેલવાન રૂસતમનો નબીસે જેહાનબખશ તે હું છું." એટલું કહીને પછે સંગસારના લશકર ઊપર જઇ પડેઓ, ને તે નાપાક લોકોને બેદેહેશત મારવા લાગો. જેહેરી પાણીનો તલવારે કરી તેઓના દ-

વથી રસલાખેજ ઊઠાવી, ને એક લેહેજામાં બેશુમાર લશકરને બરહમ મારીઊં.

તે રાતને વખત એમ કરતાં તીસ હજાર આદમી સંગસારના લશકરનું મારીઊં ગયું, ને બાકીનું જખમી થઈ બેઆરીથી ખાકમાં પડ્યું. એવામાં તે લશકરની પછવાડે સંગસારનો ફરગાર પાદશાહ પોતાના લશકર સાથે તે જગો ઊપર આવી પોંહોંચયો. તાંહાં જોય શું કે, લશકર તમામ હરતરફે બેઆરીથી ખાકમાં પડેલું. તે લડાઈ જોઈને તે બેદાદગર ગોસામાં આવેઓ, ને પોતાના લશકર ઊપર પોકાર મારીને કહીઊં કે, "સરવ કોઈ એક મરતબે એકઠો હોમલો કરો; ને એ ઇરાની લશકરમાંથી એક જનનેભી સલામત જવા માં દેતા." એવામાં એકાએક જેહાનબખશની નજર તે નાપાક ઊપર પડી, તેજ વખત ઘોડાને એડ મારીને તેની નજદીક ગયો. તાંહાં જઈને જોયું કે તે નાપાક જીઆંગારને બુરો બદસુરત હેરેમન.ી મીસાલનો દીઠો. તેના સર ઊપર ચાર આંખ હતી. તે બદકાર એવોતો ગોસાથી ફુફારા મારતો હતો કે, તેના દમની ફુક આસમાન ઊપર જતી હતી. તે નાપાકને જોઇને જેહાનબખશે તેને કહીઊં કે, "અય નાપાક હરામજાદા દેવ, અવલ તું નરમી રાખી મકર કરી એ રવેશ દગાબાજીથી તમામ લોકોનો જાન લેવા ચાહાતો હતો. અય જુલમગાર તેં મારી ઊપર મીનતથી નાંમું લખીઊં, તથા ઘણાએક લાલ તથા ગોહર નજર મોકલીને દગો કરવા ચાહાતો હતો; પણ તે ફરેબના ખાનારા આદમીઓ બીજા હશે. હું તો એવો દેલાવર મરદ છું કે, તારો મોલકભી પાએમાલ કરશ અને તારો જીવભી લેવશ." તેવારે ફરગારે તેને જવાબ દીધો કે, "અય નાપાકજાદા જાબુલી તું તથા તારો રૂસતમ તથા ફરામરજ એ સરવે મારી નજદીક કશા હેસાબમાં નથી. હું એ લડાઈમાં તારા તનને ખાકમાં નાખશ જેથી તું એ જગોથી મગરેબ જમીન તરફ લશકર સાથે જવા પામે નહી," એટલું કહી પોતાની ગરદન ઊપરથી ભારી ગોરજ ઊઠાવીને જેહાનબખશ ઊપર હોમલો કીધો, અને તે ભારી ગોરજ જેહાનબખશના સર ઊપર મારેઓ; પણ તે ગોરજના જરબને જેહાનબખશ પોતાની ખાતેરમાં લાવેઓ નહી. તેણે હસીને પોતાના અબલકને તેજીથી તે રોમનની તરફ ચલાવેઓ ને જેહેરી

પાણી પાયલી તલવાર ઊઠાવી, અને જોબાં ઊપર પાક યજદાનનું નામ લેઇને તે નાપાક ફરગારના તન ઊપર મારી, તેથી તે નાપાકના તનના બે તુકડા થઇ ગયા. તેવાર પછે તેના લશકર ઊપર હોમલો કરી જઈ પડયો.

એમ કરતાં બે દાહાડાને બે રાતલગી તે લડાઇ જારી રહી, અને ઘણા એક સંગસારી લોકો મારેઆ ગયા તે મેદાનમાં સંગસારી લોકોની લોથોના ટેકરા થયા. ને જેમ કે વરસાદના હીંગામ ઊપર નદીઓમાં રેલનાં પાણી દોડે તે મીસાલ લોહી ચાલવા લાગું; તે સંગસારી લોકોમાથી એકતન સલામત રહયું નહી. તે સરવે લોકોને જેહાનબખશના લશકરે આસપાસથી ઘેરી લીધા હતા; તેથી તમામ સંગસારીઓ મારેઆ ગયા પછે તેઓના શેહેરને લુટીને બાલી નાખીઊં.

## હેકાયત લખી છે કે, જઈ પોંહોંચયો પેહલવાન જેહાનબખશ જાદુગર લોકોના જંઝીરાના કેનારા ઊપર અને ખબર થઇ નાપાક અનકાર જાદુને તે નામદારના આવીઆની.

પછે તે જગો એક હફતા લગી રહીને ખુશીથી શરાબ પીને આસાએશ કીધી. એક હફતો પુરો થયા પછી જેહાનબખશે શેતાબ કીસતીઓ મંગાવીને તમામ લશકર સાથે તે ઉપર સવાર થયો. અને કીસતીબાનોએ કીસતીઓનાં લંગર ઊઠાવેઆં ને શેતાબ સડ ચડાવેઆ, ને કીસતીઓને પાણીમાં ચલાવી. અને ચાલીશ દાહાડા લગી તે કીસતીઓ રાતદન હાંકી; પણ તે દરીઆવમાં પાણી તથા આસમાન સીવાય કાંઇ બીજું નજર આવતું નહી હતું. એમ કરતાં એક દન બામદાદને વખત દુર એક પાહાડ નજર આવયો, તે ઉપર ઘણાએક જાહાડો દીઠાં. તેવારે જેહાનબખશે પેલા બુઢા નાખોદાને પુછીઊં કે, "અય દાનાઇ ભરેલા રોશન દેલના બુઢા, એ જે નજર આવે છે તે જગો શું છે? તેની હકીકત મને જાહેર કરીને કેહે." તેવારે તે બુઢાએ કહીઊં કે, "અય નેક બુનીઆદના પેહેલવાન, એ જગો એક જંઝીરો છે. એ જંઝીરામાં

તમામ જાદુગર લોકોની વસતી છે. તે નાપાક જાદુગરો ઘણા બદસુરત તથા હેરેમનની ખસલતના ઘણાએક આજારના દેનારા છે. એ લોકોમાં એક ભારી જાદુગર સેરદાર છે તે નાપાકનું નામ અનકાર જાદુ કરી કેહે છે. તે નાપાકે મગરેબ જમીનના તમામ જાદુગરો ઊપર પોતાનું નામ ઉસતાદ કરી કેહવાડયું છે ચાને સરવ કોઇ એ બદકાર પાસેથી જાદુઇ શીખીઆ છે. તે નાપાક અનકાર જાદુ પોતાની જાદુઇને જોરે કબી પોતાની શુરતને શેર તથા ચીતાની કરે છે, ને કબી મગરમછની તથા અજદાહાની સુરતની કરે છે. એવા ચારાએ કરી તમામ જાનદારોને આજાર દેઇને ખરાબ કરે છે. જેવાર આપણે એ જગો ઊતરીએ તેવાર તારે આશાએસથી નચીત થઇ તખત ઉપર બેસવું નહી જોઇએ. એ નાપેકાર જાદુની સાથે ઘણું જબરદસત લશકર છે તેથા એ જગોના દરીઆવનો રસતો બંધ કરી બેઠો છે, ને એની જાદુઇએ કરી આસમાન ઊપરથી આફતાબભો ગુમ થઇ જાય છે. અય નામદાર, એ નાપાક અનકાર જાદુ નથી, એ તો ગોઆ જમાનામાં એક ભારી બલા પેદા થઇ છે. એ નાપાક બદકાર જાદુ એક દાહાડામાં પોતાની શુરતને સો તરેહની બદલે છે." એ હકીકત સાંભલીને જેહાનબખશે તે નાવખુદાને કહીઊં કે, "તું કસો અંદેશો મા કર, એ જગોની લડાઇ નો તમાશો તું પોતાની નજરે જોશે કે પાક યજદાની મદદથી એ જગોના જાદુગર તથા દેવ લોકને કોઇનેભી સલામત રેહવા દેઊં નહીં."

એટલું કહીને હોકમ કીધો તેથી કીસતીબાન લોકોએ પેલા જાદુગરોના જંજીરાની તરફ કીસતીઓ હાંકી, ને તે પાહાડની નજદીક જઇને લંગર નાખેઆં. હવે અનકાર જાદુને ખબર થઈ કે, "એકાએક દરીઆવની રાહે ઘણીએક કીસતીઓ લશકરે ભરેલી આપણાં જંજીરાની તરફ આવી પોંહોચી છે; પણ માલુમ નથી પડતું કે એ લશકર સંગસારીઓના જંજીરાની તરફથી શી રવેશ સલામત આવીઊં. ને એ લશકર કોણનું છે? એ લોકો ફરગારશાહાની ચુંગાલથી શી રવેશ છુટી આવીઆ છે? એવામાં તો પેદરપે ખબર આવતી ગઈ કે, એ લશકરતો નામદાર ફરામરજના બેટા જેહાનબખશનું છે કે, જે પેહેલવાન નર અજદાહા તથા શેરથી ડરતો નથી. એ જેહાનબખશ

કીના ભરેલો થઇને મગરેબ જમીનની તરફ પાદશાહ કેખોસરોના હોક-મથી જાય છે કે, તયાં જઈ કેહેકામ દેવ સાથે લડે." જેવારે અનકાર જાદુએ એવી ખબર સાંભલી, તેવારે પોતાનો એક ભાઈ જાદુની ઓ-લાદનો હતો જે નાપેકારને રાત દન બદી સીવાય બીજું કામ હતુંજ નહી તે રજાલાનું નામ બરજીન જાદુ કરી કેહેતા હતા. પણ તેનાં બુરા કામથી તમામ જેહાન પરેસાનીમાં હતી. તે બદ જાતભાઇને અનકાર જાદુએ એમ કરી કહીઊં કે, "તું શેતાબ જા, ને પેલો જે જાબુલી પેહેલવાન પોતાના ભારી લશકર સાથે આવેઓ છે તે ઊપર એક જાદુ-ઇનું આફત નાખ ને તેના લશકર ઊપર જેહાન સીહા કર." જેવારે તે નાપાક ખસલતના બરજીન જાદુએ પોતાના ભાઇથી એવો હોકમ સાંભલેઓ, તેજ વખત તે નાપેકાર જગોથી ઊઠીને તે જંજીરામાંથી બાહેર નીકલીઓ. ને જેહાનબખશના લશકર ઉપર નેગાહ કરીને પો-તાના બેહુ હાથ પોતાના સર ઉપર મારીઆ, તેજ વખત આસમાન ઉપર એક સીહા વાદલ નજર આવીઊં તેણે કરી તમામ જેહાન રાતની મી-સાલ સીહા થઇ ગઇ. ને આસમાનની હવા ઊપરથી આતશના સોલા વરસવા લાગા, તેથી ઇરાની લોકોનાં તન બલવા લાગાં અને કીસતી-ઓ ઉપરનો સામાનભી બલવા માડેઓ, એવી જાદુઇ તે નાપાક બર-જીને જેહાનબખશના લશકર ઊપર કીધી.

જેવાર જેહાનબખશે તે આતશ તથા અંધારી દીઠી તેવાર જાણીઊં કે, કોઇ નાપાક જાદુગરે એવું આફત વરસાવીઊં છે. પછે તમામ લશકરે પોતાના સર ઊપર ઢાલ પકડી જેથી જરા આતશનો આશેબ કમ પોં-હોંચે; પણ તે સીહા વાદલમાંથી એકદમ આતશના શોલા બંધ નહી થતા, બલકે જીઆદે વરસતા હતા. તેથી તમામ જેહાન દોજખની મીસાલ સીહા થઇ ગઇ ને જમીન તથા જમાનો આતશની ગરમીથી તપવા લાગાં. તેવારે તે નામદારે અફરીત દેવેને હોકમ કીધો કે, "તું જા અને જોકે એ આફત આપણા લશકર ઊપર કાંહાંથી પેદા થયું છે! ને તજ-વીજ કર કે એવી જાદુઈ કોણ જાદુગરથી થઇછે; કે એકાએક જ-માનો એવો સીહા થઈ ગયોછે ને એ રવેશાથી સખત આતશ વરશેછે. વાસતે તું જા, ને તે નાપાક જાદુને ધુંડી કાહાડીને તેના તનથી સર

જુદુ કરી નાંખ. અગર નહી તો આપણા તમામ લશકરના જીવ બરબાદ જવાના." જેવારે અફરીત દેવે પોતાના પાદશાહાથી એવો હોકમ સાંભલેઓ તેવારે પેલાં વાદલની તરફ મસત બબરની મોસાલ ગયો, ને તે જગો ઘણો ફરેઓ પણ તાહાં જાદુગર લોકોની નીશાન દીઠી નહી. તેવારે અજબ રહીને પોતાના હાથની આંગલી દાતમાં કરડી કે, એ જગો એવી શી મુસીબત છે કે, હમારા લશકર ઉપર આતસનો વરસાદ વરસેછે ને એ જાદુઈનો કરનાર કોઇ શખસ નજર આવતો નથી.

## હેકાયત લખી છે કે, મોકલયો પેહલવાન જેહાનબખશે પોતાનો એલચી મગરેબમાં કેહેકામ દેવની નજદીક.

એજ પરમાણે ઘણાએક દેવો તથા જીન લોકો જે જાદુગરની જોશતેજોઇને વાસતે ગયા હતા તે સરવે પાછા આવીને શાએજીનીની નજદીક કેહેવા લાગા કે "અમો એ જાદુગરની ખબર લેવાને વાસતે જંગલ તથા પાહડોમાં ઘણુ ફરેઆ પણ હમો તે જાદુગર ી કસી નીશાન પામેઆ નહી. અમો નથી જાણતા કે તે જાદુગર લોકો કાંહાંછે. આજ લગી અમોએ કોઇ જગો એવો સખત જાદુઇનો કરનાર નજરે દીઠો નથી." જેવારે તે દેવો તથા જીનોની જોબાનથી એવી હકીકત સરવે કોઇએ સાંભલી તેવાર પોતાના જીવથી નાઊમેદ થયા. અને તે આતશના વરશાતે કરી ઘણાએક આદમીઓ તથા ઘોડા તથા હાથી જીવથી મુઆ, તેથી જેહાનબખશ ઘણો બતંગ આવેઓ ને તમામ જાબુલી દેલેરો તે આતશે કરી જખમી થઈ પડેઆ. ને તે જાદુગર લોકો સાથે કશો લડવાનો ચારો દીઠો નહી. ને તે લોકોની જાદુઇથી ઘણા આજેજ આવી ગયા તેવારે તરમાએ જેહાનબખશને કહીઊં કે, "એ નામદાર અગર તું મને હોકમ કરે તો હું એ દરીઆવના કેનારા ઊપર ખુશકીમાં જઈને તે બદકાર જાદુગરની જોશતેજો કરૂં અને જો કોઇ હેરેમન જાદુ મારી નજરે પડે તો તેજ વખત તેને બાંધીને ખેંચતો લાઊં." તેવારે જેહાન બખશે તેને કહીઊં કે, "એ શેર મરદ એ જગો શેકારગાહાની

તથા લડાઈનાં મેદાનની નથી, જે તું જઈને પોતાના હમનબરદ સાથે લડશે. એતો એક ફેસાદ ભરેલી જંજીરાની જગો છે, વાસતે એ જગોનું કામ ઘણું સખત નજર આવે છે. માટે તું જરા સબર કર, કે જોઈએ એ જગો જમાંનાની ચાલ શી રવેશ નજર આવે છે. મગર એ જગો તો પાક એજદાની મદદ થાય તોજ આપણ સલાંમત રેહીએ. અગર નહીતો એ જગો આપણો કશો ચારો નથી કે કોઈ બીચારાએ કરી આપણે એ લોકો ઊપર ગાલેબ થઈએ."

એ રવેશ જેહાનબખશે કહીઊં પણ તે પેહેલવાન તરમાંહે સાંભલીઊં નહી, ને સેતાબ દરીઆવના કેનારા ઉપર ઉતરી પોતાના ઘોડા-ઊપર સવાર થઈ તે જગો તમામ દાહડો ફરેઓ; તે જગો ઉપર બેસુમાર આતશ તેના સર ઊપર વરસતો હતો તેથી નામદાર તરમાહા ગાભરો પડી ગયો. એમકરતાં રાતનો વખત થયો, તોબી તે નામદાર તમામ રાત તે જગો જંગલમાં ઊંચો નીચો ફરતો રહયો, અને જેવારે બામદાદનો વખત થયો, તેવારે તરમાહાએ જંગલમાં તથા પાહાડમાં ઘણાંક ગાયોનાં ગોઆરાં ચરતાં દીઠાં, અને તીઆં એક ગોઆલીઓ પોતાના હાથમાં લાકડી પકડીને ઊભેલો હતો અને તે જગોએ આશાએસથી પેલું ગોઆરૂં ચ-રતું હતું તીઆં તરમાહા જઈ પોંહોંચયો. તેવારે તરમાહાએ આવાજ મારીને પેલા ગોવાલીઆને પુછીઊ કે, "એ ગોઆરૂં કોણનું છે, ને એ તમામ જગોમા જબરદસત આતશ વરસે છે અને તારી આગલ તો આવસનો એક છટકોભી પડતો નથી એ શું છે? વાસતે એ તમામ હકીકત મારી નજદીક જાહેર કરીને કેહે." તેવારે પેલા ગોવાલીઆએ ગોસાથી તરમાહાને કહીઊં કે, "તું દુર ઊભો રહીને એવડો બુમ શા વાસતે પાડે છે, તું મારી નજદીક આવ કે હું તુંને અનકાર જાદુ તથા બરજીન જાદુ એ બેઊ જાદુની સરવે નીશાંન બતાઊં. તે સખુન સાંભલીને તરમાહા સેતાબ તે ગોઆલીઆની નજદીક ગયો ને કહીઊં કે, "તું કેહેછે તે અનકાર જાદુ તથા બરજીન જાદુ એ બેહુ જાદુઓ કાહાં છે, કે તેને અમારો સેરદાર બોલાવે છે. તે સાંભલીને પેલા ગો-આલીઆએ તેને અવલ તો જેહાનબખશનાં લશકરની ખબર પુછી કે એવી હીમતથી એ જગો લશકર સાથે જે શખસ આવેઓ છે તે કોણ

છે, ને એ જેહાનબખશ કોણની ઓલાદનો છે, ને એ તરફ તે શા કામને વાસતે આવેઓછે? એ જગો તો એક જંજીરો ઘણો ડરામણો છે, અને એ જંજીરાના સાહેબ અનકાર જાદુના હાથથી મસત શેરનો-ભી છુટકો થતો નથી. તેવારે તરમાહાએ તેને જવાબ દીધો કે, એ શખસ હમારાં લશકરનો સપેહેસાલાર નામદાર જેહાનબખશ સાંમેસવારના તોખમનો ફરામરજનો બેટો નામનો ઊઠાવનાર જેહાનબખશ છે. એની તલવારથી અલબરોજ પાહાડભી જીનહાર માગે છે. એ જેહાનબખશ એ જગો રહીને નાપાક કેહેકામ દેવની લડાઈમાં પાદશાહોના પાદશાહા કેખોસરોના હોકમથી મગરેબ જમીનની તરફ જાય છે. એવી હેકાયત સાંભલીને પેલો ગોવાલીઓ હસેઓ, અને તેને કહીઊં કે, એ બેહુંદા મગજના મરદ તારા જેહાનબખશે કસું અવલથી જાણીઊં નહી જે એ રાહે આવેઓ છે, અગર તમારા એ તમામ લશકરના લોકોના તન ઊપરના બાલે બાલ એક એકો જીવ હશે તોભી પણ તમો લોકો એ જગોના જાદુગરોના હાથથી એક જીવ સલામત લેઈ જવાના નથી. મારા જોવામાં આવીઊં છે કે તમારા જેહાનબખશમાં કસી અકલ છેજ નહી, એના દેલમાં એવું ગુમાન હશે કે હું એ અનકાર જાદુની ચુંગાલથી સલાંમત નીકલી જવશ. પણ હવે તો એ નોજવાન પેહેલવાન પોતાને પગે ચાલી આવીને એ જગોની બલાના ફાંધાંમાં પડેઓછે તેથી એકદમ એનાથી આગલ પછવાડે જઈ શકવાનું નથી. પણ એ તેજ ચુંગાલના કેહેકામની લડાઈમા તો તમામ જેહાનના પાહાડભી પાયેદારી લાવી શકે નહી. તે દેવ ચાહે તો એ ફરતા આસમાનનેભી જમીન ઉપર નાંખે. તેવારે તરમાહાએ તે ગોવાલીઆને કહીઊં કે, એ જંગલના ફરનારા ગોવાલીઆ તું શીમોરગ જાનવરને મછરનો દર માં દેખાડ, તુને તો ખબર નથી પણ એ જેહાનબખશ તો તમામ જાનનો લેનારો દેલેર તથા જબરદસત સપેહસાલાર સાંમેસવારના ખાંનદાનનો એક શેર બચો છે. તે કરતાં તું જાણતો નથી કે એના નેઆગાન નરીમાનના સાંમેસવારે એ રાહામાં શો રવેસનાં મરદાંનગીનાં કામ આગલ કીધાં છે, તે નામદારે એ રસતામાં શેદાદ આદી અને બીજા ઘણાક ભારી દેવોને તથા નર અજદાહાને તથા શેરને મારી

ને એ રાહા પાક કીધી હતી અને એ નામદાર જેહાનબખશભી તેનાજ તોખમનો પેહેલવાન છે. જેવારે પેલા ગોવાલીઆએ તરમાહાની જોબાનથી એવા સખુન સાંભલેઆ, તેવારે તેણે ગોસાથી પોતાના હાથમાંની લાકડી ઊઠાવીને તે વખતે તરમાહાના સર ઊપર એક જહપેટો મારેઓ ને કાંઈ જાદુઈ કીધી, તેથી તરમાહા પોતાના ઘોડા ઊપરથી તુરત જમીન ઉપર પડેઓ. તેજ વખત તે તરમાહાની સુરત ગાયની મીસાલની થઈ ગઈ, ને તે પેલાં ગોઆલામાં ચરવા લાગો.

## હેકાયત લખીછે કે, આવયો પાદશાહા આક તરમાહાની જોસતેજોને વાસતે અને પેલા ગોવાલીઆએ જાદુઇના જોરે તેને દુમબાની સુરતનો કીધો.

એ તરફ હવે એક દાહડો તમામ ગુજરી ગયો તીહાં લગી જેહાનબખશે તરમાહાની વાત જોઇ, પણ તે નામદાર તો કાંઇ આવેઓ નહી, તેવારે જેહાનબખશ ઘણો આજોરદે થઇને પોતાને કેહેવા લાગો કે, એ તરમાહાને એ કામથી મેં ઘણો મને કીધો પણ તેણે મારૂં કહીઊં માંનીઊં નહી ને પોતાની ખોંસથી ગયો પણ હવે હું ધારૂં છું કે મબાદા તેના ઊપર કાંઈ આફત આવી પડીઊં હશે. પછે જેહાનબખશે અનદેશો કરીને આકને કહીઊં કે, મને મોટો અનદેશો પેદા થયો છે કે એ રવેશ એક દહાડો ને એક રાત ગુજરી ગઇ, પણ શેર મરદ તરમાહા પાછો ફરી આવેઓ નહીં વાસતે હું નથી જાણતો કે તે નામદાર ઊપર શું મસીબત ગુજરી હશે. જેવારે આક પાદશાહે જેહાનબખશને કહીઊં કે, એ સેરદાર પેહેલવાન, હું તે નામદારની પછવાડે તેની જોસતેજોને વાસતે જાઊં ને તેની ખબર કાહાડી તારી નજદીક લાઊં. એટલું કહીને આક પાદશાહે તનમાં બખતર પેહેડીઊં,–ને તે ઉપર તમામ હથીઆર બાંધીઆં અને એક તરફથી જંગલનો રસતો પકડી આગલ ચાલેઓ. એમ કરતાં પેલી જગો જીહાં ગેઆરૂં ચરતું હતું તીહાં જઇ પોંહોંચયો, અને તીહાં તરમાહના ઘોડાને ઊભેલો દીઠો, તેથી તેણે પીછાનીઓ કે એ

ઘોડો તો તરમાહાનો છે. તેજ વખત પેલા ગોઆલીઆની તરફ તે સે-
તાબ ગયો કે પેલા ઘોડાને પકડી લે. એવામાં એક પોકાર ઘણો ડરાં-
મણો તેના કાનમાં આવેઓ તેથી તે તરફ ફરીને જોયું તો તીહાં એક
મરદને ગોઆલીઆની મીસાલ હાથમાં લાકડી પકડીને ઉભેલો દીઠો,
તેવાર આક પાદશાહે તે ઊપર મહસત શેરની મીસાલ પોકાર મારીને
તેને કહીઊં કે, એ મરદ એ ઘોડો સેતાબ પકડીને મારી નજદીક લાવ.
એ ઘોડો તારા ગાયોનાં ગોઆરામાં ગોયા એક પાહાડની મીસાલ કાં-
હાંથી આવી ઉભો છે ને એનો સવાર કાંહાં ગયો. તેવાર પેલા ગો-
વાલીઆએ આક પાદશાહાને કહીઊં કે, એ સેતાબી ભરેલા મરદ, તારૂં
નામ સું છે ને તું એ જંગલમાં શી મોરાદને વાસતે આવેઓ છે તું
રાસત કેહે તેવારે આક પાદશાહે તેને જવાબ દીધો કે, હું અરબ-
સતાનનો રેહેનારો શેહેરનો પાદશાહા છું. મારૂં નામ આક છે પણ
હમણાં તો હું નેક ખાનદાંનના ફરામરોજના બેટા જેહાનબખશની
ખેદમતમાં એક ગોલામની મીસાલ થઈ રેહો છું. તેવારે તે નાપાક
ગોવાલીઆએ જેહાનબખશને ઘણીએક ગાલો દીધો ને કહીઊં કે, તે
રજાલો સગજી બચો કોણ છે, મગર તુને નામદાર બરજીન જાદુની ખ-
બર નથી કે અગર તે ચાહે તો પોતાની જાદુઈએ કરી આ આસમાન-
નેબી નીચે લાવે; તો તમારા જેહાનબખશથી શું થવાનું છે. તમારાં
લશકરમાંનો એક શખસબી હવે હાઆથી સલાંમત જવાનો નથી, ને
જેહાનબખશના જીવથી તો એકદમ દેમાગ કાહડી નાંખશે. એ જ-
ગાના અનકાર જાદુ તથા બરજીન જાદુ એ બેહુ ભાઇઓ તથા તેમનાં
લશકરમાંનો એક એક દેવ એવા તો જબરદસત છે કે, પોતાની જા-
દુઈએ કરી તમામ જેહાનને બરબાદ કરી નાખે. એવી વાત તે બુરા
ગોવાલીઆ મરદની જોબાનથી સાંભલીને તે આક પાદશાહા ગોસામાં
આવી પોતાનો ઘોડો તે ગોઆલીઆ તરફ જોંહાકાવીઓ, ને ભારી
ગોરજ ઉઠાવી તેના સર ઉપર મારેઓ. તે ગોરજના જખમથી તે ના-
પાક ગોઆલીઓ લરજેઓ ને આકને કહીઊં કે, એ નકારા અરબસતા-
ની મરદ, તેં એ જગોના જાદુગરોની જાદુઈનો ફૈસાદ દીઠો નથી કે
એક દમમાં તમામ જેહાનને બલા ભરેલી કરી નાંખે છે, તો હવે તમો

એ જગોથી જીવતા સલાંમત કાંહાં જવાનાં છો. તેવાર આકે તેને કહીઊં કે, એ બદનસલન તું પાકજાદ પેહેલવાન જેહાનબખશની લડાઇને જાણતો નથી, તે અમારો સેરદાર જેહાનબખશ લડાઇને વખતે ગોયા એક રોઇનતન હાથી છે, તેથી તે નામદાર પોતાના ઘોડાના પાઊંની નાલે કરી એ જજીરાના તમામ પથરોને ખાક સાથે બરાબર કરી નાખશે. એટલું કહીને બીજો ગોરજ તે નામદારે પેલા ગોઆલીઆનાં સર ઉપર મારેઓ, પણ તે બદગુમાનને કસો આજાબ પોંહોંચેયો નહી. તે વાર પછે તે નાપાકે કાંઇ જાદુઈના સખુન બોલીને એક લાકડીનો જહપેતો આકના સર ઊપર મારેઓ, તેથી આક પેચ ખાઇને તે પોતાની જીન ઉપરથી નીચે પડેઓ; ને તેનો ઘોડો નાહાસી ગયો. પછે આકે ચાહીઊં કે જમીન ઉપરથી ઊઠે, એવો કસદ કરીને ઊઠવા માંડીઊં પણ પાછો ઊંધે મોહોડે જમીન ઊપર પડે ને એકાએક તેની સુરત દુંમબાની મીસાલની થઇ ગઈ, તેથી તેભી પેલા ગાઆરામાં જઇ ચરવા ઉભો. જે વાર તરમાહા ગાયની સુરતનો થયલો હતો તેને આકને દુમબો થયલો દીઠો તેવાર તે ચાલી આવી તેની નજદીક ઉભો રહી ને જેમ કે બલદીઓ અરદાય તે મીસાલ અરદાવા લાગો, પણ તેની જોબાન આદમીની મીસાલ ખોલલી થઇ નહીં, કે જેથી તે આક સાથે વાત કરી શકે. એમ કરતાં તે બેઉ નામદારોભી જાનવરની સુરતના થઈ ને તે જગો ગોઆરામાં રહયા. તે તમામ ગોઆરૂંભી પેલા નાપાકે પોતાની જાદુઇને જોરે તમામ આદમીઓને ગાયો તથા દુમબાંની સુરતના કરીને શખેલાં આદમીનું હતું.

## હેકાયત લખીછે કે, મોકલીઓ નામદાર જેહાનબખશે સમદુન દેવને દુમબાં લેવાને અને જાદુઈ કીધો ફરીલે જાદુએ સમદુન દેવ ઊપર તેથી પાછો આવેઓ સમદુન જેહાનબખશાનો નજદીક.

જેવાર સોનાની તખતીએ કરી રાતની શીહાઇ બરતરફ થઇ, ને રૂમનો પાદશાહા જરી તખત ઊપર બેઠો ઇઆને_રોશાન આફતાબ બા-

હેર નીકલેઓ, તે બામદાદને વખત સમદુન દેવ જેહાન બખશની નજદીક આવી કેહેવા લાગો કે, "હું જંગલ તથા પાહાડોની કઢણમાં ઘણોએક ફરેઓ અને તે ફરવાથી હું આજેજ આવી ગયો છેઊં, પણ મેં કોઇબી જાદુગરની કાંઇબી નીશાંન દીઠી નહી, પણ એમ કરતાં હુ ફરતો ફરતો એક તરફનાં કીનારા ઉપર જઇ પોહોંચેયો, તાંહાં એક ગોઆરૂં મેં ચરતું દીઠું, તેમાં બેશુમાર ગાયો તથા દુમબાં હતાં. તે ગોઆંરાનો ગોવાલીઓ હાથમાં લાકડી પકડી ઉભેલો હતો, તેની નજદીક હુ ગયો પણ માલુમ નથી પડતું કે એવાં દરામણાં જંગલમાં એ ગોઆરૂ કોણનું છે. વલી તે ગોવાલીઓ પોતાના જાનથી કસી વાતે દરતો નથી ને જંગલમાં બેદેસતપણે ગોસપંદનું ગોઆરૂં ચરાવે છે. તેવાર જેહાનબખશે તેને કહીઊં કે, એ સમદુનદેવ, તું ફરીથી તે જગો જાને તે ગોઆરાંમાંથી સારાં ફરબે દુમબાં હોય તેને પકડી લાવ; કે આપણ ઘણા દાહાડા થયા દરીઆવમાં ચાલીએ છીએ તેથી ખુસકીનાં શેકારનાં કબાબ ખાધા નથી. તેથી દુમબાંનાં ગોસતના કબાબ કરીને નાસતો કરીએ. એવો હોકમ સાંભલેઓ તેવાર સમદુન સેતાબ પાછો ફરીને જંગલની તરફ પેલાં ગોઆરામાં ગયો. એવામાં એકાએક તે ગોઆરામાંથી એક બલદ તથા એક દુમબું એ બેઊ જાનવર ઘણા માંતેલાં ને તંને ફરબે હતાં તે દોડતાં સમદુન દેવની નજદીક આવેઆં. તેવાર સમદુન દેવે તે બેહુ જાનવરોને પકડવાનો કસદ કીધો, ને તે ઊપર ચુંગાલ નાંખી કે એ બેહુ જાનવર સારાં છે તેથી પકડી લેઊં. તેવાર પેલા ગોવાલીઆએ પોકાર મારીને કહીઊં કે, એ બદજાદ દેવ, તું એ જગો આવીને મારાં ગોઆરામાં ફેસાદ શાવાસતે કરે છે, ને મારા ગોસપંદોને શાવાસતે પકડે છે તારા દેલમાં એ શું બુરો ખેઆલ પેદા થયો છે. તું જાણતો નથી કે એ જગોએ ગોઆરૂં કોણનું છે. અગર જોતું એમાંના એકુ ગોસપંદનેબી હાથ લગાડશે તો તુને પોતાના જીવથી હાથ ધોવા પડશે. એ ગોઆરૂં તો અનકાર જાદુનું છે, કે જે દેવ પોતાની જાદુઇથી આસમાન સાથે લડવાનો કીનો રખે છે, તે જબરદસત જાદુનું એ ગોઆરૂં છે. વાસતે તુ મને કેહકે એ ગોઆંરામાં તું શું ધુંડે છે ને તું એવડો બેઅકલ શા થકી થયો છે. જેવાર સ

મદુન દેવે તે ગોઆલીઆથી એવો જવાબ સાંભલેઓ તેવાર તેની તરફ નેગાહા કરી જોયું તો તે નાપાકને એક બદશુરત જાદુ દીઠો, પણ તેને પોતાની ખાતેરમાં લાવેઓ નહી; ને પેલા બલદ તથા દુમબાને પકડી ગોઆરાંમાથી બાહેર લાવેઓ. એવો મામલો જોઈને તે નાપાક ગોઆલીઓ સમદુન ઉપર હસેઓ અને એક લાકડી તે દેવની ગરદન ઊપર મારી તે લાકડીના જપેતાથી સમદુનનું તન વાંકું થયું પછે તે ગોઆલીઆએ તે ઊપર પોતાની જાદુઇ ઘણી કીધી પણ તે દેવ ઊપર તેની કસી અસર થઇ નહી. તેવાર ફરીથી બીજી લાકડી તેના સર ઉપર મારી અને સમદુન દેવની સાથે ઘણો એક લડેઓ તેવાર તે ગોવાલીઓ બોલંદ અવાજે જાદુઇ પડવા લાગો, પણ તેની જાદુઇ તે દેવનાં તન ઉપર બીલકુલ ચાલી નહી. એ તમાસો જોઇને તે નાપાક ગોવાલીઓ ઘણો અજબ રહયો કે મારી જાદુઈ સાતમા આસમાંન ઉપર શનીસચર સેતારો છે તેનેભી જમીન ઊપર લાવે ને એ દેવ ઉપર તેનો કશી અસર કેમ થતી નથી એથી તે ઘણો અજબ રેહેવા લાગો. હવે બીજી તરફ સમદુન દેવથીભી તેનાં ગોઆરામાંના પેલાં બેઊ ગોસપંદને પકડી લવાયાં નહી. તેવાર તે દેવભીં ઘણો અજબ રહીને કેહેવા લાગો કે, એ જમીનની નીચે પાતાલમાં જે સંમક નામની માંહી છે તેનેભી મારી ચુંગાલમાં લાઊં છું, ને એ ગોઆરામાંથી એ બે ગોસપંદ આજે મારેથી પકડી શકાતાં નથી તેનો બાએશ શું. એ રવેશના અંદેસાથી સમદુન દેવ પાછો ફરી ખાલી હાથે જેહાનબખશની નજદીક આવેઓ, ને પેલા નાપાક ગોઆલીઆનાં તમામ દાસતાંનથી તે નામદારને વાકેફ કીધો ને કહીઊં કે, તે બેદાદગર તો ઘણો જાદુગર ને બદકેરદાર છે, તેથી તે જાદુઈ સેવાએ કાંઇ બીજી લડ ઈ કરતો નથી. તે દુરથી સખત જાદુઇ કુકે છે તેથી એની નજદીક હેરેમનભી પાયેદારી લાવી શકે નહી. મેં આજ લગી એવો ભારી જાદુગર નજરે દીઠો તો નહી. વાસતે અય નામદાર પેહેલવાન, કઇબી કરતાં જો એ ગોવાલીઓ તારા હાથમાં આવે તો તારૂં કામ આસાંનીથી પાર પડે અને તમામ ભેદ એ જગોનો તુને તે બતાવે. તે શખસ પોતાના હાથમાં ફકત એક લાકડી પકડી ગોસપંદોને ચરાવે છે, પણ જોવામાં તે શખસ કાંઇ હોનર ભરેલો જાદુ ચારાનો કરનાર છે.

તે સમુદ્દન દેવનું એટલું કેહેવું કે, જેહાનબખશ પોતે સેતાબ ઉઠેઓ ને પોતાનું બખતર પેહેરીઊં કે તે નાપાક જાદુની લડાઇમાં જાય. પછે પોતાના અબલખ ઘોડા ઉપર સવાર થઇ દેલ કીનાં ભરેલું કરીને સેતાબ તે ગોઆરાંની તરફ ચાલયો. તે વખત તમામ ગોઆરૂં પરાગંદે થઇને જંગલમાં ફરતું હતું. એમ કરતાં જેવાર જેહાનબખશ તે જગો જઇ પોંહોંચયો, ને તાંહાં એક ગોવાલીઆ મરદને દીઠો કે તેણે પોતાના હાથમાં લાકડી પકડેલી ને એક પથર ઊપર બેસીને વાંસલી વગાડે છે. એવામાં એક મહસત ગાયે આવીને જેહાનબખશના ઘોડાના પાઊ નીચે પોતાનું સર નાખીઊં, ને તે જગો તે ઉભી રહી. વલી તે ગાયની આંખમાંથી બેશુમાર આંસું વરસવા લાગાં, તેને જોઇને જેહાનબખશનુ દેલ બલવા લાગું, એમ કરતાં તે ગાયની પછવાડે એક દુમબોભી દોડતો આવેઓ, તે જેહાનબખશના ઘોડાની નજદીક ખાકમાં લેટીને દરદથી પોકારવા લાગો, ને તે બેહુ જાનવરો બેશુમાર રડવા લાગાં પણ જેહાનબખશે જાણીઊં નહી કે એ અજાયબી ભરેલાં જાનવરો શા વાસતે પોકાર કરેછે ને એ કોણ છે. એવો તમાસો જોઇને તે દેલાવર પેહેલવાન ઘણો અજબ રહોને પોતાના દેલ સાથે અનદેશો કરવા લાગો કે, એ અજાયબ તમાસો શું હશે? એ રવેશ અનદેશો કરીને પછે પોતે કમંદનો ફાંદો નાંખીને તે ગાય તથા દુમબાને બેહુને પકડીને પોતાની સાથે પેલો સમદુન દેવ હતો તેને હવાલે કીધાં. તેથી તે દેવ સેતાબ વાની મીસાલ દોડતો તે બેહુને જેહાનબખશના લશકરની તરફ લેઈ આવેઓ.

પેલા ગોઆલીઆએ એવો મામલો દીઠો તેવારે શેરની મીસાલ પોકાર મારીને દોડતો આવેઓ, ને પોતાના હાથમાંની લાકડી ઊઠાવીને પોતાનાં સર ઉપર ફેરવવા લાગો ને જેહાનબખશને કહીઊં કે, "એ બેહુંદા મગજનાં ટેં એ રવેશ લોકોના માલ લુટવા ઊપર શા વાસતે કમર બાંધી છે, ને મારાં ગોવાલાંમાંથી એવો ફરબે દુમબો તથા ગાય તું શા વાસતે લેઈ ગયો છે. મગર અનકાર જાદુ પાસે કાંઇ તું માગે છે કે એ રવેસથી એવાં ફરબે ગોસપંદ તેના ગોઆરાંમાથી તું પોતાને હાથે પકડી લેઇ જાય છે. વાસતે જરા તું એ જગો ઉપર ઉભો રેહે કે,

હું જોઊં કે તું એવો જબરદસત મરદ કોણ અને એવડો પવન મગજમાં શા વાસતે રાખે છે?" એટલું કહીને જેહાનબખશનાં સર ઊપર જોરથીલાકડી મારી પણ તેથી જેહાનબખશને કાંઈ નુકસાન પોહોંચીઊં નહી. તેવારે જેહાનબખશે તેને કહીઊં કે, "એ બદ નસલના જાદુ, એ રવેસ ઘણાક દેવો તથા જાદુગરો મારે ઊપર લડાઇના વખતમાં જાદુઇના ચારા દરમેઆનમાં લાવેઆ હતા; પણ મારો નેગેહબાન પાક યજદાં છે તેથી તે નાપાકોની જાદુઇ મારે ઊપર ચાલી નહીં. તમારા જેવા બુરા દેવો તથા જાદુગર લોકોથી હું હરગેજ દરતો નથી ને મારી તલવારથી તે બદકાર લોકો પોતાનો જાન સલાંમત લઈ ગયા નથી. કાંયકે દાંના લોકો ફરમાઇ ગયા છે કે, બદીના કરનારને આકેબત બદીજ પોંહોંચે છે ને નેકીના કરનારને નેકીજ હાંસેલ થાયછે. અને બદ આદમીના મોહોડાં ઉપર નુર નહી હોય."

હવે આ તરફ જેવારે સમદુન દેવ, પેલો દુમબો તથા ગાયે લેઇને ઇરાની લશકરમાં ગયો, તેવારે જેહાનબખશેભી પોતાના ઘોડાની લગામ ફેરવી કે સેતાબ લશકરમાં જઇને પેલાં ગોસપંદોને હલાલ કરીને પોતાના પેહેલવાનો સાથે બેસી તેના કબાબ કરીને નાસતો કરે. એવા ઇરાદાથી તે નામદાર પેહેલવાન પાછો ફરેઓ; પણ તેની પછવાડે પેલો, નાપાક ગોઆલીઓ વરૂની મીસાલ દોડતો હતો ને મોહોડાંમાંથી ઘણીક ગાલો દેતો હતો. એમ કરતાં જેહાનબખશ પોતાના લશકરમાં આવી પોંહોંચેયો, અને પોતાના અબલકની પીઠ ઊપરથી નીચે ઊતરેઓ, તાંહાં જોય શું કે, પેલો દુમબો તથા ગાયો પડીને પોકાર મારે છે. અને તેઓનાં તન પારાની મીસાલ ધ્રુજે છે પણ તે બેહુ જાનવરોનો ભેદ કોઇને માલુમ નહી પડતો હતો કે એ શું છે.



## હેકાયત લખી છે કે, આવી સમેએ ઓરત અને ગોફ્તેગો કીધી તેણે જેહાનબખશ સાથે તથા તેવામાં નાપાક બરજીન જાદુ આવી પોંહોંચયો.

એ રવેસ જેહાનબખશ પેલાં ગોઆરાંમાંથી બે ગોસપંદ પકડી લાવીને પોતાના લશકરમાં બેઠો હતો, એવામાં એકાએક તે જગો ઊપર સમેએ ઓરત આવી પોંહોંચી તેણે પોતાના ભાઈ જેહાનબખશને કહીઊં કે, એ રેસન ચેહેરેના પેહેલવાન, તું જાણતો નથી પણ એ બેહુ જાણવરો જે છે તે તારા બે નામાદારો છે. તેમાં ગાએની સુરતનો જે છે તે નામદાર તરમાહા છે, ને એ દુંમબો છે તે આક પાદશાહ છે. એ બેહુ સરફરાજ પેહેલવાનોને પેલા નાપાક ગોઆલીઆએ પોતાની જાદુઈને જોરે એ રવેશ ગોસપંદની સુરતના કીધા છે, પણ તું એ નાપાક જાદુગર લોકોથી કસો અનદેશો માં કર. એ નાપાક બરજીન તથા અનકાર એ બેહુ ઘણા ભારી જબરદસત જાદુગરો છે. તે બદકારોનાં ફેલથીજ એ સીહા વાદલમાંથી તારાં લશકર ઊપર આતસ વરશે છે; તેભી એ ગોસપંદના ગોઆરાંની મીસાલ પરાગંદે થઈ જશે. અને એ જંગલમાં ગોસપંદોનું જે ગોઆરૂં છે તેભી તમામ આદમીઓજ છે, પણ પેલો જે નાપાક ગોઆલીઓ છે તેની જાદુઈએ કરી એ રવેશ તે આદમીઓભી ગાયો તથા દુમબા થઈને જંગલમાં ફરે છે. અને એ નાપાક ગોઆલીઓ એવો તો જાદુગર છે કે એનાં તન ઊપર લડાઈનાં હથીઆર તો લાગતાંજ નથી, અને એ જંજીરો તમામ જાદુગર લોકોથી ભરેલો છે. પણ એમ કરી જાણ કે જેવાર એ અનકાર જાદુ તારા હાથ ઊપર મારેઓ ગયો કે, એ જજીરામાંનો એકભી જાદુ તારી નજીક ઊભો રેંહેવાનો નથી. વાસતે તું એ જંજીરામાંના તમામ દેવોથી હરગેજ અનદેશો મા કરતો ને હુમણાં તારા અબલખ ઘોડા ઊપર સવાર થઈને એ જંજીરાની તરફ આવ કે હું તે અનકાર જાદુંની તરફ જાઊંછું ને મારા ચારાએ કરી તેના જીવ ઊપર આફત નાખુંછું. પણ તું બેદેહેસત મારી પછવાડે આવી પોંહોંચીને ત-

લવારે કરી તે નાપાકોના સરને ખાકમાં નાંખજે કે, હું તેની નજદીક જઇ ચારાથી તે નાપાકોનાં જીવ ઉપર આફત પેદા કરૂછું. એવા હીમતના સખુન જેહાનબખશે પોતાની બેહેન શમેએની જોબાનથી સાંભલે આ, તેથી ખુશી થઇને તેને કેહેવા લાગો કે "એ મેહેરબાન બેહેન તું સેતાબ પોતાના ચારાથી એ જંજીરામાં અનકાર જાદુના સર ઊપર જા, ને તે નાપાકના તનમાંથી પલીદ જીવ કાહાડી નાખ કે હુંભી નાપાક બરજીન જાદુની આંખમાંથી જેહાન શીહા કરી નાંખુંછું.

જેવાર સમેએ પોતાના ભાઈ જેહાંનબખશની જોબાનથી એવા સખુન સાંભલીઆ, તેવારે તેણી તુરત પોતાનાં હાથમાં તેજ તલવાર પકડીને બાહાર નીકલી કે, તે બદકાર અનકાર જાદુના જીવથી રસતાખેજ ઊઠાવે. તેવાર પછે જેહાનબખશભી પોતાના અબલખ ઘોડા ઉપર સવાર થઇ બાહેર પડીયો. એમ કરતાં તે બેઊ નામદારો પોતપોતાના દુશમનોની શોધમાં આગલ ચાલીઆં તેમાં સમએ તે જંગલમા જમણી તરફ ચાલી, ને જેહાનબખશે ડાભી તરફ પોતાનો ઘોડો હાંકેઓ. તે બેહુ જણે એતેફાક કીધો હતો કે, ફલાણી તદબીરે તે નાપાક જાદુગરોના જીવ ઉપર શીતમ નાંખવો. હવે જેહાનબખશે પોતાના લશકરનો હવાલો સરાએજીનીને આપેઓ હતો, તેથી સરાએજીની પોતાનાં તમામ લશકર સાથે જાબજા ફરવા લાગો પણ તેના જોવામા કેહેભી દેવો તથા જાદુગરોની નીસાન આવી નહી. હવે પેહલવાન જેહાનબખશ ફરતો ફરતો અને આસપાસ નજર કરતો આગલ નીકલી ગયો. તાંહાં તેણે એકાએક એક પાહાડ ઉપર બરજીન દેવને દીઠો, કે તે નાપાકનું તન મહસત હાથીની મીસાલનું હતું ને તે જાતે ઘણો બદસુરત હતો, અને તે નાપાક પાહડ ઉપર બેસીને જાદુઇના સખુન પહડતો હતો. તે નાપાકનાં સર ઉપરના બાલ ગોયા વાંસના જાહડની મીસાલ એકએકમાં ગુંચવાયલા અને તેનું કદ મનારાની મીસાલ ઊંચુ તથા તેના આગલા દાંત ભુંડની મીસાલ મોહોડામાંથી બાહેર નીકલેલા હતા ને તેના મોહોડામાંથી જાદુઇએ કરી આતસના શોલા નીકલતા તે આતસ જઇને ઈરાની લશકર ઉપર વરસતો તેથી ઘણાક આદમીઓ બલીને પડતા હતા. જેવારે તે નાપાક દેવને જેહાનબશના ઘોડાએ દીઠો તેવારે તે અબલક ઘોડો તેજીથી હરનેઓ ઈઆને ખં-

ખારેઓ. તેવારે તે પલીદ દેવે પાછું ફરી જોયું તો તાંહાં એક નોજવાન મહસત શેરની મીસાલનો પાહાડની મીસાલના ઘોડા ઉપર બેઠેલો દીઠો. તે નામદારના જોસથી તમામ પાહાડ ધ્રુજવા લાગો. એ રવેશ તેનો દબદબો જોઇને નાપાક બરજીન પોતાના તન ઉપર લરજેઓ ને એક પોકાર જેહાનબખશ ઊપર મારીને કેહવા લાગો કે, "એ ઊંધા બખતના, તું અમો લોકોની સર જમીનમાં આવીને એ રવેશ શા વાસતે દોડતો ફરેછે મગર શું પેહેલવાન જેહાનબખશ કરી કેહેવાયછે તે તુંજ છે કે, અને જો તું જેહાનબખશજ હોય તો તેં જાણી જોઇને પોતાના તનને બલામાં નાખીઊંછે. તું એ જગોના અનકાર જાદુથીબી દરતોજ નથી; તે કરતાં એ પાહાડના સર ઊપર હું પોતે બેઠેલોછું. મારૂં નામ જાદુઈ ભરેલો બરજીન દેવછે. અગર હું ચાહું તો એક લેહેજામાં એ જેહાનને ફનાં કરી નાંખુ ને મારી જાદુએ કરી આસમાન ઉપરથી આફતાબ તથા માહાતાબને જમીન ઉપર નીચે નાંખું." તેવારે જેહાનબખશે તેને જવાબ દીધો કે, "એ સીહા જીવના નાપાક એવડી બુમ શા વાસતે પાડેછે. એમ કરી જાણ કે, તમો જાદુગર લોકોની આખેર હવે નજદીક આવીછે. તું મને પીછાનતો નથી કે સાંમે સવારના તોખમનો શેર દેલર ફરામરોજનો બેટો જંગી જેહાનબખશ તે હુંછું, ને પાક દીનના પાદશાહા કેખોસરોનાં હોકમથી શેરની મીસાલ મગરેબ જમીન જાઊંછું. કે તે જગો નાપાક ખસલતના તમામ દેવોનો શેરદાર જે કેહેર ભરેલો કેહેકામ દેવ કેહેવાયછે તે નરે દેવની બેહુ બાજુ બાંધું."

જેવારે નાપાક બરજીન જાદુએ જેહાનબખશની જુબાનથી એવા સખુન સાંભલેઆ તેવારે તે નાપાક બરજીન દેવ હસેઓ ને જેહાનબખશને કહીઊં કે, "એ બદબુનીઆદના છોકરા, આજ રોજે તેં પોતાને મરવા ઊપર કમર બાંધીછે એવું મારા જોવામાં આવેછે. કેમકે નામદાર કેહેકામ દેવની નજદીક તું તથા તારો ફરામરોજ તથા બરજો તથા કરીમાન તથા જાલનો બેટો પીલતન રૂસતમ તથા જાલ તથા સાંમેસવાર તથા નરીમાન તથા જેહાનપેહેલવાન કેરશાસપ એ તમામ પેહેલવાનો શા હેસાબમાં છે. તે કરતાં તે કેહેકામની સાથે લડાઇના કરનારા

તેજ ચુંગાલના રાખનારા ને ભારી જાદુઇના જાણનારા, ઘણા જરબદસત એક લાખ દેવ રાતોદન તઇઆર રેહેછે. તે દેવો કબી પોતાની સુરત બદલીને શેર થાયછે અને કબી મગરમછની સુરતના થાયછે. તે તમામ દેવોમાં એક અનકલાબ નામનો દેવ ઘણો જબરદસત છે તે લડાઇને વખત ફરતા આસમાન લગી શોર ઉઠાવેછે. તે નર દેવ એ જગોથી કેહેકામની તરફ જવાનો રસતો જંગલમાં બંધ કરીને બેઠોછે. તેથી તે દેવની નજદીકથી મહસત હાથીથીભો આગલ જઇ શકાતું નથી. તે કરતાં તેની સાથના બીજા તમામ દેવોની મરદાનગીની વાત હું તારી નજદીક શું કહું." તેવાર જેહાનબખશે તેને કહીઉં કે, એ નાપાક દેવ તું એવડી લાંબી વાતો શા વાસતે કરેછે હમણાતો તું પોતાના જીવને બચાવાનો ચારો કર પછી બીજી વાત કરજે.

## હેકાયત લખીછે કે, મારીઓ ગયો નાપાક બરજીન જાદુ પેહેલવાન જેહાનબખશના હાથ ઊપર.

હવે જેવારે બરજીન જાદુએ જેહાનબખશની જોબાનથી એવ સખત સખુન સાંભલેઆ, તેવારે સેતાબ તે જગોથી ઉઠીને તે પાહડમાંથી પોતાનાં નખે કરી એક ભારી પથર ઉખોડેઓ કે તે પથરના ભારથી જમીનભી આજેજ આવતી હતી એવો તે ભારી પથર હતો, તે ઊઠાવીને જેહાનબખશ ઊપર મારેઓ. પણ તે દેલાવર પેહેલવાને તે પથરના જરબને પોતાનો ઢાલ ઊપર રદ કરી નાખેઓ, પછે પાક યજદાનું નામ જુબાન ઉપર લેઇને અબલકની પીઠ ઊપરથી નીચે ઊતરીઓ, ને અબલકને એક જાહાડ સાથે બાંધીને પોતે બખતરની દામન ગેરદાનીને તે દેવની સાથે લડવાને વાસતે સેતાબ તે પાહડ ઉપર ચહડેઓ, અને પોતાના માથા ઊપર ધાલ પકડોને એક હાથમાં તેજ તલવાર સાથે તેની નજદીક ગયો. તેવાર બરજીને તેને કહીઉં કે, "એ છોકરા, શું તુને પોતાની જવાની ઊપર કશો અફશોસ આવતો નથી ; કે એવી પોતાની જવાનીના જાહાડને જલદીથી ઉખેડી નાખવા આવેઓછે. તું પોતાની

ખાતેર જમેથી જાણજે કે એ જગો તું બરજીન જાદુના હાથ ઉપર મારેઓ જવાનો, ને ફરીથી તું એવા અબલક ઘોડાનો સવારી દેખવાનો નથી. પણ મને તારી એવી જવાની ઊપર રેહેમ આવેછે કેમકે હજુ તેં દુનીઆનાં બાગના ફુલને પુરૂં સુધીઊં નથી, ઈઆને દુનીઆની પુરી લાહાઆ લીધી નથી. ને હજુ તેં પોતાના દાંતે ધુઆની માસાલનો તલખ સરાબ ચાખેઓ નથી; ઈઆને તું દુધનું પીનાર બચ્ચું છે. વાસતે એ છોકરા તું મારી સાથે લડાઇ મા કર, મેં મારી ઊમરમાં આદમીઓને મારવા સેવાએ કાંઇ બીજો પેસો કીધોજ નથી. ને રાતદન મારૂ કામ આદમી જાદને આજાર દેવા સેવાએ કાઇ બીજું છેજ નહી, તેથી મારી દેહેસતે કરી મહસત હાથીના મોહોમાંથી પોતાની મેલે દાંત ઊખડી પડેછે ને મારા ગોસાથી સીમોરગ જાનવર કોહેકાફમાં ધુજેછે. આજલગી મારી લડાઈમાંથી કોઇ પોતાનો જાન સલાંમત લઇ ગયું નથી. તું નાદાન બચ્ચું છે, તેથી તુને મારી લડાઇની ખબર નથી. વાસતે તું બેહુદાંપણાથી મારા આજારની તરફ મા આવ.” તે નાપાકનું એટલું કેહેવું કે, પેહેલવાન જેહાનબખશે શેતાબ પોતાની તલવાર ઉઠાવી કે, તે જાદુગરના જાન ઉપર રસતાખેજનો શોર નાંખે. એવો અંદેશો કરીને જેહાનબખસે તે બદકારના સર ઉપર તલવારનો એક જખમ મારીઓ. એવામાં તે નાપેકાર બરજીને પોતાનો હાથ લાંબો કરી જેહાનબખસના હાથમાંથી તે તલવાર છીનવી લીધી અને ભાંજી તુકડા કરી નાંખી દીધી. તે તમાસો જોઈને જેહાનબખશ અજબ રેહો ને પોતાનાં દેલ સાથે કેહેવા લાગો કે, મેં આજ લગી એવી લડાઇ જેહાનમાં દીઠીતી નહી. દુનીઆંના દરમેઆનમાં કોઇએ એ રવેશ મારા હાથમાંથી તલવાર છીનવી લેઈને ભાજી નાંખી નહી હતી. એવો વીચાર કરી પછે જેહાનબખશે પોતાનો ભારી ગોરજ ઉઠાવીને એક જખમ તે નાપાકનાં સર ઊપર મારેઓ કે, તે જખમે કરી બરજીનનાં સરમાંથી મગજ કાહાડી નાંખે. પણ તે જીઆંગાર દેવે પોતાની ચુંગાલ લાંબો કરી જેહાનબખશનો ગોરજ પકડીને તે હાથીને જોરના પેહેલવાનના હાથમાંથી એકદમ છીનવી લેઇ પોતાના દાંતે કરી તેને કરડી તેના પુરજે પુરજા કરી નાંખેઆ. એ તમાસો જોઇને જેહાનબખશ પોતાના દેલમાં

લરજેઓ. પછે પાક યજદાંને યાદ કરીને કેહેવા લાગો કે, "એ પાક દાદાર, હવે એ જાદુગરોની લડાઇમાં હું શું ચારો કરૂ કે એની જાદુઇ આગલ મારી મરદાનગી તો કસા હેશાબમાંજ નથી, વાસતે એ લડાઇમાં તું મારી દસતગીરી કર. ને હું તારો બંદો તું સેવાએ કોઈ બીજાને પોતાનો પોસત પનાહનો કરનાર કરી જાણતોજ નથી. એ રવેશ પાક પરવરદેગાર જે જીહાનનો સાહેબ તેનો નજદીક મનાંજાત કરીને પછે મહસત હાથીની મીસાલ જોશમાં આવો ચીતાની મીસાલ તે જગોથી કુદીને બરજીન જાદુ ઊપર પોતાની ચુંગાલ મારી, ને તે નાપાક જાદુનો કમરબંદ પકડેઓ; ને ખોદાનું નામ જુબાન ઊપર લેઇ એક જોર એવો તો કીધો કે તે જોર કરવાથી જેહાનબખશના તનમાથી બખતરના આંકડા તુટી ગયા પણ તે જોર કરી બદ બુનીઆદના બરજીનને જમીન ઊપરથી ઉઠાવેઓ ને તેને ઊંચો લેઈ જઇને કેટલોક વાર પોતાનાં સર ઊપર ફેરવીને પછે એવો તો પાહડ ઊપરથી નીચે જમીન ઊપર મારેઓ કે, તે નાપાકના તનના પુરજે પુરજા થઈ ગયા. તે નાપેકાર દેવનું મરવું કે તેજ વખત પેલું સીહા વાદલ તથા આતસનો વરસાદ સરવે બરતરફ થયું, ને ખુશી ભરેલી હવા નજર આવી.

પછે જેહાનબખશ તુરત એક પાણીના ચસમા અંદર ઊતરી ગોસલ કરી, પોતાનું સર ખાક ઉપર મેલીને પાક યજદાંનાં શોકરાંનાં કરી કેહેવા લાગો કે, "એ બેચારા આદમીના ચારાના કરનાર સાહેબ, તું તમામ જાહાનને રોજી તથા નેકી પોંહોંચાડે છે. તારાજ હોકમથી આફતાબ તથા માહાતાબ આસમાંન ઊપર ફરેછે. એ લડાઇમાં તેં મારી દસતગીરી કીધી તેથી હું એવા જીઆંગાર દેવ ઉપર ફતેહ પાંમેઓ છેઊં. એ રવેશ મનાજાત કરીને પછે તે પાહાડ ઉપરથી નીચે ઉતરેઓ, ને પોતાના અબલક ઘોડા ઊપર સવાર થઇ ખુશી ભરેલા દેલ સાથે ઇરાની લશકર તરફ આવેઓ. અને પોતાના લશકરમાં આવીને તમામ હકીકત બરજીન દેવની પોતાના નામદારોને કહી, તે સાંભલેઆથી સરવે કોઇ અજબ રેહેવા લાગા. તે વખતે પેલા બુઢા નાખોદાએ એમ કરી કહીઊં કે, "એ પાદશાહા જમશેદને તોખમના નામના ઊઠાવનાર પેહેલવાન, હકતાલા તમારાં ખાનદાંન ઊપર મેહેરબાન છે તેથીજ તમો

જાણુલાઓ એવા ભારી દેવો તથા જાદુગરો સાથે લડીને નામ ઊઠાવો છો. બાકી તાકાત કોણની કે એવા નાપાક જાદુગર દેવોનું નામ જોબાન ઊપર લઈ શકે. પણ તે દાદગર સાહેબે તુને એવાં જોર તથા હીમત સાથેનો પેદા કીધો છે તેથી તુંજ એ કામ કરે! બાકી બીજા કોઈનો આસરો નહી. વાસતે હું દોઆ માગું છું કે હમેશ તું એજ રવેશ બદ લોકોને તથા આજારના પોહોચાડનારા દેવ લોકો ઉપર ફતેહમંદી ભરેલો રેહજે. ને તારા દુશમન લોકોનાં સર ઊંધાં રેહજો."

હવે દાનાઈ ભરેલા જેહાનબખશે એવા સખુન સાંભલીયા તેવારે તે બુઢા નાવખુદાને કહીઊં કે, "એ દાંનાં મરદ, હવેતો એક બીજું કામ ઘણું સખત રહીઊંછે કે પેલો નાપાક અનકાર દેવ જે ઘણો ભુંડો ને જીઆંગાર છે તે મારેઓ જાય તેવારે એ બદનસલના નાપાકોથી એ રાહા સાફ થાય ને ખોદાની ખલકત બેદેહેસત એ રસતે આવજાવ કરે. વાસતે હવે તો તે બદ ગોહરના દેવની લડાઈમાં જાઊં, ને મારા પાદશાહા કેખોસરોના ફતેહમંદ બખતની મદદથી મારા જોરની અજમાએશ કરી જોઊં. એટલું કહી ફરીથી અબલક ઘોડા ઉપર સવાર થયો, ને મસત બબરની મીસાલ તે દેવની લડાઈમાં ગયો ને ચાહીઊં કે, અવલ તે નાપાકની નીશાન શોધી કાહાડે. એમ કરતાં બીજી મરતબે આસમાંનના નકાશ ચીતારાએ આફતાબના નુરે કરી જમીન ઊપર મેના કરી કીધી, ઇઆને આફતાબ નીકલેઓ તેથી તમામ જીહાન રોશની ભરેલી થઇ. અનકાર જાદુને ખબર થઇ કે, મારો ભાઇ બરજીન દેવને જેહાનબખશે ઊઠાવીને ખોઆરીથી જમીન ઊપર મારેઓ તેથી તેના તનનો પુરજે પુરજો થઇ ગયો અને તેથી તે મરણ પામીઓ છે. જેવારે અનકાર દેવે એ ખબર સાંભલી તેવારે તે પોતાનાં સર ઊપરના બાલ તોડવા લાગો, ને ઘણીએક જારી કીધી અને કહીઊં કે, "હવે મારૂં બખત બરગસતે થયું, ને તમામ જાહાનના જાદુગર લોકોની કમબખતી જાગી કે, એ સગજીને તોખમનો જેહાનબખશ આવી પોહોંચયો છે. એ નાપાકની તલવારે કરો આપણા જાદુગર લોકોની બુનબેખ ઊખડી જવાની. મને એક ચીનના સેતારેશનાસ ઇઆને નજુમી મરદે એમ ફરી કહીઊં છે કે, એક નોજવાન પેહેલવાન સામેસવારના તોખમનો

એકાએક લશકર સાથે આવશે તે તમામ મગરેબ જમીન પોતાને કબજ કરશે. તે જાબુલી પેહેલવાન એ તરફ આવશે તે જાલેજરના જેહાન પેહેલવાન રૂસતમનો નબીરો અને દેલેર ફરામરજનો બેટો પેહે-લવાન જેહાનબખશ નામનો ઇરાનના પાદશાહા કેખોસરોના હોકમથી એ મોલકની સર જમીનમાં આવશે. તે નામદારના હાથથી મગરેબ જમીનનાં જાદુગર લોકોમાંથી એક તન સલામત રેહેવાનું નહી. એ રવેશ તે ચીનના નજુમીએ મને કહીઊં હતું, મગર તે પેહેલવાન એ છોકરોજ છે એવી ખબર મેં આગલથી સાંભલી છે. એ રવેસ તે નાપાક તોખમનો દેવ ભારી માહેતમમાં અને અનદેસામાં હતો. એ-વામાં માહાતાબની મીસાલ રોશન ચેહેરેની સમેએ ઓરત તાહાં આવી પોહોચી.

---

તેરમું દફતર પુરૂં.

---